પ્રતિદિન વધુને વધુ પ્રગતિ કરતી

ધી

## નાગપુર પાયોનિયર વીમા કું. લી. માં

તમારી જીંદગીનો વિમો ઉતરાવી ચિંતા મૂક્ત બનો.

કારણ કે:

૧. કુંપનીના ખર્ચનું પ્રમાણ ઘણું જ ઓછું છે.

૨. પ્રિમીઅમના દર તદ્દન માફકસર છે.

૩. દાવાની તાત્કાલીક પતાવટ થાય છે.

૪. કંપનીની મૂડી સદ્ધર જામીનગીરીમાં રોકવામાં આવી છે.

૫. કંપનીએ ૧૯૪૪ આખરના વેલ્યુએશનમાં દર હજારની પોલીસી ઉપર રૂપીઆ દશ પ્રમાણે બોનસ વહેંચવાનું જાહેર કર્યું છે.

દરેક મોટા શહેરોમાં ઉદાર શરતોથી એજન્સીઓ આપવાની છે. રૂબરૂ મળો યા લખો.

: બ્રાંચ મેનેજર, :

**રતનલાલ દેશાઈ**

બરાનપુરી ભાગોળ—સુરત

# આશા અમર છે!

**મશહુર ઓષધોથી ત .સ્તી મળે છે.**

સાધારણ દર્દોની બેદરકારી
દુર કરો!

## અષ્ટામૃત
## કલ્પલત્તાવટી

ગમે તેવી જુની ખાંસી નાબુદ કરનારું અમૂલ્ય ઔષધ.

અવનવી અનેક બીમારીઓ ખાંસીથી થાય છે, "અષ્ટામૃત કલ્પલત્તાવટી"ના સેવનથી ગમે તેવી જુની ખાંસી, શ્વાસ, દમ. સ્વરભંગ, જીર્ણજ્વર, થતો ક્ષય વિગેરે ફેફસાંના તમામ રોગોમાં સંપૂર્ણ ફાયદો મળ્યાનું પુરવાર થયેલ છે. બા.૧ ની કિં. રૂ.૧-૪-૦ વી. પી. ખર્ચ નવ આના જુદા. સંપૂર્ણ ખોરાક ત્રણ બાટલી સાથેની કીં. રૂ. ૩-૧૨-૦ વી. વી. ખર્ચ માફ.

જીવનભરની બીમારી
નાબુદ કરો!

## હિતેચ્છુ

અર્ષ (મસા) નાબુદ કરનારો મલમ ઘર કરી બેઠેલા ગમે તેવા અર્ષ (મષા)ને "હિતેચ્છુ" મલમ લગાવવાથી દરેકને તાતકાલીક ફાયદો મળેલો છે. ગમે તેવા અર્ષ (મષા) ને માટે "હિતેચ્છુ" ચમત્કારિક ફાયદો આપનાર અમૂલ્ય દવા તરીકે પુરવાર થયેલ છે. 'હિતેચ્છુ' મલમ લગાવવાથી અર્ષ (મસા) ગુદભ્રંશ, બળતરા, લોહીનું પડવું વિગેરે તાતકાલીક બંધ કરે છે. વધારે સમય વાપરવાથી અર્ષ (મસા)ને સુકવીને ખેરવી નાખે છે. સ્ત્રી, પુરૂષ વિના સંકોચે વાપરી શકે છે. બા. ૧ ની કિં. રૂ. ૧) વી. પી. ખર્ચ નવ આના જુદા. સંપૂર્ણ દવા ત્રણ બાટલી સાથેની કિં. રૂ. ૨) વી. પી. ખર્ચ માફ.

## ત્રિભુવન આયુર્વેદિક ફાર્મસી

ગાંધીરોડ : અમદાવાદ.

# સ્ટાન્ડર્ડ જનરલ
## એશ્યોરન્સ કંપની લીમીટેડ

હેડ ઓફીસ : કલકત્તા

બોમ્બે બ્રાન્ચ : ૪૫-૪૭ એપોલો સ્ટ્રીટ, મુંબઇ

### થાપણ

| | | | |
|---|---|---|---|
| સત્તાવાર થાપણ | ... | ... | રૂા. ૫૦,૦૦,૦૦૦ |
| બહાર પડેલી | ... | ... | રૂા. ૧૬,૦૦,૦૦૦ |
| ભરપાઇ થયેલી | ... | ... | રૂા. ૮,૦૦,૦૦૦ |

| | | | |
|---|---|---|---|
| રીઝર્વ ફંડ | ફાયર | ... | ... રૂા. ૨ લાખ |
| | મરીન | ... | ... રૂા. ૧ લાખ |
| | અકસ્માત | ... | ... રૂા. ૧ લાખ |

: ચેરમેન :

સર બદ્રીદાસ ગોએન્કા નાઇટ સી. આઇ. ઈ.
(મેસર્સ રામદત્ત રામકીશનદાસ)

બોર્ડ ઓફ ડીરેકટર્સ

શ્રી. એમ. એ. ઈસ્પહાની (મેસર્સ એમ. એમ. ઇસ્પહાની લી.)

શ્રી. રાજકુમારસીંગ કસ્લીવાલ એમ. એ. એલ. એલ. બી.
(મેસર્સ સરૂપચંદ હુકમચંદની કાં)

શ્રી. ગોકુળચંદ મોરારકા (મેસર્સ મોરારકાની કાં.)

શ્રી. કે. પી. ગોએન્કા (મેસર્સ રામદત્ત રામકીશનદાસ)

**આગ, મોટર, મરીન, અકસ્માત, ચોરી, લુંટફાટ અને કામદારોના વિમાના બદલાનું કામકાજ લખવામાં આવે છે.**

—: વધુ વિગત માટે મળો યા લખો :—

ટે. નં. ૨૨૦૪૮
૨૨૦૪૯

ટેલીગ્રામ્સ : STANGENAL

**શ્રી કે. જી. મરચન્ટ**
બ્રાંચ મેનેજર
મુંબઇ

અનેક રોગની એકજ દવા

# જીવનધારા

કોલેરા, સંગ્રહણી, શરદી, બદનનો દુ:ખાવો, પાણી વિકાર, સંધિવા, અશક્તિ, સોજા, અજીર્ણ, અપચો, ખાંસી, શ્વાસ, દમ, દાંત–દાઢમાં કળતર, પેટપેઢુનો દુ:ખાવો, અમુઝણ, ઝેરીડંખ, પ્રદર, પ્રમેહ, મોઢાની દુર્ગંધી, દરેક જાતના તાવ, ઘા પડવો, લોહી નીકળવું તથા અનેક જાતનાં તેમજ રેલ્વે સ્ટીમર યા મોટરની મુસાફરીમાં તાત્કાલીક ઉપયોગી થઈ પડનારી અમુલ્ય ઔષધી કિં. મોટી બાટલી રૂ. ૧ાા, મધ્યમ બાટલી રૂ. ૧ા અને નાની બાટલી ૧૦ આના. ટ. ખ જુદું દરેક ઠેકાણે વેચાય છે.

રજીસ્ટર્ડ ટ્રેડમાર્ક "જેનસ" નંબર ૩૦૨. જે. એન. શેઠના–નડીઆદ

સોલ એજન્ટસ:—**અનીલ સેલ સર્વીસ**

૪૫, ગાંધીરોડ, અમદાવાદ.

---

તમારી આંખ દુખવા આવે ત્યારે **રસિક આઈડ્રોપ્સ વાપરો**

**કારણ કે**

તે આંખના ખીલ, ઝાંખ, છારી, ફુલ, પાણી ગળવું વગેરે તમામ દરદો માટે અકસીર છે.

દરેક ઠેકાણે, દરેક દવાવાળાઓ વેચે છે.

—: એજન્ટ :—

## પીતામ્બરદાસ શીવલાલ પાનવાળા

દરેક જાતની દવાઓ વેચનાર.

ઝંડાબજાર, **પેટલાદ.**

○જીંદગી ○આગ ○મોટર ○વર્કમેન્સ કોમ્પેનશેસન
○અકસ્માત વિ. દરેક પ્રકારના વિમાનું
કામકાજ કરવામાં આવે છે.

# ધી ઇન્ડીઆ
## જનરલ ઇન્સ્યુરન્સ કાં. લી.

સ્થાપના : ૧૯૩૪ હેડ ઓફીસ : કાનપુર



ચુકવેલા દાવાઓ :
રૂા. ૮૦૦,૦૦૦ કરતાં વધારે



ચેરમેન :
શેઠ પદ્મપત સીંઘાનીયા (મીલ માલેક-બેંકર)
મેનેજીંગ ડીરેક્ટર :
શ્રી. નવલકિશોર ભારતીય (બી. એ. એફ. સી. ઇ.)
શાખાઓ :-કલકત્તા, લાહોર, અજમેર અને પટણા

—: મુંબઈ શાખા :—

**શાંતિલાલ કે. ત્રિવેદી**

બ્રાન્ચ મેનેજર :

ટે. નં. ૩૧૪૪૩

રહીમતુલ્લા હાઉસ,
હોમસ્ટ્રીટ, કોટ, મુંબઈ




ચિત્રની ભેટ એ જિંદગીની એક અગત્યની પૂર્તિ છે, કારણ એ શોભાનું, ઉપયોગનું તેમજ આનંદનું સાધન છે; એટલું જ નહિ, પણ ભેટ આપનાર તથા ભેટ લેનાર બંનેને જોડતો એ એક ચિરંતન સંદેશ છે, અને ગુજરાતની જીભે રમતાં, ઠેઠ તેમના હૈયા સુધી પહોંચી ગએલાં કનુ દેસાઈનાં ચિત્રોની પ્રશંસા કરવી એ તો તમારી રસવૃત્તિમાં અવિશ્વાસ જાહેર કરવા જેવું થાય છે. આમોદ અને સંસ્કારનું સાધન પૂરું પાડતી

★ રંગલહરી

★ શ્રીલેખા

★ રૂપરેખા

★ મીરાંબાઈ

**અને બીજી બધી ચિત્રાવલિઓની ઉણપ તમારા ઘરમાં ન રહેવી જોઈએ.**

કુમાર કાર્યાલય અમદાવાદ અને જાણીતા વિક્રેતાઓ

**સંસ્થાના પ્રણેતા વિજ્ઞાનશાસ્ત્રી**



**ભાગલપુર કૉલેજના રસાયણશાસ્ત્રના માજી પ્રોફેસર અને આધુનિક વિજ્ઞાનશાસ્ત્રી ડૉ. જોગેશચંદ્ર ઘોષ** એમ. એ., આયુર્વેદ શાસ્ત્રી, એફ. સી. એસ. (લંડન) એમ. સી. એસ. (અમેરિકા) **સાધના ઔષધાલય**ના અધ્યક્ષ છે. આયુર્વેદને સજીવન કરી તેને સર્વત્ર વિસ્તારવાનો યશ તેમને જાય છે. તેમણે સૌ કોઈ ખરીદી શકે તેવાં સસ્તા શુદ્ધ અને સાચાં ઔષધો બનાવ્યાં છે. સાધનનાં સર્વ ઔષધો તેમની કડક જાતી દેખરેખ નીચે તૈયાર થતાં હોઈને શુદ્ધ સાચાં અને અસરકારક બને છે. તેમના ધન્ય પ્રયાસોથી હિંદની ગર્વ લેવા લાયક મૂડી-આયુર્વેદ-હિંદ તથા દરીયાપારના દેશોમા ચોક્કસ સ્થાન જમાવતો જાય છે. સાધના ઔષધાલયની બધીય શાખાઓમાં અનુભવી વૈદ્યરાજોની મળતી મફત વૈદકીય સલાહ દર્દી માનવ સમુદાયને આ મહાન વિજ્ઞાનવેત્તાની બીજી મહાન અને અમોલી ભેટ છે.

આયુર્વેદિક ઔષધો બનાવનારાઓમાંની સૌથી મહાન સંસ્થા **સાધના ઔષધાલય**ને તાજી ઓળખની જરૂર નથી હિંદની સૌથી વધુ વ્યવસ્થિત એવી આ સંસ્થાની સેવાની અમોલી તક અમદાવાદના નાગરિકોને સાંપડી છે આ સંસ્થાની અમદાવાદની શાખા આયુર્વેદિક ફાર્મસીના ગ્રંથોમાં વર્ણવેલાં મોટા ભાગનાં ઔષધો બહોળા પ્રમાણમાં વેચે છે. આ ઔષધો **ડા. જોગેશચંદ્ર ઘોષ**ની જાતિ દેખરેખ નીચે તૈયાર થતાં **હોઈને** શુદ્ધ સાચા અસરકારક અને ઉત્તમ શ્રેણીના **બને** છે. **સાધના**ના સર્વ ઔષધો દર્દીઓને માત્ર નજીવા નફાથી વેચતા હોઈને તેની કિંમત વાજબીજ બની છે. અમદાવાદ શાખાના વ્યવસ્થાપક-ઉત્તમ લાયકાત ધરાવતા અનુભવી વૈદ્યરાજ **સાધના**ની પ્રણાલિકા મુજબ કાંઈ ફી લીધા વગર દર્દીઓની સારવાર કરે છે એટલું જ નહિ, પરંતુ માત્ર મુસાફરીનું ખર્ચ લઈને દર્દીઓના નિવાસસ્થાને જઈને દર્દીઓની મુલાકાત લે છે.

# સાધના ઔષધાલય

**ઢાકા (બંગાલ)**

હિંદભરમાં તથા પરદેશોમાં શાખાઓ અને એજન્સીઓ છે.

**અમદાવાદ બ્રાંચ**
ગાંધીરોડ,
અમદાવાદ

**મુંબઈ બ્રાંચ**
૪૫૫, કાલબાદેવી,
મુંબઈ ૨

રહેવા તથા જમવા માટેનું
રમ્ય તથા આદર્શ સ્થળ

# શ્રી નારાયણ હિન્દુ લૉજ

ખાડીઆ, ચારરસ્તા, અમદાવાદ

ટેલીગ્રામ્સ :—લોજીંગ

જુની અને જાણીતી વીમાની પેઢી

## આર. સી. ત્રીવેદી એન્ડ કું.

[ સ્થાપના સને ૧૯૧૪ ]

—: જીંદગીના વીમાના એજન્ટો :—

તમારા વિમાના કોઇપણ કામકાજ માટે તથા તમોને અનુકુળ આવે તેવી પોલીસી માટે લખો અગર મળો

દરેક ઠેકાણે એજન્ટો જોઇએ છે

ઓફીસ :
ગાંધીરોડ, અમદાવાદ

સ્વદેશી

સદ્ધર

અગ્રગણ્ય

વીમા કંપની

# યુનાઇટેડ ઇન્ડીઆ

ફાયર એન્ડ જનરલ ઈન્સ્યુરન્સ કું. લી.

* આગ * મોટર * અકસ્માત

વિગેરે વિમાનું કામકાજ લખવામાં આવે છે.



એમ. ડી. સ્માર્ટ

બ્રાંચ મેનેજર

યુનાઇટેડ ઇન્ડીઆ બીલ્ડીંગ,

સર ફીરોજશા મહેતા રોડ, ફોર્ટ, મુંબઇ

ટે. નં. ૨૦૦૬૫

ટેલીગ્રામ્સ Unigen

# લખ્યા લેખ

[ ગ્રામ-સંસારની સામાજિક નવલકથા ]



લેખક:
શ્રી. ઈશ્વર પેટલીકર
આણંદ



મૂલ્ય રૂ. ૨ા

મુદ્રક અને પ્રકાશક:
'લોકપ્રકાશન લિમિટેડ' વતી
ઈન્દ્રવદન બળવંતરાય ઠાકોર
'પ્રજાબંધુ' પ્રેસ, રેવડી બજાર,
અમદાવાદ.

ગુજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય
અમદાવાદ
ગુજરાતી કોપીરાઈટ સંગ્રહ
૨૫૪૩૪

આવૃત્તિ ૧ લી
વિ. સં. ૨૦૦૧
ઈ. સ. ૧૯૪૫



'પ્રજાબંધુ'ના ગ્રાહકોને
સને ૧૯૪૫ની ભેટ

# લખ્યા લેખ !



મારી પ્રથમ નવલકથા 'જનમટીપ'ની પેઠે આ બીજી વાર્તાનો શુદ્ધિ–સંસ્કાર પણ એ જ મુરબ્બી શ્રી. ચુનીલાલ વ. શાહને હાથે થયો છે. વળી એ જ લોકપ્રકાશન લિ. સંસ્થા દ્વારા એનું પ્રકાશન થયું છે. અને વધારામાં 'પ્રજાબંધુ'ના વાચકો પાસે 'જનમટીપની'ની પેઠે કકડે કકડે પહોંચવાને બદલે આખું કલેવર લેઇને જવાનું આને ભાગ્ય મળ્યું છે; છતાં 'જનમટીપ' જેટલું સદ્ભાગ્ય જો આને ન મળે તો જેવા એના લખ્યા લેખ !

કોઇ કોઈ જગાએ મુદ્રણદોષ તરીકે ગોખોને બદલે ગોળો, વેપારને બદલે વેવાર, માટીને બદલે મારી, મગનને બદલે નારણ, ઓટલાને બદલે ચોતરા, પણ (પ્રતિજ્ઞા) ને બદલે મન, ને મરીને બદલે મારી છપાઈ ગયું છે; પરંતુ એ સૌમાં વિરોધાભાસ ઊભું કરતું એક વાક્ય પાન ૧૫૮ માં લીટી ૧૫ થી ૧૮ ઉપર જે છે, 'એના હાથે જ કેળવેલી......સુમંત માસ્તરની જ ને?' તેને રદ સમજવાની વાચકોને વિનંતિ છે.

તા. ૪–૭–૪૫
'પાટીદાર' મંદિર,
આણંદ

ઈશ્વર પેટલીકર

જે માસિક પત્રમાં મેં વાર્તાનો કક્કો ઘૂંટવો શરુ કર્યો હતો,

ને સદ્ભાગ્યે આજે જેનું હું સંચાલન કરું છું;

તે 'પાટીદાર' માસિકના સ્થાપક અને નિવૃત્ત તંત્રી :

કે

જેમને ગુજરાત એક ક્રાન્તિકારી, સમાજસુધારક

અને વિદ્વાન વિચારક તરીકે સારી રીતે પિછાણે છે :

તે

પૂજ્ય શ્રી નરસિંહભાઈ ઈશ્વરભાઈ પટેલને

# લખ્યા લેખ

## [૧]

**સવારના** પહોરમાં ઊંઘતા પોપટને રોજ જગાડવાનું કમળાએ માથે લીધું હોય તેમ એ વહેલીવહેલી એને ઘેર જઈ બૂમ પાડતી. પોપટ પણ એની ગાળ ખાવા જાણીને પથારામાં પડ્યો રહેતો હોય તેમ એના બોલાવ્યા વિના ઊઠતો જ નહિ. 'પાડા જેવો હજુ પડી રહ્યો છે' એમ કહી કમળા એના વાંસામાં જોરથી ધબ્બો મારતી ત્યારે પોપટ મોઢું કટાણું કરી વાંસો ચંચવાળતો ગુસ્સે થયો હોય તેમ રાડ પાડીને કહેતો "જો કમળી! આજ પછી પાડો કહ્યો છે તો..."

"લે, કહીશ, કહીશ, કહીશ! પાડો...પાડો...પાડો!" કમળા એના ગુસ્સાને ગણકાર્યા વગર જ, એટલા જ જોરથી, એને પૂરું બોલવા દીધા વિના ફરીથી કહેતી ત્યારે પોપટ છલંગ મારી પથારીમાંથી ઊભો થઈ જતો. પણ એ બધાથી સારી પેઠે ટેવાયેલી કમળા એના પંજામાં સપડાય તે પહેલાં મૂઠીઓ વાળીને ઘરમાં દોડી જતી. રસોડામાં મહાલક્ષ્મી ચા કરતી હોય ત્યાં એની સોડમાં ભરાઈ જતાં હાંફભર્યા સ્વરે કમળા બોલતી: "જો ને બા, આ પોપટ, એને જગાડું છું ત્યારે મારવા દોડે છે."

મહાલક્ષ્મી હાથમાંની સાણસી ઊંચી કરી પાછળ આવતા પોપટને ધમકાવતી: "કેમ, હરામખોર! પહોર દા'ડો ચડ્યો તો ય ઊઠતો નથી, ને પાછો આ બિચારી ઊઠાડે છે ત્યારે એને મારવા દોડે છે? તારા કરતાં તો મારી આ કમળા ડાહી નહિ કે ત્રણચાર વરસે નાની છે તો ય સવારના પહોરમાં કેવી વહેલી ઊઠીને આવે છે!"

મહાલક્ષ્મી આમ બોલી કમળાને મોઢે વહાલભર્યો હાથ ફેરવી એને શિખામણ આપતી: "એ નખ્ખોદિયો છે જ એવો. એનું નામ જ તારે ના લેવું."

કુમળા વદન ઉપર મહાલક્ષ્મીનાં એ કઠોર વેણુ ચમચમ્યાં હોય તેમ કમળાનું મોઢું તે વખતે લાલઘૂમ થઇ જતું.

પોપટ હાર્યા જોદ્ધાની જેમ હથિયાર હેઠાં મૂકી આજીજી કરતો: "તું ય બા, નર્યું એનું જ સાચું માને છે. પણ મને એ 'પાડો...પાડો' કહે છે, એનું કંઈ જ નહિ?"

મહાલક્ષ્મી આમાં કમળાનો દોષ જ ન જોતી એટલે એનો જવાબ આપતી: "પાડો ના કહે ત્યારે તને શું કહે? આવડો મોટો થયો તો ય અત્યાર સુધી ઘોરતાં લાજ નથી આવતી?" અને કમળાની એટલી શિક્ષા પૂરતી ન હોય તેમ ઉપરથી મહાલક્ષ્મી ડામ દેતી: "કાલથી જો એના આવતાં પહેલાં ના ઊઠ્યો તો આ સાણસી દીઠી છે?"

માના તરફથી આવો ચોખ્ખો પક્ષપાત થતો જોઇ પોપટ ગુસ્સામાં ને ગુસ્સામાં બહાર ચાલ્યો જાય તે પહેલાં મહાલક્ષ્મીના સોડિયામાંથી સહેજ બહાર નીકળી કમળા હાથનો અંગૂઠો બતાવતાં કહેતી: "લે ખાતો જા!" ને દાંત તળે હોઠ પીસતાં હાથનો ચાળો કરતી: "કાલ તો જો ના ઊઠ્યોને, તો એવું રમકાવીશ કે બો ભૂલી જઇશ."

વિખરાયેલા વાળમાં આંગળાં પરોવી, દાંત પીસી ને પગ પછાડી બહાર જતાં પોપટ આંખો કાતરતો કાતરતો બબડતો: "તું હમણાં બહાર આવને, પછી તારી વલે કરું છું."

મહાલક્ષ્મી ચૂલેથી ચા ઉતારી પ્યાલામાં ગાળે એટલી વારમાં કમળા ઘાઘરીનો કછોટો મારી સેવામાં બેઠેલા ગજાનન કને પ્યાલો લઇ જવા ખડે પગે તૈયાર થઈ રહેતી. કોણ જાણે એ એનો હક્ક થઇ ગયો હોય તેમ એકેક વાર હાથમાંથી પ્યાલો પાડી નાખ્યા છતાં એ લઇ ગયા વિના જંપતી નહિ ને મહાલક્ષ્મી એને રોકી શકતી નહિ. એક વાર પોપટે એની લફરફફર થતી ઘાઘરીમાં સોટી ભરવી પ્યાલા સાથે એને પાડી નાખી ત્યારથી એણે પ્યાલો લઇ જવાનો હક્ક મૂકી તો ન દીધો પણ ઘાઘરીનો એવો સફાઇથી કછોટો ભીડવા માંડ્યો કે એવો લાગ ફરીથી પોપટને મળવાનો અવકાશ જ ન રહ્યો. ગજાનનને ચાની એટલી બધી ટેવ ન હતી, છતાં પૂજામાં બેઠા બેઠા એ ભોળા

શંભુની પ્રતીક્ષા કરતા હતા, કે કમળા ચા લઇને કયારે આવે તેની, એ તો એમનું અંતર જ જાણતું હતું. કોઇ કારણસર કમળા ન આવી હોય ત્યારે એમને પૂજા અધૂરી જ લાગતી. દેવસેવા આગળ મુકાતો ચાનો પ્યાલો ભોળા શંભુ રોજ જાણે પી જતા હોય ને આજે જ એમ ને એમ વણખોટ્યો રહેવા દીધો હોય, એમ એમના ભક્તિભર્યા હૈયામાં ઝંખના ઊઠતી. અને એ પોતે ય પ્રભુપ્રસાદી તરીકે ચાનું ચરણામૃત લેતા ત્યારે એમાં રોજના જેટલી મીઠાશ ન લાગતી. નરી ચા નહિ પણ કમળાના હાથની ચા એ એમને અને એમના દેવને વ્યસન જેવી બની ગઈ હતી. રોજ ને રોજ કમળાને હાથમાં પ્યાલો લઇ ઊભેલી જોવા છતાં દરેક નવીન પ્રાતઃકાળે એનામાંથી વધુ ને વધુ મીઠાશ ઝરતી હોય તેમ એ પ્યાલો લઇને આવતી ત્યારે ભોળા શંભુને ઘડીભર એક બાજુએ રહેવા દઇ ગજાનન 'આવી કે બેટા?!' કહી પ્યાલાને હાથમાં લેતાં એના તરફ અમૃત પીતા હોય તેમ તાકી રહેતા.

પોપટ વિરુદ્ધ ફરિયાદ કરવાનો કમળાનો આ સારામાં સારો અવસર. પોપટ પણ એથી ટેવાઈ જ ગયો હતો, એટલે ગજાનનનો ઘાંટો સંભળાય એટલી સીમામાં એ ઊભો જ ન રહેતો. કમળા એને ખોળી કાઢી દૂર રહેરહે જ બૂમ પાડતી: "એલ્યા એ...એ સંતાઇ બેઠો છે, પણ ચાલ નીકળ, તને બાપુજી બોલાવે છે."

ગજાનન અધૂરી પૂજામાંથી કદી ઊઠવાના જ નહિ, એમ સારી પેઠે જાણતો પોપટ ઘડીભર તિસમારખાં બની ગાજી ઊઠતો: "જા, જા, મોટી બાપુજીવાળી ના જોઇ હોય તો. જાઉં કે અહીંથી છૂટો ફેંકું?" કહી પોપટ નજીકમાં પડેલો ઢેખાળો લેવા હાથ ઊંચકતો ત્યારે કમળા એથી બીને નહિ પણ 'જા હવે તારા જેવું કોણ થાય?' એવી ઉપેક્ષાવૃત્તિ બતાવી ગજાનનની પાસે પાછી ચાલી જતી. ગજાનન પૂજાને બાજુએ રાખી ફરી એની ફરિયાદ સાંભળતા અને પોતે ભોળા શંભુને કાને એ વાત પહોંચાડી પાકો બંદોબસ્ત કરવાનો હોય તેમ મૂર્તિને ચંદનનાં ટપકાં કરતાં એ કહેતા: "બેટા! થોડી વાર એને કરવા હોય તેટલા ચાળા કરી લેવા દે, હમણાં હું પૂજામાંથી પરવારું એટલી વાર છે. ને આ ભોળા શંભુને પણ વાત કરું છું, એટલે એ ય

એને એ ભુલાવી દેશે." ગજાનને હાથમાં ઝાલેલા શંભુને કમળા તરફ ધરતાં કહ્યું.

"હેં બાપુજી! ભોળા શંભુ મારે ખરા?" કમળાએ હવે તો પોતાનો પક્ષ ભોળા શંભુ ય લેશે તેવા જિજ્ઞાસાભર્યા ઉત્સાહથી પૂછ્યું.

"કેમ ના મારે?" ગજાનને અર્થશૂન્ય પ્રશ્ન કર્યો.

"તો બાપુજી! ભોળા શંભુ છોકરાંને એકલાંને જ મારે કે મોટાંને ય મારે?" મંછા એને કોઇકોઇ વાર ખિજાતી ત્યારે કેડમાં ચૂંટીઓ ખણતી એ સાંભરી આવતાં નર્યા પોપટને જ નહિ પણ મંછાને ય મરાવવાની વૃત્તિથી મોટાંને મન બાલિશ લાગતો પણ પોતાને મન અતિ અગત્યનો એવો પ્રશ્ન કમળાએ પૂછ્યો.

ગજાનને એ બાળકબુદ્ધિ તરફ મીઠું હસતાં કહ્યું: "ભોળા શંભુ તો કોપે નહિ ને કોપે તો નાનાં-મોટાં તો શું, પણ આખી દુનિયાને ખેદાનમેદાન કરી નાખે."

દુનિયાની વિશાળતાનો કમળાને કેટલો ખ્યાલ આવ્યો હશે તે તો એનું બાળ મગજ જાણે, પણ ભોળા શંભુને રોજ ઊંચકી ચારે બાજુ ગુલાંટો ખવરાવતા બાપુજીને તો એ ન જ મારી શકે એવા વિશ્વાસથી કમળાએ પાછો પ્રશ્ન કર્યો: "હેં બાપુજી! તમને તો એ ના જ મારી શકે ને?"

ખડખડ હસી પડતાં ગજાનન બોલ્યા: "ગાંડી કંઇની! બેટા, ભોળા શંભુ આગળ મારી શી વિસાત! એમની નજર ફરકતાં જ મારા જેવા કેટલાય મરી જાય."

"જાવ, જાવ, બાપુજી! તમે એમ જૂઠું બોલો તે કંઇ હું જાણતી નથી?" કમળાએ જાણે બાપુજી પોતાને છેતરતા હોય તેમ કહ્યું.

"ગાંડી! હું જૂઠું બોલું? શું કરવા બેટા મારે જૂઠું બોલવું પડે?" ભોળા શંભુના ખ્યાલમાત્રથી ભક્તિભર્યા હૃદયે ગળગળા થઈ જતાં ગજાનને કહ્યું.

"તમે ભોળા શંભુને મારો છો તો ય એ તો તમારું નામ દેતા નથી." કમળાએ પોતે જે જાણતી હતી તે જણાવ્યું.

"હત્ ગાંડી! હું તે શંભુને મારતો હોઈશ?"

"કેમ, તે દા'ડો તમારા હાથમાંથી લૂછતાંલૂછતાં એ નહોતા પડી ગયા? એમને વાગ્યા વગર એટલો મોટો ગોળો પડ્યો હશે?" કમળાએ એક દિવસ ગજાનનના હાથમાંથી લૂછતાં લિંગ પડી ગયું હતું તે સંભારી આપ્યું, "ને બાપુજી! તમે એ શંભુને કાઢી નાખી બીજા આણ્યા તો ય એ કશું બોલ્યા નહિ. મારતા હોય તો તે દા'ડે તમને જ એ ના મારે? એમ કરીને તમે મને પટાવો છો! પણ બાપુજી! પૂજા કરીને આજ તો તમે પોપટને નહિ મારો તો હું તમારી જોડે બોલીશ નહિ." કમળા મૂળ પોતાના મુદ્દા ઉપર આવતાં બોલી.

ગજાનન પણ હવે એની સાથે વાદવિવાદમાં થાક્યા હોય તેમ કંઈ બોલ્યાચાલ્યા વિના પૂજામાં ગૂંથાયા.

પોપટ લાગ જોઈ વાડામાં વાસણ ઘસતી જસોદા આગળ પોતાનો ગુસ્સો વ્યક્ત કરતો હતો. "જો ભાભી! કહેવું હોય તો કમળીને કહી દેજે. 'પાડો.....પાડો' કરે છે તે એક દા'ડાનો એવી મારીશ કે પાછી તું મને કે'વા આવીશ."

કમળા જસોદાની નાની બહેન હતી. મોતીરામે પોતાની પાછલી અવસ્થામાં થયેલી દીકરીનો વિવાહ, પાછળ પુત્રની આશા નહિ હોવાથી દીકરી પોતાની આંખ તળે રહે એમ માની ગામમાં ને ગામમાં જ કરી મૂક્યો હતો. સંતાનની આશા મૂક્યા પછી, જસોદાના જન્મ પછી નવ વર્ષે, રહીરહીને બીજી પુત્રીનો જન્મ થયો. સરકારી કાયદો ન હોત તો ચૌદ વરસની જસોદાની સાથે સાથે પાંચ વરસની કમળાને પણ પરણાવી દીધી હોત. એ વખતે મોતીરામે સરકારને, ગાંધીવાળાઓને અને બીજા જે હડિયે ચઢ્યા તે સર્વને કન્યાદાન દેવામાં આડખીલી કર્યા બદલ ભાંડવામાં કશું બાકી રાખ્યું ન હતું. આઠ વર્ષથી નાની કન્યાને પરણાવવાના ગુના બદલ જેલની આકરી સજા ન હોત તો મોતીરામે ગમે તેટલો દંડ ભરીને ય કમળાને પરણાવી દીધી હોત. એટલે જસોદા સાસરે જતાં કમળા ઘરમાં એકલી પડી. બહેનની સાથે એ એટલી બધી હળી ગઈ હતી કે કમળાએ જસોદાનું ઘર એ પોતાનું જ ઘર કરી મૂક્યું. એ ઘરમાં વળી જસોદાની ઉંમરની એની નણંદ ચંપા હતી. નવદસ વરસનો પોપટ હતો. ચાર વરસનો મધુ હતો. ને

કોઈ કોઈ વખત એનો બનેવી પણ એની સાથે રમતમાં ભળતો. ગજાનન અને મહાલક્ષ્મી તો એના માબાપ જેટલું જ એની ઉપર વહાલ રાખતાં હતાં. ચંપાને તો જસોદાની પેઠે કમળાને ય નાની ભાભી તરીકે જોવાના કોડ હતા. વાતવાતમાં ને લાડભરી મશ્કરી કરતાં ચંપા પોતાનો એ વિચાર દર્શાવતી પણ ખરી. એનું કહેવું જોકે બધાં હસ્યામાં કાઢી નાખતાં હતાં, પણ કમળાનું ડહાપણ, એની બોલીની મીઠાશ, ચાલવાનો લટકો ને દા'ડેદા'ડે એનો ઊઘડતો જતો વાન જોઇને ચંપાને તો કમળાનો વિવાહ પોતાના ભાઈ સાથે થાય એ જ એક અંતરની અભિલાષા હતી. એ અભિલાષા સંતોષવાની આશાથી કે બીજા કોઈ સ્વાભાવિક ગુણથી, નણંદ ભાભીની વેરણ બની રહે છે તેને બદલે, ચંપા જસોદાની માનીતી બની ગઈ હતી. જસોદાનું મન હશે તો ભવિષ્યમાં કોક દા'ડો કમળા આ ઘરમાં આવશે, એ એક જ આશાએ ઘણી વખત ચંપા જસોદાનો ગુનો હોવા છતાં એનો પક્ષ લેતી. બંને વચ્ચે નણંદભોજાઇને બદલે સહીપણાનો એટલો ગાઢો પ્રેમ બંધાઇ ગયો હતો કે એકબીજાની મશ્કરી કરતાં, મનનું સુખદુઃખ જણાવતાં ને વરવહુ હોય તેમ ગાંડાં પણ કાઢતાં. જસોદા પરણી એ જ વર્ષમાં ચંપાનું ય બે વર્ષ ઉપર લગ્ન થયું હતું. પણ જસોદા અહીં માબાપની છત્રછાયા નીચે રહી સાસરામાં ઠરીને ઠામ થવા આવી હતી. ચંપાએ સાસરું માંડ બે વખત જોયું નહોતું એમ કહીએ તો ય ચાલે. ચંપા–જસોદા જ્યારે વાતે વળગતાં ત્યારે એમનાં હૈયાં જે રીતે ખૂલતાં એ રીતે ભાગ્યે જ કોઈ નણંદભોજાઈનાં ખુલતાં હશે.

એટલે કમળા બાબતની પોપટે ભાભી આગળ ફરિયાદ નોંધાવી ત્યારે વાસણ માંજતી ચંપા જસોદા જવાબ આપે તે પહેલાં બોલી ઊઠી: "સાવ બાયલો છે કે શું? ભાભીભાભી શું કરે છે? લગાવને બે અડબોથ એટલે નામ દેવાની બો ભૂલી જાય."

જસોદા એકદમ વાસણ માંજવાનું બંધ કરતી લાંબા હાથ કરી બોલી: "લ્યો, આ વળી ભાઇનાં બ્હેન ઉપરાણું લેવા મંડ્યાં. એ જાણે ખાવાનું પૂરું કરતા હશે ને, એટલે કેમ અડબોથ ન મારે?" અને એ સવાલ હવે પોપટનો ન રહેતાં ચંપાનો બની ગયો હોય તેમ

એના તરફ કટાક્ષ કરતાં જસોદાએ કહ્યું: "બાઇમાં માલ નહિ હોય તો આખું જગત ગોદા મારી જશે. એમ અત્યારે ઉપરાણું લીધા કરતાં પારકી માની મળે ત્યારે જ લેજો ને!"

ચંપાએ મીઠું હસતાં કહ્યું: "કેમ જાણ્યું, અત્યારનું ઉપરાણું એ કાયમનું નહિ બને?"

ચંપાએ પોતાના મનનો આ ભાવ જસોદા આગળ આ પહેલાં જુદેજુદે પ્રસંગે કોણ જાણે કેટલીય વખત વ્યક્ત કર્યો હતો, એટલે એને સમજતાં જસોદાને વાર ન લાગી. એણે રોષમાં મોઢું ચડાવતાં કહ્યું: "અમસ્તાં ખોટુંખોટું મોંમાં પાણી ના લાવશો." અને બહેનને ને ભાભીને ખાલી લમણાફોડ કરતાં માની અહીં પણ કંઇ નહિ વળે એમ માની પોપટ જતો હતો તેના તરફ આંગળી કરી જસોદાએ એક વધુ કટાક્ષ કર્યો: "એમનાં સલૂક નહિ કહેતાં હોય ને પાછાં......

"બસ, બસ, ભાભી! હવે મ્યાનમાં રાખો મ્યાનમાં. તમારા મનમાં જાણે મારી બહેન ઉપર ધૂત્કરી મારી છે. પણ એના કરતાં સાત ચંદરવા ચઢે એવી ના લાવું તો જોજો ને!" ચંપા વાસણ ધોતાંધોતાં પાણીમાં આવી ગઇ.

છેલ્લું વાસણ માંજી રહેતાં માટીવાળા હાથ ખંખેરતાં જસોદા બોલી: "તે મેં કયાં આડા દોર નાખ્યા છે—એકને બદલે એકાશી લાવજો ને."

ક્ષણ પહેલાંનો જુસ્સો કોણ જાણે કયાંય એકદમ ઊતરી ગયો હોય તેમ ઊભી થતી જસોદાને હાથ પકડી નીચે બેસાડતાં ચંપાએ કહ્યું: "હેં ભાભી! સાચું કહેજો—કમળા તમારી પાછળ આ ઘરમાં આવે તે તમને ગમે કે નહિ?"

ચંપાના એ સવાલને હસી કાઢતાં જસોદા બોલી: "તમે ય શું ચંપાબહેન ગાંડાં કાઢતાં હશો! અત્યારથી એવી બધી વાતો તમને કયાંથી યાદ આવ્યા કરે છે?" અને આટલા ખુલાસાથી ચંપા બોલતી બંધ નહિ થાય એમ સારી પેઠે સમજતી જસોદાએ એનું મોં સિવાઈ જાય એવી જ વાત કરી:

"તમારી વાત જ કરો ને. તમારાં સાસુસસરાને તમને તેડવાનો ઓછો ઉમંગ હતો? પણ ગૌરીશંકર જ એવી હઠ લઇને બેઠા ત્યાં એ બિચારાં શું કરે?"

મોં મચકોડીને ઊભી થઇ જતાં ચંપા બોલી: "સહેજ કંઇ વાત કરી કે લાગલી મારી વાત લાવીને આ અડાડી."

'હં! લેને, લેતી જા' એવો મોં ઉપર ભાવ લાવતાં જસોદાએ કહ્યું: "પોતાની તળે રેલો આવ્યો ત્યારે કેવાં નાઠાં!"

એ રોષમાંને રોષમાં જસોદાનો સંગાથ કર્યા વિના ચંપા પાણીનું બેડું લઇ કૂવે વિદાય થઇ. એની પાછળ જતાં જસોદા બબડી: "શું બહેનને ભાઈ પરણાવવાની તાલાવેલી લાગી છે!"

પોપટ બહાર રમવા ચાલ્યો ગયો હતો એટલે એકલી પડતાં કમળાએ રસોડા આગળ જઈ રસોઈ કરતી મહાલક્ષ્મીને કહ્યું: "બા! ત્યારે હું ઘેર જઉં છું, હોં!"

મહાલક્ષ્મી કંઇ જવાબ આપે તે પહેલાં પૂજામાંથી નિવૃત્ત થયેલા ગજાનને ચૂપકીદીથી નજીક આવી કમળાને અધ્ધર ઊંચકી લીધી. 'હવે તને જવા જ ન દઉં' એવો ભાવ દર્શાવતાં એમણે એને જરા જોરથી દાબી. દાળમાં ખોયણીનો ચમચમાટ બોલાવતાં મહાલક્ષ્મી બોલી: "તમેય શું ઝોડની જેમ બચારી છોડીને દાબો છો. કંઇક હાથપાંગોડું..."

કમળાને નીચે મૂકી દેતાં ગજાનન તડૂકી ઊઠ્યા: "મને તું કંઇ મૂરખોબૂરખો ધારછ કે શું? છોકરાંનું પાંગોડું ઊતરી જાય એટલી ય મને ગતાગમ નથી?"

અને એ બંને ધણીધણિયાણી વાતે વળગ્યાં એટલામાં કમળાએ ચાલવા માંડયું. મહાલક્ષ્મીએ રસોડામાંથી બહાર નીકળતાં બૂમ પાડી: "કમળા! બેટા! કેમ ચાલી? હવે જમીને જ જજે ને."

"ના, મારી બા વઢે." કમળાએ ઊભા રહેતાં ના જમવાનું કારણ કહ્યું.

"અહીં આવ, અહીં આવ." એને પાસે બોલાવતાં ગજાનન પોતે પણ એના ભણી થોડું ચાલ્યા. પાછળ મહાલક્ષ્મી પણ તણાઈ. એની સાવ પાસે જતાં મહાલક્ષ્મીએ પૂછ્યું: "સાચું કે'જે,

બેટા! તું અહીં જમે તો તારી બા વઢે?"

"ત્યારે ના વઢે?" કમળાએ પોતાને મન સ્વાભાવિક એવો સામો પ્રશ્ન પૂછ્યો.

"તું રોજ સવારમાં અહીં આવે છે ત્યારે મંછા નથી વઢતી?" મહાલક્ષ્મીએ બીજો સવાલ કર્યો.

"વઢે છે સ્તો!" કમળાએ પ્રત્યુત્તર વાળ્યો.

"પણ વઢે શું કામ?" ગજાનન અકળાઇ જતાં બોલ્યા.

"કે' છે–તું રોજરોજ પોપટપોપટ કરતી ત્યાં રમવા નાસે છે, પણ જો એ કોઇ દા'ડો અહીં રમવા આવતો હોય તો?" કમળાએ પોતાનું મોટું દુઃખ જણાવ્યું.

ગજાનન અને મહાલક્ષ્મી એકબીજાંની સામે જોઇ મીઠું હસ્યાં. બેમાંથી એકે યે જતી કમળાને રોકી નહિ. આટલી નાની છ–સાત વર્ષની કમળામાં એવું તે શું હતું કે જે હોય તે એક જ વાક્ય કહેતું: "મૂઇનું સોળ એવું છે કે એને ન જોઈ હોય તો ઊણુંઊણું લાગે!" ઘરમાં ન હોય ત્યારે માબાપને જે ઊણપ લાગતી તે જ એના જતાં ગજાનન અને મહાલક્ષ્મીને ખૂંચતી. અને એ ક્ષણિક ઊણપને કાયમની નાબૂદ કરવા ચંપાની જેમ મહાલક્ષ્મીને પણ વિચાર આવતા. પ્રથમ એણે એ વિચાર ગજાનનને જણાવ્યો ત્યારે એમણે એ હસી કાઢ્યો હતો. "બૈરાંની જાતને ઊઠતાંબેસતાં ને છોકરો–છોકરાની વહુ વગર બીજી વાત જ નહિ!" પણ મહાલક્ષ્મીએ એક વખત મૂકેલો વિચારનો કીડો એમના મગજમાં ય ધીમેધીમે એવો ફાલ્યો કે એમને ય કમળા જોતાં એ સાક્ષાત્ લક્ષ્મીનો અવતાર હોય અને પોતાના ઘરમાં સદાને માટે સ્થિર થાય એવી ઊંડી ભાવના જાગી. આજ પહેલ-વહેલું જ એમણે જતી કમળાને સંબોધી કહ્યું: "સાક્ષાત્ લક્ષ્મીનો અવતાર છે. નહિ તો આવું સોળ ન હોય!"

પોતાનો વિજય થયેલો જોતાં મહાલક્ષ્મીએ કહ્યું: "હું તો કેદા'ડાની કહું છું, પણ તમારી આંખ ક્યાં ઊઘડે છે?"



[૨]

સવારના પહોરમાં જ વહેલી ઊઠીને પોપટને ઘેર નાસતી કમળા દા'ડો ઊગવાનો થયો તો ય આજ ઊઠી નહિ, ત્યારે મંછાએ એક વખત તો 'છો આજ ભૂલી પડતી' માની જગાડી નહિ. પરંતુ સવારમાં વહેલાં લોટો લઇ સીમમાં ફરવા નીકળી જતા મોતીરામ તળાવે દાતણ કરીને આવ્યા ત્યારે ય કમળાને સૂઈ રહેલી જોતાં બોલી ઊઠ્યા: "કેમ કંઇ આ છોડી અત્યાર સુધી પડી રહી છે?"

કોઇ દા'ડો નહિ ને આજ આટલો બધો દા'ડો ચઢ્યા છતાં કમળા નથી ઊઠી એ તરફ ખાસ ધ્યાન ખેંચાતાં મંછાનું કાળજું એકદમ કંપી ઊઠ્યું. એણે પાણિયારું વીંછળવાનું એકદમ પડતું મૂકી, કમળાના ખાટલા તરફ જતાં એને બોલાવી: "કમળા...કમળી..." પણ એક બોલ સમાણી બેઠી થઇ જતી કમળા સહેજ સળવળી પણ નહિ. મોઢે ઓઢેલું ઉઘાડી નાખતાં મંછાનો હાથ કમળાના ગાલે અડકતાં દેવતા ચંપાય તેમ ચોંટી ગયો. અને નાનું બાળક એકદમ ભૂતના ભયથી છળી ઊઠે તેમ મંછાએ ચીસ પાડી: "ઓ બાપ રે! છોડી મારી તો તાવે ફફડી ગઇ છે!"

મોતીરામે સવારમાં ફરવા જતી વખતે વીંટેલું માથાનું પાઘડી-ઘાટનું ફાળિયું નીચે ફેંકતાં કહ્યું: "તારામાં વળી અક્કલનો છાંટો બળ્યો હોય ત્યારે શું જોઇતું હતું? આટલો દા'ડો ચઢ્યો છે અને છોડી ઊઠી નથી, તો ય તને એમ થયું કે લાવ જોઉં તો ખરી...?"

મોતીરામનો સ્વભાવ બહુ આકળો કહેવાય તેવો ન હતો. જુવાનીમાં આકળો હતો તેની ના નહિ, પણ પિસ્તાળીસ વરસે ત્રીજી વખત એ ચૌદ વરસની મંછાને પરણ્યા ત્યારે તો એવો નહોતો જ. 'બીજવરને પરણી એ મહાસુખ પામી' એ ગૈરાંની ઉક્તિ મંછાના જીવનમાં વિશેષ લાગુ પડી હતી. તેમાં ય મોતીરામ તો પાછા ત્રીજવર હતા, એટલે મંછાને ત્રણગણા લાડ લડાવતા. ચોરીમાં પહેલવહેલા મોતીરામને જોયા ત્યારે પ્રથમ દૃષ્ટિએ જ મંછા છળી ઊઠી હતી. મોટી મૂછો, પડછંદ કાય, બીક લાગે તેવી વિકરાળ આંખો ને એકદમ તો

ન જ ગમે તેવું સ્થૂળ શ્યામ શરીર. મંછાને તો શું કોઇ પણ કન્યાને પતિ તરીકે એના તરફ દૃષ્ટિ નાખતાં કમકમાં આવે ને સહેજે છળી ઉઠાય તેવું જ કહી શકાય. મંછા પરણીને પહેલવહેલી સાસરે આવી ત્યારે મોતીરામ તરફ નજર નાખતાં એના હૃદયમાં શા ભાવ જાગતા હતા એ તો એનું હૈયું એકલું જ જાણતું હતું: “ માબાપે આના કરતાં તો જન્મતાં જ ગળે ટૂંપો દીધો હોત તો સારું! એમને એમનું કાળું જ કરવું'તું તો મને ઉછેરી જ શું કરવા? પૈસા ઉસરડતાં પાછું વાળીને જોયું જ નહિ કે આની જોડે તે છોકરી શી રીતે ઘર માંડશે? પૈસાદાર, પૈસાદાર, કરીકરીને ઉચ્છેદિયાંએ મને તો ગરદન મારી! મોટા વાઘ જેવાને જોઉં છું ને હું તો છળી મરું છું! એના પૈસાને શું મારે બચકાં ભરવાં'તાં? છોડીની આંતરડી દુભાવીને તમે કે'દિ સુખી થવાનાં હતાં? ”

પ્રથમ રાત્રિએ શયનખંડમાં મંછા મોતીરામની રાહ જોતી હતી ત્યારે આવી તો કંઇ કંઇ ઊની વરાળો એનું હૈયું ચીરીને બહાર નીકળી હતી. પણ પછી તો હિંદુ નારીની 'શું કરે? જે હોય તે પણ વેવાર માંડ્યા વગર કાંઇ છૂટકો છે?' એવી ફિલસૂફીને અનુસરી મંછા મોતીરામ સાથે ઓતપ્રોત થઈ ગઇ. નાની ઉંમર હોવા છતાં મોટા મોતીરામને પરણી એ અર્ધા ગામની કાકી બની ગઇ હતી. બૈરાંમાં કર્તાકારવતા મોતીરામની પત્ની તરીકે એને મોભાદાર સ્થાન મળ્યું હતું. જુવાન બૈરીને રીઝવવા આધેડ બીજવર જેમ પોતાની એક બાજુની ઊણપ, પૈસાટકા, કપડાંલત્તાં ને ઘરેણાંનો ઓપ આપી પૂરવા માગે છે, તેમ મોતીરામે પણ ઘરની બધી લગામ મંછાને સોંપી દીધી હોય તેમ એનું કર્યું જ બધું થતું.

એને સ્વતંત્રતાથી મહાલતી ને કારભાર કરતી જોઇ બીજાં બૈરાં દાઝે બળી મરતાં. “ બિચારી રેવા વૈતરું કરીકરીને મરી ગઈ પણ જો આનું એક આની ય સુખ મોતીરામે એને આપ્યું હોય તો એનો જ બાપ મરે.”

“ અરે! એક આનીની શી વાત કરો છો? પણ બિચારીને ઘરમાંથી છૂટથી ખાવાનો ય અધિકાર નહિ.”

"પણ ત્યારે તો મોતીરામની મા જીવતાં હતાં ને?"

"અરે? માને શું કામ શૂળીએ ચઢાવો છો? આ મોતીરામ, આજ કૂતરાની પેઠે આની આગળ પૂછડી પટપટાવે છે, ને બિચારી રેવાને તો સિંહની પેઠે તાડૂકા કરીકરીને જ મારી નાખી."

"પણ રેવાની વાત તો જાણે જૂની થઈ. તે ઘડીએ એ જાણે અઢાપચ્ચીસીમાં હશે, પણ હજુ ગઈ કાલે લાકડાં ભેગી ગઈ એ ગંગાએ પણ આમાંનું શું પહેર્યું ઓઢ્યું કે દીઠું હતું?"

"મારી બઇઓ! તમે બધીઓ સમજ્યા છતાં શું કામ લમણાફોડ કરતી હશો? મહીં જેમ મસાલા ખૂટે, તેમ બધા લોકો બહાર ભપકો વધારતા જાય છે કે એ એકલા જ?"

"ખરું છે ખરું! એ તો આપણે અમસ્તી એના ઉપર દાઝે બળીએ છીએ! બાકી એને પહેરવાઓઢવા વિના બીજું સુખે શું છે?"

"એ તો એ મનમૂરખ છે એટલે. બાકી ગમે તેટલું પહેરે-ઓઢે પણ શા ઉપર? કોને બતાવવાનું? પછી એનું નામ ધૂળની બોન રાખોડી!"

"કોને બતાવવાનું એ તો મારા ભાઈ, એની પૂંઠ સાંભળે છે, પણ કહેવું પડશે કે એનામાં એવું બીજું લક્ષણ તો નથી જ. બાકી મોતીરામ લાડ લડાવે છે તે પ્રમાણે તો કેટલાંને ય વેચીને મમરા ખાઇ ગઇ હોય."

"બળ્યું બોન હવે, અત્યારથી કોઈનામાં કોણ પેસી નીકળ્યું છે?"

"ના, ના, માકોરબોન! એ વાત તો કહેવી પડે!"

"તે હું ક્યાં ના કહું છું? પણ હજુ ઠેઠ સુધી..."

"ઠેઠ જ માનો ને. એ પગલાં તો તરત જ જણાઈ જાય."

"મરશે બોન! એને લાડ લડાવશે તોય એ એનો ધણી છે ને એ એની બાયડી છે."

"એ તો છે સ્તો! આટલી ઉંમરે એ એની પાછળ ચૂડીઓ ભાગવા આવી છે. એટલું ય અત્યારે ના ભોગવે તો પછી..." વિધવાની દશાનો અભિનય કરી આઘો છેડો તાણી, ઘરનો ખૂણો સેવવો પડશે તે બતાવતાં વાત કરનાર સ્ત્રીએ કહ્યું: "એ તો બાકી ભોગવવાનું છે સ્તો!"

આમ સ્ત્રીઓ એના વિષે ગમે તે બોલતી હશે, પરંતુ સૌ કોઇ એક વાત તો કબૂલ કરતું જ કે એનામાં કોઈ અપલક્ષણ ન હતું. મંછાને પોતાને આ સ્વપ્ને ખ્યાલ નહોતો કે મોતીરામ સાથે એનો આવો સરસ પાટો ગોઠી જશે. સરસ એટલે? માબાપ જેવાં માબાપે ફક્ત પૈસાના લોભે એને કસાઇને ઘેર ધકેલી હોય તેમ એને લાગેલું. તેમાંથી એણે માની લીધેલો કસાઈ નિર્દય નીકળવાને બદલે એના તરફ માયા બતાવતો એણે અનુભવ્યો. એની કુંઠિત લાગણીઓ સહેજે પ્રફુલ્લ થઇ ને એના તરફ સ્નેહાર્દ્ર બની. જીવનવાડીના બધા છોડનું જે એણે નિકંદન નીકળી ગયેલું માની લીધું હતું, તેમાંથી થોડા છોડ લીલા અને અટૂલા છતાં સ્વસ્થ જોયા તેથી એણે પોતાનો બધો જીવનરસ જે છોડ જીવતા હતા તેમાં રેડ્યો. અને એ રીતે એની વેરાન વાડી થોડીઘણી જીવંત બની.

પરંતુ સ્ત્રીજીવનની વાડી ગમે તેટલી પ્રફુલ્લ ને વિકસિત હોય તો પણ એમાં જ્યાં સુધી સંતાનરૂપી છોડની ઊણપ હોય ત્યાં સુધી એ વાડી જીવંત હોવા છતાં સ્ત્રીને મન, સમાજને મન, એ નિર્જીવ જ છે. અને એ ઊણપ પાંચ વરસના પરિણીત જીવન પછી મંછાને ખૂબ સાલવા લાગી. જોકે ઘણા એમાં મોતીરામનો જ દોષ કાઢતા હતાઃ 'એ વાંઝિયાના કરમમાં જ છોકરું નથી, ત્યાં બાઈ બિચારી શું મરે? ત્રણત્રણ બૈરાં થયાં તો ય એકે ને ય છોકરું ન થાય તે એના કરમમાં નહિ ત્યારે ને?' મંછાને જ્યારે બહુ લાગી આવતું ત્યારે બૈરાંની આ દલીલ એને સહારો આપતી.

"જો બેન! એમાં આપણે ઓછું લાવીને શું કરવાનાં હતાં?" મંછાનાં આંસુ લૂછતાં સામી બાઇ આશ્વાસન આપતી.

પરંતુ હજુ હૈયું હળવું ન થયું હોય તેમ એકાદ વધુ ડૂસકું ભરી લઇ મંછા બોલતીઃ "પારવતીબેન! એ બધું ય હું સમજું છું. ભગવાનને ઘેર કૈં શેર માટીની ખોટ છે? પણ આપણા કરમમાં નહિ ત્યાં......"

પાર્વતી આશા આપતાં કહેતીઃ "મંછાબેન! હજુ તમે ભૂલો છો. કરમમાં નથી એમ પણ શા ઉપરથી કહેવાય? હજુ કંઇ તમારી

ઉમર મોટી નથી થઇ ગઈ. વીસએકવીસ વરસે તો આજની શે'રની છોકરીઓ પરણે છે. એટલે કરમમાં નથી એમ કેમ કહેવાય?"

"નરી મારી ઉમરને..." મંછા કહેવા તો ગઇ કે 'શીદ રડો છો' પણ એકદમ શરમાઇ ગઇ હોય તેમ આગળ ન બોલી શકી ને નીચું જોઇ ગઈ. વનમાં ઝપટાબંધ પ્રવેશતી ને દિવસેદિવસે કૃશ થતી જતી મોતીરામની આકૃતિ ધરતીમાંથી જાણે કહેતી ન હોય કે "અરે બાઈ! અમસ્તો જીવ બાળીને મરી જઇશ તો ય મારા કરમમાં જ જ્યાં શેર માટી નહિ લખાઇ હોય ત્યાં તું શું કરવાની હતી?" અને એ વાતો મોતીરામના પ્રત્યક્ષ જીવનમાં ય એટલી જ સાચી હતી. એમની સંતાનેચ્છા ગમે તેટલી પ્રબળ હશે, પરંતુ મોટા જ્ઞાની હોય તેમ એમણે મંછાને સહેજ પણ એ બાબતમાં ઓછું આવે તેવો શબ્દ મોંમાંથી કાઢ્યો નહોતો. એમને ભાગ્યમાં પ્રબળ શ્રદ્ધા હોય તેમ મંછાએ કોઇકોઈ વાર ભૂત–ભૂવા કે દવાદારૂ કરવાની વાત કરી હશે ત્યારે ય એને ઊગતી ડામી દેતાં એ બોલ્યા વગર નહિ રહ્યા હોય: "અમસ્તી તું જીવ બાળે છે. તારા શરીરમાં રોગે ય નથી ને ભૂતે ય નથી. જે છે એ બધું મારામાં જ છે—ને કરમ આગળ કોનું ચાલ્યું છે કે મારું ચાલે?"

રિસાઇને, પતિને લાડ કરતી હોય તેમ છણકા કરી મંછાથી "આટલું બધું ડહાપણ હતું ત્યારે જખ મારવા મને ગરદન મારી?" એમ બોલાઇ જવાતું ત્યારે મંછાને પોતાને ય ઘડી પછી નવાઇ લાગતી કે જેને ચોરીમાં પ્રથમ જોતાં જ પોતે છળી ઊઠી હતી તેની સાથે આવું લાડભર્યું ક્યાંથી બોલાય છે!

વનમાં પ્રવેશેલા આધેડ મોતીરામ જુવાન પત્નીને રીઝવવા 'સાચું કહે છે, મંછા? મેં તને ગરદન મારી છે?' એમ એમના એ હૈયામાંથી બોલતા હશે કે જુવાનીની સંઘરી રાખેલી અનુભવ-મૂડીને ઠાલવતા હશે?

ગમે તેમ, પણ મંછા એનો જે જવાબ આપતી "ના, ના, જોજો ખોટું લગાડતા, હું તો સહેજ હસું છું." તે આજની પ્રેમલગ્નને નામે પરણેલી યુવતીના શબ્દો કરતાં વિશેષ સાચા ને હૃદયના હતા, એ કબૂલ કર્યા વિના છૂટકો ન હતો.

એના જીવનમાં અસંતોષ નહોતો એમ તો કેમ કહેવાય? પણ એવી ગણતરી કરવા જઈએ તો કોના જીવનમાં અસંતોષ ઓછેવત્તે અંશે નથી? વળી એણે જ્યાં કાદવ તો શું પણ માટીની ય આશા નહોતી રાખી ત્યાં સરોવર તો નહિ, પણ મીઠી નાની શી વીરડી મળી, એ બીજાને મન, ભલે તુચ્છ હશે, એને મન તો મહાન સરોવર હતું. અને એટલે જ એ પોતે પોતાને સુખી માનતી હતી. દુઃખ હતું માત્ર સંતાનનું.

અને જાણે મોતીરામના સામું તો નહિ પણ મંછાની બેચેની સામે ભગવાને છેવટ જોયું હોય તેમ પરણ્યા પછી આઠમે વરસે એને સારો દા'ડો દેખાયો. મંછાના હરખનો પાર ન રહ્યો. મોતીરામ તો મંછા જ જાણે ભગવાન હોય તેમ એના ઉપર અર્ધાઅર્ધા થઈ ગયા. આટલી ઉંમરે એમનું આ ગાંડપણ જોઈ મંછા એમને વારતી ત્યારે એ ગળગળા થઈ જતાં કહેતા: "મંછા, તને ઘરડે ઘડપણ મારું આ ગાંડપણ લાગતું હશે; પણ સાચું કહું છું, હું તને દેવી જ દેખું છું, બાકી, જો મારા કરમે જ સારો દા'ડો દેખવાનો હોત તો ક્યારનો ય...

મોતીરામને ઓછાઓછા થઈ જતા રોકી મંછા વચ્ચે જ બોલતી: "એટલે બધે ઊંચે મને શું કરવા અત્યારથી ચડાવો છો? હજુ એમાં કોણ પેસી નીકળ્યું છે કે......"

મોતીરામ વળી પાછા એને વચ્ચેથી બોલતી અટકાવી પોતે એ બધું સમજે છે એમ બતાવતાં કહેતા: "છોકરો કે છોકરી એ તો ખાલી માયા છે. બાકી છોકરો કંઈ માબાપને સ્વર્ગે પહોંચાડવાનો નથી."

મોતીરામ આમ મન મનાવવા કે મંછાને ખુશ કરવા બોલતા હતા એટલું જ, બાકી પુત્રૈષણા એમના અંતરમાં નહોતી જાગતી એમ તો કેમ કહેવાય? મંછા ય એ બધું સમજતી પણ 'ભેંસ ભાગોળે ને ઘેર ધમાધમ' જેવી એ વાત એટલેથી જ અટકાવી દેતી.

મોતીરામનું પુત્રૈષણા ઝંખતું હૈયું મંછાને પુત્રી અવતરી જાણતાં એક વાર તો સ્વાભાવિક બબડી ઊઠ્યું: "ભલા ભગવાન! આટલે વરસે છેવટે સામું જોયું ત્યારે સહેજ સારુ શું કરવા આમ કર્યું?"

પણ એક જ ક્ષણ, ને એ વિચાર ક્યાંય ઊંડી ભોંયમાં મોતીરામે દાટી દીધો કે પછી એ નિરાશાનો અંશ સરખો પણ એમણે કોઇને હાથ આવવા દીધો નહિ.

પહેલવહેલી એમણે પુત્રીને જોઈ ત્યારે એકદમ એમનું હૈયું જાણે સ્વપ્નાની વાત હોય તેમ એક વખત વિચારમાં પડી ગયું. 'જસોદા! મારી જસોદા!' એ શબ્દ માત્રે જ મોતીરામના ખાલી લાગતા જીવનનો ખૂણેખાંચરો ભરાઇ ગયો. જસોદાનું મુખ જો જો કર્યા છતાં એમનું હૃદય કદી ધરાતું નહિ. અને એથી ઊલટું પેટ તો જાણે સદા ધરાયેલું હોય તેમ જમવાનું તો યાદ આવતું જ નહિ. મંછાને એક શબ્દ ન કહેનાર, એનામાં દેવીનો અવતાર જોનાર મોતીરામ એના કરતાંય કોઈ વિશેષ દૈવી ચીજ લાધી હોય તેમ મંછાની હવે થોડી થોડી ઉપેક્ષા કરવા લાગ્યા. જસોદાને જો કંઇ થઈ ગયું તો ઊઘડતે સાદે ન બોલનાર એ જ મોતીરામ મંછાની ધૂળ સુધ્ધાં કાઢી નાખવા લાગ્યા. મંછા બહારથી તો જાણે ખિજાઈ હોય તેમ દેખાવ કરતી પણ અંદરખાનેથી બાપનો પુત્રી ઉપરનો પ્રેમ જોઇ રાજી થતી. અને એવા પ્રસંગ તો કોઇકોઇ વખત જ બનવાના હોય ને? બીજે વખતે તો મંછા જ ઘરની રાણી–દેવી હતી.

સૃષ્ટિની ગતિ જાણે ઝડપી બની હોય તેમ વરસો એક પછી એક ઝટઝટ ખસવા લાગ્યાં. જસોદા પાંચ વરસની થઇ. મંછાએ માન્યું હતું ને બીજાં બૈરાંને ખાતરી હતી તે દિવસે દિવસે નિરાશામાં ફેરવાતી ગઈ. કાલ ઊઠીને બીજું બાળક ખોળો ખૂંદશે, ભગવાને એક વખત સામું જોયું છે તો બીજી વખત જોતાં શી વાર? એ મંછાની મહેચ્છા પાંચ વરસ બીજાં વહી ગયાં પણ સફળ ન થઇ. મોતીરામનું શરીર સાવ દદળી તો નહોતું ગયું, પણ અવસ્થા ધીમે ધીમે એવી થતી જતી હતી કે મંછા એમના મોં સામું જોતી અને જીવનમાં નિરાશાનું ઘોર મોજું ઝાપટ લગાવી જતું. હાથ-વેંતમાંથી એક વખત ભવસાગર આખો ઓળંગી બહાર નીકળવા ઇચ્છતા માનવીને કોઇ નિર્દય એકાદ મોજું અંદર હડસેલી મૂકે અને આ એક જોસદાર પ્રયત્ને જ આ વખત તો બહાર નીકળી જાઉં

એમ કિનારે પહોંચી જવા માનવી ઇચ્છે છે, તેમ મંછા પ્રભુને દરરોજ અંતરથી ફરી એક જ વખત સારો દા'ડો દેખાડવાની પ્રાર્થના કરતી હતી.

જસોદા છ વરસની થઈ ત્યારે બાળપણમાં વિવાહ કરી મૂકવાના ન્યાતના રિવાજ પ્રમાણે એનો ક્યાં વિવાહ કરવો તે બંનેએ સંમત થઇ નક્કી કરી નાખ્યું હતું. સારો દા'ડો જોવાની મંછાની મહેચ્છા હજુ ફળી ન હતી. પાસે મોટી મિલકત હતી. ત્રણસો વીઘાં જમીન મોતીરામ સિવાય ગામમાં બીજા કોઇની પાસે ન હતી. આટલે વરસે ભગવાને એકની એક છોડી આપી છે ત્યારે સદાય આંખ તળે રહે, એમ માની બંને પતિપત્નીએ ગામમાં ને ગામમાં ગજાનનના મોટા પુત્ર શિવાનંદ સાથે જસોદાનો વિવાહ કરવાનો નિર્ણય કર્યો હતો. ગજાનનની સ્થિતિ મોતીરામ જેટલી તો સારી ન ગણાય, પણ નાતના હિસાબે ઘર કુળવાન અને સ્થિતિએ સુખી ખરું. છોકરો ય ચાલાક અને ભવિષ્યમાં સારી રીતે રળી ખાય તેવો નાનપણથી જ લાગતો હતો, એટલે એ ય એક આકર્ષણનું કારણ હતું. બંનેએ બેત્રણ મહિના ઊલટાસૂલટી વિચારને ફેરવી જોયા પછી એ એક જ બધી રીતે યોગ્ય છે એમ માની જસોદાને છઠ્ઠું વરસ ઊતરી રહેવા આવ્યું ત્યારે એનો વિવાહ નક્કી કરી નાખવામાં આવ્યો.

વળી ભગવાનને કરવું તે જસોદાના જન્મ પછી સાતમે વરસે, છેવટ આશા મૂકી દીધા પછી મંછાને ફરીથી સારો દા'ડો દેખાયો. મંછાની આ વખતની સ્થિતિ, આશામાં ને હર્ષમાં એવી નાજુક બની ગઈ હતી કે માનસશાસ્ત્રમાં ઝાઝું ન સમજતા મોતીરામ પણ ચેતી ગયા ને શહેરના દવાખાનામાં મંછાની એ સુવાવડ કરાવી. નર્સ પણ અનુભવથી પરિસ્થિતિ પામી ગઈ હતી એટલે જન્મ પછી તરત છોકરો આવ્યો છે એમ મંછાને ન કહ્યું હોત તો એનું ખસી ગયા વિના ન જ રહેત. અણી ચૂક્યો સો વરસ જીવે તેમ મંછા બીજી વખતે ય પુત્રોના જન્મથી નિરાશ તો થઈ ગઈ હતી; પણ એની મરણઘાંટી જેવી પળ તો ચકોર નર્સે વટાવી દીધી હતી.

મોતીરામે પોતાની માયા એકને બદલે હવે બે દીકરીઓ ઉપર

ઢોળવા માંડી. વળી બીજાં વરસો વહેવા લાગ્યાં. હવે તો સારા દા'ડાની આશા ન હતી. પુત્રીઓ પરણાવવી એ જ મોતીરામની એકમાત્ર મહેચ્છા હતી એમ કહીએ તોપણ ચાલે. અને તેને જલદી સંતોષવા જસોદાને તેરમું વરસ બેઠું ત્યારથી એમણે તૈયારીઓ કરવા માંડી. બાળલગ્નનો કાયદો ન હોત, આઠ વરસ કરતાં નાની કન્યાને પરણાવવામાં જેલ જેવી આકરી સજા ન હોત તો, ગમે તેટલો દંડ ભરીને પણ જસોદાની સાથે સાથે સાત વરસની નાની કમળાને પણ એમણે પરણાવી દીધી હોત.

પણ કન્યાદાન જેવા પુણ્યના કામમાંય આડી ઊભી થાતી સરકારને એમાં સંકોરી આપતા ગાંધીવાળાને મોતીરામે તે ઘડીએ તો ગાળો ભાંડવામાં બાકી નહોતી રાખી. તે વખતે જ જો કમળાનું વ પતી ગયું હોત તો મોતીરામના જીવનનું જમાઉધારનું સરવાયું બંધ બેસી હિસાબ ચૂકતે થઈ જાત. પણ એ ન બન્યું, ને જસોદાના લગ્ન પછી મોટે ભાગે એ સાસરે રહેવા લાગી, એટલે મોતીરામની બધી માયા કમળા ઉપર જ ઢળવા લાગી. એના શરીરને સહેજ અસુખ દેખાય કે એ મંછાની ધૂળ કાઢી નાખતા. કમળાના શરીરને હાથ અડકાડી જોતાં તાવની ગરમી જોઈને જ એ ચમકી ઊઠતા. માથે કૈં મૂક્યા વિના એમ ને એમ પગમાં જોડા પહેર્યા સિવાય એ નાથા વૈદને બોલાવવા દોડી ગયા. જતા પતિને જોઈ રહેલી મંછાને પાકો તે ઘડીએ એનો એ વિચાર આવ્યો: 'અરે, ભલા ભગવાન! બે છોડીઓ આપી તેને બદલે એક છોકરો આપ્યો હોત તો બિચારા એમને કેટલો હરખ થાત!'



[૩]

**આજ** આખો દા'ડો કમળાને ન જોવાથી જાણે ગાભરો બની ગયો હોય તેમ નિશાળેથી આવી ઘરમાં દફતર નાખતોક પોપટ કમળાને ઘર તરફ દોડ્યો. ઉંબરામાં પગ મૂકતાં જ પૂરું અંદર જોયા પહેલાં એણે બૂમ પાડી : "કમળી ! ઓ કમળી !"

વચ્ચેના ખંડમાં સવારની ઊંચી આંખ કર્યા વિના પડી રહેલી કમળા જાણે ઊંઘમાંથી ઝબકી ઊઠી હોય તેમ બેઠી થઈ ગઈ. પાસે બેઠેલી મંછાએ એને ઝાલી લેતાં "સૂઈ જા બેટા! એ તો પોપટે તને બોલાવી" કહી સુવાડી દીધી.

'લુચ્ચી! આજ તું આખો દા'ડો જણાઈ નથી, પણ હવે તારી વલે કરું છું' એમ મનમા મનોરથ રચતો પોપટ જેવો એને પકડવા ધસ્યો આવતો હતો તેવો જ અંદર આવતાં છોભીલો પડી ગયો. 'આ શું? કમળી ખાટલામાં સૂતી હતી? શું થયું એને? કાલ તો ઘોડા જેવી મારી પાછળ મારવા દોડી હતી, ને આજ રાતની રાતમાં......' ...અને એનું કૂદતું મન "આવ ભાઈ! જો ને કમળાએ તો આજ સવારની આંખ જ ઊંચી કરી નથી ને!" એ મંછાના શબ્દોએ ચૂપચાપ એક વખત છાનુંમાનું શરીર સાથે બેસી ગયું. શરીરમાંથી જાણે બધો ઉત્સાહ ઓસરી ગયો હોય તેમ ધીમે રહી એણે કમળાના શરીર ઉપર હાથ મૂક્યો. ભઠ્ઠીમાં લોઢું તપે તેમ તાવમાં એનું શરીર ધગી ગયું હતું. બેભાનમાં એ બેઠી થઈ ગઈ હોય તેમ મંછાના સુવાડ્યા પછી, પોપટે શરીર ઉપર હાથ મૂક્યો તો ય એણે આંખ ઊંચી કરી નહિ.

આવા ધરતીકંપ થયા જેવા સમાચાર પોતાના ઘરનાં જાણતાં નથી, તેથી નવાઈ પામતો હોય તેમ એણે કહ્યું: "ઘેર તો હજુ કોઇ કમળીને તાવ આવ્યો છે તે જાણતું જ નથી!"

મંછાએ કહ્યું: "મને જ ખબર નહોતી ને. રાતે સૂઇ ગઇ ત્યારે તો સાજીનરવી હતી. સવારમાં વહેલી ઊઠી નહિ ત્યારે 'આજ છો ભૂલી પડતી' માની મેં એના સામું જ ન જોયું. એ તો તારા કાકા તળાવ ઉપરથી આવ્યા ને એમણે કહ્યું કે એને ઉઠાડ તો ખરી, ત્યારે મને મૂઇને ય ખબર પડી."

પોપટ મોટા માણસની માફક ગંભીર થઇને મંછાનું કહેવું ધ્યાન દઇને સાંભળતો હતો. મંછા ય જાણે કોઇ ઠરેલ માણસ ખબર જોવા આવ્યું હોય ને પરિસ્થિતિ જણાવતી હોય તેમ ભાવસહ કહે જતી હતી: "હું ત્યાં ખબરે ય શી મોકલું? તારા કાકાનો સ્વભાવ જ એવો છે કે ભૂલેચૂકે છોકરું સહેજ માંદું પડયું કે જંપવા જ

ન દે. આ તો હજુ ઠીક છે, પણ જસોદા નાની હતી ત્યારે તો એ માંદી પડી હોય તો આભધરતી એક કરી નાખતા. આટલી વારમાં ય બે વખત નાથા વૈદ્યને બોલાવી લાવ્યા. એમણે પડીકાં આપ્યાં તે મધમાં ચટાડ્યાં. પેલી તાવની લાલ દવા આવે છે તે પાઈ. ને હજુ બાકી હતું તે કરિયાતું પાવાનું કહેતા હતા પણ મેં ના પાયું."

ગમે તે કારણ હોય પણ પોતાને ઘેર ખબર ન આપી તે મોટો ગુનો કર્યો હતો એમ માની પોપટે પોતાનો હક્ક બતાવતાં કહ્યું: "બાપુજીએ સવારમાં એની વાટ જોઇજોઇને પરાણે અર્ધો પ્યાલો ચા પીધી. મને પ્યાલો પાછો આપતાં કહે: 'લે બેટા. લઈ જા આટલી ચા પાછી. મેં લાલચુએ તો મારા ભાગની પીધી પણ બોળા શંભુ કમળા વગર ઓછા પીએ એવા છે?' બા ય પૂછતી'તી કે 'કેમ કંઈ આજ કમળા જણાઇ નહિ?' હું તે ઘડીએ જ આવવાનો હતો, પણ માસ્તરે લેસન એટલું બધું લખવાનું આપ્યું'તું કે એ લખવા બેઠો." અને માસ્તર ઉપર એકાએક ક્રોધ ચઢી આવ્યો હોય તેમ એણે હાથની મૂઠીઓ વાળીને પોતાના ઘરનાં જાણતાં હોત તો શું કરત એ વર્ણવવા લાગ્યો: "બાએ જાણ્યું હોય તો આવ્યા વગર રહે જ નહિ. કમળીનું નામ પડતાં બાપુજી તો પૂજા અધૂરી રાખીને ય આવે. ચંપા તો ભાભીને ખેંચીને સૌથી મોખરે દોડે." આટલું એકસામટું કહી પોપટ મંછા તરફ એવી દયામણી આંખે જોઇ રહ્યો કે જાણે કહેતો ન હોય કે, 'અમે એના સારુ અર્ધાંઅર્ધાં થઈ જઇએ ને તમને તો એનો કંઈ હિસાબ જ નથી!' અને પોતાની લાગણી વ્યક્ત કરતાં એણે ફરીથી કમળાના કપાળ ઉપર હાથ મૂક્યો.

ઘડી પહેલાં પોપટનો અવાજ સાંભળતાં કમળા ઝબકીને બેઠી થઇ ગઇ હતી, એ વાત ભૂલી ગઇ હોય તેમ મંછા બોલી: "કમળા! બેટા, જોને આ કોણ આવ્યું છે?"

પોપટે હજુ કપાળ ઉપર હાથ મૂકી રાખ્યો હતો. કમળાના શરીરની ગરમી એના શરીરમાં હાથ દ્વારા પ્રવેશી હોય તેમ પોપટને પોતાનું શરીર પણ ગરમ લાગવા માંડ્યું. કમળાએ મંછાનો પ્રશ્ન સાંભળ્યો ન હોય તેમ બિલકુલ આંખ ખોલવાની ચેષ્ટા સુધ્ધાં કરી નહિ.

" કમળી! ઓ કમળી!" પોપટે ધીમે રહી કમળાને બોલાવી.

" બેટા! જરી આંખ તો ઊંચી કર. જોને, આ પોપટ તને બોલાવે છે." મંછાએ પોચા હાથે કમળાના ખભાને હુલાવતાં ઢંઢોળી, પણ થરમામિટર તૂટી જાય એટલી ગરમી એના શરીરમાં ધખી રહી હતી, ત્યાં એ શું બોલે કે આંખ ઊંચી કરે? નાનાં ગામડાંમાં હજુ વાતવાતમાં શહેરીઓ ટેમ્પરેચર માપે ત્યારે જંપે છે, તે થરમામિટરને મોટો ભાગ બહુ ઓળખતો નથી. ડૉકટરની પાસે કોઇકોઈ વાર લોકોને એનાં દર્શન થયાં હોય છે. પરંતુ પોતાના શરીરમાં તાવ છે તેની ગમ શહેરીઓને એના વિના પડતી નથી. અને પોતાનું શરીર સાજુંનરવું લાગતું હોય પણ એ જો કહે કે ના, અંદર તાવ છે, તો એ જડ યંત્રના આંકાને પોતાના મનોબળ કરતાં વધુ મહત્ત્વ આપનો શહેરી, ગામડાના લોકોને મોટે ભાગે સમજતો નથી. બુઠ્ઠી થઈ ગયેલી એમની કલ્પનામાં એ માન્યામાં જ આવતું નથી, 'મારું રડયું, તાવ છે કે નહિ એ નાનીસરખી શીશી કહે ત્યારે સૂઝે! આપણી આંખો ફૂટી ગઇ છે કે તાવે ય ના દેખાય! અને માળા! આ શહેરના લોકો પાકા વેપારી! તાવને જાણે વેચવાનો હોય તેમ એને ય માપવા બેઠા!' આવી માન્યતામાં કમળાને કેટલો તાવ હશે તેની જો ડિગ્રી માપવી હોય તો 'ધાણી ફૂટે એટલો તાવ છે' એટલું ટેમ્પરેચર આવે.

પોપટે ફરી એકાદ–બે વખત કમળાને બોલાવી જોઇ. પણ એ મુદ્દલે હાલી નહિ, એટલે છેવટ પોપટ ઊભો થતાં બોલ્યો: " કાકી! કમળીને આટલો બધો તાવ છે ને બા બિચારી જણાતી ય નથી."

" ભાઈ! અમથો કહીને ચિંતા ના કરાવીશ." એમ ઔપચારિક શિખામણના શબ્દો મંછાએ ઉચ્ચાર્યા તો ખરા, પણ એ અવાજના પડઘા પોપટના કાને પડે તે પહેલાં એ ફળિયા બહાર નીકળી ગયો હતો.

" બા! બા!" જાણે વાઘે ઝાલ્યો હોય તેમ ઘરમાં પેસતાં જ પોપટે ચીસ પાડી.

" આ નખ્ખોદિયાને કહીકહીને જીભના કૂચા વળી ગયા..." મહાલક્ષ્મી દરરોજની લાક્ષણિક ઢબે એને આવકાર આપતાં " પણ

ઓળિયો થયો તો ય ચીસો પાડવાનું ભૂલ્યો નહિ." એમ વાક્ય પૂરું કરે તે પહેલાં હાંફતોહાંફતો પોપટ રસોડાના બારણાની સાખ ઝાલી, એને ટેકે ફરીથી 'બા ! બા !' કહેતાં જ અટકી ગયો.

" મેર હરામી ! કમળા પાછળ દોડી છે તેમાં આટલું બધું હાંફી મર્યો ? " મહાલક્ષ્મીએ દરરોજના કાર્યક્રમનું અનુમાન કરી લેતા અભિપ્રાય આપ્યો.

ખેતરમાંથી ફરીને આવી ઘરમાં પગ મૂકતાં ગજાનનને મહાલક્ષ્મીનો અવાજ સાંભળ્યો. બાળકો તરફના મહાલક્ષ્મીના તુચ્છતાભર્યા વર્તાવથી ટેવાઇ ગયેલા ગજાનને વગરજાણ્યે–કર્યે પોપટનો પક્ષ લેતાં કહ્યું: " ઘરડી થવા આવી તો ય તારી આ ટેવ ના ગઇ !........"

હજુ એ આગળ કંઇ બોલે તે પહેલાં એમના સ્વભાવથી સારી રીતે ઘડાઇ ગયેલી મહાલક્ષ્મીએ સામી દલીલબાજી કર્યા વિના હથિયાર મ્યાન કરતી હોય તેમ રોષમાં બોલી: " મારી ટેવ તો હવે લાકડાં ભેગી થઇશ ત્યારે જશે. તમે તમારે છોકરાંને લાડ લડાવલડાવ કરો ને !"

શરીર ઉપર પહેરેલો કબજો ઉતારી ખીંટીએ ભેરવતાં ગજાનને કહ્યું: " આવ બેટા ! એનો સ્વભાવ જ છે એવો. વાતવાતમાં......"

" તમે મને અમથા વધારે બોલાવશો નહિ એટલે થયું " લાંબા હાથ કરીને મહાલક્ષ્મીએ જણાવ્યું: " તમારા છોકરા ઉપર ના ખિજાય ત્યારે શું કરે ? આ નખ જેટલી છોકરી હજુ અધીં વેળા થઇ તો ય એનો તો પત્તો નથી–પાછળ દોડી હશે તેમાં તો વાઘે ઝાલ્યો હોય તેમ 'બા ! બા !' કરતો હાંફભર્યો પડતોપડતો આ સાખ પકડી લીધી ત્યારે બચ્યો. મારું રડ્યું, નરાતાર આટલા બધા પોચકણવેડા કરે ત્યારે કહેવું ન પડે ? ને મેં હજુ એને શું કહ્યું છે તે તમે ત્યાં સોરા..."

મહાલક્ષ્મી એક વખત બોલવા માંડતી એટલે એની જીભને રોકવા પ્રયત્ન કરવો એ વૃથા છે એમ અનુભવથી સમજી ગયેલા ગજાનન, આગળ એનું સાંભળ્યા વિના પુત્રની સાથે વાતમાં ભળ્યા.

" પોપટ ! બેટા ! કેમ કંઇ બોલતો નથી ? આ તારી બા શું કહે છે ? એમ કમળાથી બીને નાસે છે, તે તું એનાથી ય ગયો ? " અને હજુ સુધી સાખને વળગી હાંફતો હોય તેમ કંઇ બોલ્યાચાલ્યા

બિના પોપટ ઊભો હતો એને પોતાની તરફ ખેંચવાનો પ્રયત્ન કરતાં ઉપહાસમાં ગજાનન બોલ્યા : "ઢાંકણીમાં પાણી લઇ ઊંધે માથે બૂડી જા એટલે તારી મા રાજી થાય. અને એનો હાથ ખેંચી ગજાનને પોપટને પોતા તરફ ખેંચ્યો એવો જ એ રડી પડ્યો. છૂટે મોંએ એણે ઠૂઠવો મૂક્યો ત્યારે વાડામાં ભેંસ તળે દડ નાખી કોઢ સમારતી જસોદા એકદમ ચમકી ગઇ. ચાર વરસના મધુને તેડીને રમવા ગયેલી ચંપા ઘેર પાછી ફરતી હતી ત્યાં દૂરથી જ અવાજ સાંભળતાં દોડી.

"શું થયું બેટા ?" પોતાના બે પગ વચ્ચે પોપટના માથાને ટેકો આપી પીઠ પંપાળતાં ગજાનને પૂછ્યું.

થોડી વારે ડૂસકું વળતાં પોપટ "કમળી છે ને..." એટલું કહી ડૂમો ભરાઇ આવ્યો હોય તેમ બોલતો રહી ગયો.

પોતે કરેલું અનુમાન સાચું જ હોય તેવા ગર્વભર્યા ચહેરે હસતાં મહાલક્ષ્મી બોલી : "હું એની બધી ગત જાણું ને. ભલું હશે તે આજ આખા દાંડાની એ જણાઇ નથી તે ભાઇ એને ઘેર નાઠા હશે. રમતમાં કમળાએ કંઇ માર્યું હશે એટલે નાઠો હશે."

જસોદાએ જોરથી ચંપાને ડોંસો માર્યો. જાણે એના ભાઈની નાલેશી માટે મહેણું ન મારતી હોય : "આ ભાઈ માટે રોજ રોજ કમળા માટે પાણી લાવો છો !"

સામો એટલા જ જોરથી ગોદો મારતાં ચંપાએ મૌનમાં જવાબ આપ્યો : "એમ પોતાને ઘેર પારકાને મારવું એમાં તે આટલું બધું શું કરવા ફુલાઇ જાવ છો ?"

પણ ડૂમો વછૂટતાં પોપટે રહીરહીને આટલું લંબાણ થયા પછી કહ્યું : "કમળી આજ સવારની ઊઠી જ નથી. બહુ જ તાવ ચઢ્યો છે. બોલાવબોલાવ કરીએ તો ય હાલતી જ નથી. શરીર તો એટલું બધું ઊનું છે કે હાથ મૂકીએ તો દાઝી જવાય છે. બે વખત નાથાકાકાને દવા કરવા બોલાવ્યા. રાતની સૂતી છે તે પછી સમૂળગી ઊઠી જ નથી."

દરેકનું અનુમાન ખોટું પડયું તો પડયું, પણ કંઇ ચિંતાજનક સમાચાર એમાંથી નીકળ્યા એટલે સ્વાભાવિક રીતે બધાંની જીભ સિવાઇ

ગઇ. વધુ કંઇ પણ બોલ્યાચાલ્યા વગર ઝટપટ સાલ્લો બદલી મહાલક્ષ્મી જસોદાને ચૂલાનો ચાર્જ સોંપતી હોય તેમ "વહુ! તું જરા ચૂલો સંભાળજે. હું આ ઊભીગેબી જઇને પાછી આવું છું." કહેતી એ કમળાની ખબર જોવા વિદાય થઇ.

મા જતાં ચંપાનો વારો આવ્યો હોય તેમ, પોપટ તો ક્યારનો ય છાનો રહ્યો હતો છતાં એને ઠપકો આપવાને બહાને ચંપાએ જસોદાને સંભળાવવા કહ્યું: "એમ રડે છે મારી બલારાત! કમળી માંદી પડી એમાં રડતા હોઇશું? એ ને એની બહેન...ને બધાંય એકસામટાં માંદાં પડે તો ય આપણે કયા ભાઇને?..."

પણ બિચારી બહેનનો કહેવાનો ભાવાર્થ મુદ્દલે ય ન સમજ્યો હોવાથી પોપટ જવાબ આપવાનો તો બાજુએ રહ્યો, પણ ઊલટો મહાલક્ષ્મી ગઇ ત્યારે પોતે સાથે જ કેમ ન ગયો તેવા વિચારથી પસ્તાતો હોય તેમ એકદમ કમળાના ઘર ભણી નાઠો.

"લ્યો! લેતા જાવ!" ચૂલા આગળ બેસતાં જસોદાએ નણંદના કટાક્ષનો જવાબ આપ્યો.

મીઠું, મર્મીળું ને સામાને રાજીરાજી કરી મૂકે તેવું હસતાં ચંપા બોલી: "મૂરખનાં તે કંઈ ગામો વસતાં હશે? સામાનું મન મળે નહિ, ને મફતનાં માથાં મારે તે આનું નામ!"

ચંપાનું આ હાસ્ય ને વાતવાતમાં પોતાનો જે વિચાર હોય તે એક યા બીજે બહાને વ્યક્ત કરવાની મર્મીળી યુક્તિથી જસોદા સ્ત્રી હોવા છતાં એકદમ એટલી બધી આકર્ષાઇ ગઈ કે બે વરસમાં એને કોઇ દિવસ જે વિચાર નહિ આવ્યો હોય તે 'જરૂર! ચંપા-બહેન સામે ઊંચી આંખ કરીને ય ન જોનાર ગૌરીશંકર કાં તો મોટો મુનિ હોવો જોઇએ કે પછી બધું હારી બેઠેલો...' આવીને હૃદયના એક ખૂણે નવો જ તણખો મૂકી ગયો.

અને એ વિચારનો પડઘો પડતાં જસોદા ચૂલામાં સંકોરતાં સંકોરતાં જાણે કહેતાં શરમાતી હોય તેમ અવળે મોઢે બોલી: "આટલું બધું મને લોભાવે તેવું ભાઇની વકીલાત કરતાં મારા આગળ હસો છો, તેના કરતાં બીજાની આગળ આટલું મીઠું હસો તો, ભાઇનું તો થતાં થશે પણ તમારું કામ તો થઈ જ જાય!"

રોજના રોજ આવા એકબીજાના મર્મોથી ટેવાઇ ગયેલી ચંપાને એ કટાક્ષના ભાવાર્થ સમજતાં વાર લાગી નહિ. આ જ કટાક્ષ, આ જ શબ્દો ચંપા–જસોદા વચ્ચે સહીપણા જેવો સંબંધ ન હોય ને એક ભાભીએ ધણીની અણમાનીતી નણંદ માટે વાપર્યો હોય તો આમાંથી લંકાદહનનું ભીષણ રૂપ સર્જાતાં વાર ન લાગે. પણ આ નણંદ–ભાભીને તો આવા કટાક્ષો ઘીની નાળો જેવા સાત્ત્વિક અને પોષક લાગતા. એટલે એનો અવળો અર્થ ન કરતાં ચંપાએ સામો કટાક્ષ કરતાં કહ્યું: "એ તો કોણ મીઠું હસીને ભોળવે છે તે મારું કંઇ અજાણ્યું છે ?" પોતાના ભાઇને એવું હસીહસીને જ, કામરુ દેશની સ્ત્રી પુરુષને મંતર મારીને પંખી બનાવીને પૂરી રાખે તેમ સાવ વશ કરી નાખ્યો છે તેનો ઉલ્લેખ કરતાં એ આગળ બોલી: "એ તો મારા ભાઇ એવા લટ્ટુ થઈ જાય તેવા મળ્યા છે ત્યારે સ્તો ! બાકી બીજો કોઇ એવો..."

પોતાના પતિ સિવાય બીજાની કલ્પના જ કેમ આવી શકે, એવું શિક્ષણ પામેલી જસોદા ચંપાનું પૂરું સાંભળ્યા વિના જ વચ્ચે બોલી ઊઠી: "મારે તે બીજા કોઇને શું શૂળીએ ચઢાવવો છે ? ખબરદાર ! ફરીથી જો એવી વાત મારા આગળ કરી છે તો......!"

"હાં... હાં..." જાણે કોઇ બંદૂકનો ઘોડો પાડતું હોય ને તેને રોકવા સંજ્ઞા કરે તેમ ધીમે હસતાં ચંપાએ કહ્યું: "માફ કરો ભાભીજી! હવે એવો ગુનો નહિ કરું !" ને જાણે એકદમ કમળા યાદ આવી ગઇ હોય તેમ ઘરની બહાર નીકળવાની તૈયારી કરતાં એ બોલી: "તમે તો ભાભી સાવ છો જ સ્વાર્થી ! પોતાની વાત આવી ત્યારે કેવાં ઊંચાંનીચાં થઇ ગયાં ! ને બિચારી બહેન માંદી પડી છે તે કાંઇ સાંભરે છે ?"

ચંપા બહાર નીકળી જવા લાગી એટલે ઓટલે બેઠેલા ગજાનન બોલી ઊઠ્યા: "બધાં એકેએક જાવ છો તે પાછાં ત્યાં બેસી ના રહેતાં. ચંપા, તું જઇને તરત આવતી રહેજે એટલે તારી ભાભીને જવું હોય તો એ ય જઇ આવે."

ચંપા તો પછી કંઈ વધુ સાંભળવા ન રહી પણ પોતાની મેળે ને મેળે પોતાની જાતને સંબોધતા હોય તેમ એ બોલ્યા: "હું તો

પાણુ કરી પરવારીને જ જઇશ. એ બહી બેસાય તો ખરું. મોતીરામની સાથે બેઠાં ય કેટલો વખત થયો. શું છોડીનું સોળ છે! આજ સવારમાં એ નથી આવી એમાં તો જાણે કેટલા ય દા'ડા એને દીઠ્ઠાં થયા હોય એવું લાગ્યા કરે છે. એનું બોલવું, એનું ચાલવું, એનું હસવું, એ રડતી હોય તો ય બીજાં કરતાં તરત જુદું તરી આવે છે. રોજ આવીને જતી રહે છે તો ય કેટલું સૂનુંસૂનું લાગે છે!" ગજાનન જાણે બ્રહ્માએ રચેલી સૃષ્ટિની ખૂબીથી દિંગ થઇ ગયા હોય તેમ 'શી ભગવાને માયા મૂકી છે!' કહી શાંત થઇ ગયા.

અંધારું થવા આવ્યું. ઘેર પિતા વઢશે એ યાદ આવતાં ચંપા બોલી: "ચાલ ને બા હવે ઊઠીએ. ખાઇકરીને આવતાં પાછું ભાભીને મોડું થશે."

"મંછાબહેન! મેં શું કહ્યું?" મહાલક્ષ્મીએ ઊભાં થતાં કહ્યું: "તમે તમારે બિલકુલ ગભરાશો નહિ. દવાબવાની કંઇ જરૂર નથી. સૂતાં સુધી સાજીનરવી હતી એટલે એ તો એ જ. માતાબાતાનો રથ..." અને એવા અપશુકનિયાળ શબ્દ મોંએથી ન કાઢવા જોઇએ એમ માની સાનમાં સમજાવી દેતાં એમણે આગળ જણાવ્યું: "એ વિના રોગ મારો રડ્યો રાતની રાતમાં તે આટલો બધો કંઈ ફૂટી નીકળતો હશે તે આપણે નથી સમજતાં? માટે મેં શું કહ્યું?..."

પોતે ય બધું સમજે છે, પણ પોતાની મુસ્કેલી બતાવતાં મંછા બોલી: "બોન! હું ય કંઈ નથી સમજતી એમ નહિ. પણ ઘરનું માણસ તો તમે જાણો છો ને? છોકરાંને કંઈ થયું એટલે આભજમીન એક કરે એવો સ્વભાવ. જો એમનું કહ્યું નથી કરતી તો ય ભોગ છે...!"

"આદમીમાણસ આપણાં બૈરાંના ટૂચકામાં શું સમજે? માટે એ છોને કહ્યા કરે પણ......"

બારણા બહાર નીકળેલાં મહાલક્ષ્મીને—"એ તો હું સમજી ગઇ" કહી મંછા એમને વળાવવા ખાટલા આગળથી ઊભી થઈ. કમળાના માથા આગળ ક્યારનો ય ચૂપચાપ બેસી રહેલો પોપટ હજુ ઊભો થયો ન હતો, એટલે છેવટ એનો તમાસો જોઇ રહેલી ચંપા થાકીને બોલી: "કેમ અલ્યા! તું કંઇ હાલતો નથી?"

પોપટે જવાબ તૈયાર રાખ્યો હોય તેમ બોલ્યો : "હું ભાભી જોડે આવીશ."

"લુચ્ચા !" એની હરામી પકડી પાડતાં ચંપા બોલી : "ભાભી અહીં રાત રહેવાનાં છે એટલે તારે ઘેર આવવું નથી, એમ ને ?"

મંછાએ એને બદલે જવાબ દીધો : "ત્યારે અહીં હશે તો ય શું છે ?"

"ના, ના, તમારે એક તો કમળાની ઊઠવેઠ છે ને તેમાં પાછો એ મહીં હોમાય." સકારણ ના પાડતાં મહાલક્ષ્મીએ કહ્યું.

"ચાલ ઊઠે છે કે નહિ ?" હુકમ કરતાં ચંપાએ પૂછ્યું.

વગરવિચાર્યે પોપટે એટલા જ જોશથી જવાબ આપ્યો : "જા, નથી આવતા."

"તું ય શું ચંપા, ક્યારની ય કંઇ ના સમજતી હોય તેમ એને ધમકાવે છે ? અહીં રહેશે તો ય કંઇ પારકું ઘર છે ?"

મંછાના એ જવાબ પછી માદીકરી વિદાય થયાં. 'આવજો' એમ મંછાએ કહ્યું ત્યારે કંઇ બોલ્યાચાલ્યા વિના ચંપા ને મહાલક્ષ્મીથી એક સાથે જ હસી જવાયું !



## [૪]

"ચાલ ઘોડા, ચાલ !" પોપટની પીઠ ઉપર ઘોડો કરીને બેઠેલી કમળાએ હાથમાંની દોરડીની બનાવેલી ચાબુક ઉગામતાં કહ્યું.

ઘોડો થઇને ચાર પગે ધીમે ચાલતો પોપટ જરા ઊંચો થતાં બોલ્યો: "પાછી બહુ રોફ કરીશને તો એક વખત એવી પછાડીશ કે ખો ભૂલી જઇશ." અને કમળા જો પૂરેપૂરી સાજી હોત તો પોપટ એને ઉથલાવી પાડ્યા વિના રહ્યો ય ન હોત. પણ એ ઓચિંતી માંદી પડી ત્યારથી મંછાને જેટલી હાયવરાળ નહિ થઇ હોય તેટલી પોપટે કરી હશે. પહેલે દા'ડેથી જ એ ત્યાં ધામા નાખીને પડ્યો તે મહાલક્ષ્મીના આગ્રહ છતાં ને ચંપાની ધમકી ઘોળી પી એ ત્યાંથી ન ખસ્યો તે

નજ ખસ્યો. તાવે ય નાથા વૈદની દવાને ન ગાંઠ્યો એટલે મહાલક્ષ્મીના કથનને ટેકો મળ્યો. અને પછી તો મહાલક્ષ્મીએ જ બધો બોજો ઉઠાવી લીધો. દિવસમાં એ બે વખત આવી જતી, માતાનો રથ હોય તો શી શી સાવચેતી રાખવી પડે, ચકલામાં પગ પડ્યો હોય તો શી તકેદારી રાખવી જોઇએ કે કંઇ હબક પેસી ગઇ હોય તો શો ટૂચકો કરવો, વગેરે વગેરે ઓચિંતા માંદા પડવાનાં વૈદકશાસ્ત્રનાં બધાં સૂત્રો કાઢી તેનાં મારણ મહાલક્ષ્મીએ શરૂ કરી દીધાં હતાં. નાથા વૈદની દવાને દેશવટો આપવામાં આવ્યો હતો. પાડોશીની અરકેતિહાસની શીશી એને પાછી સુપરત કરી દીધી હતી. જમના ફોઇનાં ઘસારવાં ગોખલામાં પધરાવ્યાં ને દવા તરીકે નહિ પણ તાવવાળું કડવું મોં જરા સારું થાય એ માટે કાળી દરાખ ખાટલા તળે રાખી હતી તેને ય વિદાય કરવામાં આવી. ચારે બાજુ પાકો બંદોબસ્ત કરવામાં આવ્યો. પવન પેસનીકળ ન કરે માટે ખાટલો ખૂણામાં ખસેડાયો. અંદર પડછાયો ન પડે માટે ચોખ્ખો હાથ ન હોય તેવી સ્ત્રીઓને પ્રવેશવાની મનાઇ ફરમાવવામાં આવી, નવરાવવાની બંધી કરી ને પડ્યાંપડ્યાં લૂગડાં તો મેલાં થાય જ ક્યાંથી, એટલે એને બદલવાની મનાઇ ન હોવા છતાં એની તરફ ધ્યાન આપવાની જરૂર જ ન હતી! બપોરે નવરાં પડતાં બૈરાં ખાટલાને વીંટી વળી ડાયરો જમાવતાં. બહાનું માંદગીમાં ખબર જોવાનું કહેવાતું, ને વાતો ત્યાં થતી અલક-મલકની. ને તેમાંય જો દર્દી મોટું ને ભાનમાં હોય તો વહેલું મરી જાય તેવું જ વાતાવરણ મોટે ભાગે જામતું.

"શું બોન! આ મેલું દરદ છે! જગન ભટ્ટના જમાઇને બહુ બહુ દવાઓ કરી, આણંદમાં લીમડાવાળા દવાખાનામાં બે મહિના રહ્યા, રાયણવાળામાં રહી જોયું, પણ એનું નામ ધૂળની બોન રાખોડી." દર્દીના ખાટલા આગળ બેસી સંતોક શેઠાણીએ એની ગંભીરતા બતાવી.

એને ય ચઢે તેવું અનુમોદન આપતાં સોના વાળંદણ બોલે તે જુદું: "જગન ભટ્ટના જમાઇની જ શું કામ વાત કરો છો? એ દરદ તે વળી કોઇને મટ્યું જાણ્યું છે? કેશુર પટેલના ભાણેજજમાઇ જેવો તો કોઇ નહિ—રાજા કહીએ તો ય ચાલે. દઇ જાણે બોન, આપણે કંઇ

ભણેલાં છીએ, પણ દલ્લી ભણી કોક શે'ર છે, અમદાવાદની મિલો કરતાં મોટી મોટી મિલો છે, એવી એક મોટી મિલનો માલેક એટલે પછી શું કહેવાનું રહ્યું? ગોરા સા'બે ય એને ત્યાં નોકરી કરે ને સલામું ભરે એટલી તો સાયબી! એણે કંઈ દવા કરવામાં બાકી રાખી હશે? પણ કેશુર પટેલની ભાણીને ના મટયું તે ના જ મટયું!"

મોડું મરતું હોય તો વહેલું મરે તેવી આ વાતોનો રાફડો કોણ જાણે કયાંથી પણ કોઇનો ખાટલો ઢળાય ત્યારે અનામત એવા પ્રસંગ માટે સંઘરી રાખી હોય તેમ તે વખતે છૂટથી વાપરવામાં આવે છે. અને આ અવસરે ય જમનાફોઇએ ખજાનો ઉઘાડતાં કહ્યું: "બધી પરભુના ઘરની લીલા છે. આવી જ રમતીજમતી નારણ સુથારની ગોદાવરી આપણા દેખતાં જ ના ગઇ? એ ય રાતે સૂઇ ગઈ ત્યાંસુધી સાજીસમી જ હતી ને? બેન! આજે વનીવનીના રોગ થયા છે ત્યાં મોત કયાં લેવા જવાનું છે?"

મહાલક્ષ્મીએ એ અનિષ્ટને કમળા ઉપરથી હઠાવતાં જવાબ આપ્યો: "પણ ખરું પુછાવો તો એમાં આપણા લોકનો જ દોષ છે. આદમી તો એ વાતમાં શું સમજે? પણ આપણે બૈરાંએ રડયો થોડો ખ્યાલ રાખવો જોઇએ ને? હીડતુંચાલતું ઓચિંતું કોઈ માંદું પડે ત્યારે સમજી જવું જોઇએ ને? જુઓ, આ બે દા'ડામાં જ દવાબવા બંધ કરી, ને દરેકની ખપની વાત કબૂલ કરી દીધી એટલે ફેર છે કે નહિ? પછી આંખો મીંચીને આપણે દવા રેડયરેડય કરીએ ત્યારે એ જ થાય કે બીજું?"

કમળાના માથા નજીક બેઠેલો પોપટ વાતમાંની દલીલબાજી ઓછો સમજે એવો હતો? પણ એના હાથમાંથી જમનાફોઇ કમળાને ખૂંચાવી લેતાં હોય ને મહાલક્ષ્મી તાણી રાખતી હોય તેટલું તો સમજાયું હતું. એટલે મહાલક્ષ્મીની વહારે ધાતાં એણે પોતાને મૂંઝવી રહેલો પ્રશ્ન કર્યો: "હેં બા! કમળીને હવે મટી જશે ને?"

"અરે બેટા! કાલ ઊઠીને તારી જોડે રમવા મંડી જાણ ને!" વાતવાતમાં પોપટને ધમકાવી નાખતી મહાલક્ષ્મી મીઠા વહાલથી એવું હસીને બોલી કે જાણે કમળા હમણાં ને હમણાં એની સાથે રમવા ઊભી થશે એટલી એ શબ્દોમાં જ ખાતરી દેખાઈ.

કમળાને તાવ ઊતરતો ત્યારે એ પોતા સામે આંખ માંડતી. એટલે પોપટને ધીમેધીમે શ્રદ્ધા બેસતી ગઈ કે કાલ નહિ તો પરમ દિવસે ય કમળા રમવા બેઠી થશે એ જરૂર. તાવ વધતો છે કે ઓછો તેની ચોક્કસાઈપૂર્વક પોપટને કશી ગમ પડતી ન હતી. પરંતુ દરેક ખબર જોવા આવનાર શરીર ઉપર હાથ અડકાડી જોતું એટલે પોપટ કમળાના કપાળ ઉપર અવારનવાર હાથ મૂકતો. કમળા ધીમેધીમે ઠીક થવા લાગી એટલે એનો હાથ ઝાલી દબાવવા લાગી. પોપટ એના વાળમાં આંગળાં પરોવતો, આંખો દાબતો, કાનમાં 'ફૂ...ક' કરીને જોરથી બૂમ પાડતો. કોઈકોઈ વાર કાન ફાડી નાખે તેટલી ચીસ પડાઈ જતી ત્યારે એને મંછાનો ઠપકો ય સાંભળવો પડતો : "જો, ભાઈ, એટલી બધી ચીસ ન પાડીએ. એ વળી કંઈ બીશે તો પાછી પડશે." પોપટ એ રમત મૂકી પગના તળિયે ગલી કરતો, બરડા ઉપર પોલા હાથે ધબાકા બોલાવતો, ને બહુ તાનમાં આવી જતો ત્યારે એના હાથની હથેળીમાં મોં વડે પિપૂડી વગાડતો. કમળા સાથે એ ય માંદો થયો હોય તેમ દવા તો પીવાની હતી નહિ પણ કમળાને જે ખાવાનું મન થયું હોય તે એ ય ન ભાવે તોપણ ચાખતો. બાજરીના લોટની રાબ, ઘીનું ઢેબરું, ચોખાના પૂડા, છાંટા તેલથી વઘારેલા ભાત, કે પછી જે કમળાને ખાવું હોય ને મહાલક્ષ્મી મંજૂરી આપે તે, કમળા તો એકાદ કોળિયો ખાય તો ભાગ્ય, બાકીનું બધું પોતાના ખાવાથી કમળાને ગુણ કરવાનું હોય તેમ માની કમને કે પેટ ભરાયેલું હોય તોપણ પરાણે પોપટ ખાઈ જતો.

ચંપા મનમાં હરખાતી પણ બહારથી મશ્કરી કરતી : "કમળીનું એઠું ખાવા જ ભાઈ અહીં પડ્યા રહ્યા છે."

"જા, એમાં પડ્યા રહ્યા છીએ, તારાથી થાય તે કરજે." પોપટ ખાતાંખાતાં બોલતો.

"બાયલો ! પાછો શરમાય છે ય ?"

"તું બાયલો હોઈશ !"

બેઠેલાં બધાં એનો જવાબ સાંભળી હસી પડ્યાં. કમળા તરફથી એનો ખરો અભિપ્રાય લેવાનો હોય તેમ બધાં એના તરફ તાકતાં ત્યારે

એ કમળા તરફ નજર માંડતો. કમળાની નિસ્તેજ આંખો ખાટલાના એક ખૂણામાં પડીપડી મૌનમાં જવાબ આપતી : 'છોને એ કહેવું હોય તે કહે, તું શું કરવા ગભરાય છે? મને એક વખત સાજી થવા દેને! પછી બાપુજીને આપણે બંને બધું કહ્યા વગર રહીએ તો કે'જે ને!"

એટલી હિંમત મળતાં પોપટ જગ આખું ઉથલાવવા કટિબદ્ધ થતો. આખું અઠવાડિયું એ નિશાળે ગયો ન હતો, પણ કમળાને જરા મટયું, ટેકો દઇને તે બેસવા લાગી, ગઈ કાલે તો એની મેળે ઉઠીને ઓરડા બહાર ગઇ હતી; એટલે હવે તો પોપટે નિશાળે જવું જ જોઇએ એમ બધાંને લાગ્યું હોય તો પરભુ જાણે, પણ ચંપાએ એનું કાંડું ઝાલીને ઘસડચો. હવે પોતાનું કોઈ બહાનું નહિ નભે એમ માનતા પોપટે 'આવું છું, આવું છું' કહેતાં ઘરમાંથી બહાર નીકળતાં પડેલાં કમળા તરફ જોયું. જાણે કહેતો ન હોય કે તું તારે નિરાંતે સૂઈ રે'જે, સ્લેટ મૂકી બંદા હમણાં છટકી આવ્યા જાણ ને! પણ કમળામાં એટલી ધીરજ ન રહી હોય તેમ પોપટે ઊંબરો ઓળંગ્યો ત્યારે એનાથી રડી દેવાયું. આજ તો કોઈ પણ ઉપાયે એને નિશાળે મૂકી આવવો એમ માની ચપસીને પોપટનું પકડેલું કાંડું, એ અવાજ સમાણું ચંપાથી મૂકી દેવાયું. વગરવિચારે પોપટ અંદર ભાગ્યો. ચંપા ત્યાં જ થંભી ગઈ. મંછા છેવટ બોલી : "ચંપાબેન! આટલા દાંડા બગડચા ત્યારે એક દાંડો વધારે. છો આજ ના જતો. એને એકલીને સૂઇ રહેવું ય ના ગમે ને?" ચંપા કંઈ બોલ્યાચાલ્યા વગર ઘેર ચાલી ગઈ.

ધીમેધીમે કમળા હરતીફરતી થઇ. મહાલક્ષ્મીને એના પોતાના વૈરકશાસ્ત્રનો વિજય લાગ્યો. એણે વાતવાતમાં પોતાની બુદ્ધિનાં ગાન પણ ગાઇ બતાવ્યાં. પોપટ માને યશનો ટોપલો લેતી જોઇ કંઇ બોલ્યો ન હતો, પરંતુ તેનું હૈયું અંદર રહ્યુંરહ્યું અવાજ દેતું હતું કે 'મારે ઓછો તમારી પેઠે જશ લેવો છે; બાકી, શાથી મટયું તે તો હું જ જાણું છું. તપ્યું હશે તો મારું શરીર, દુઃભાયું હશે તો મારું દિલ, એને ઘોડો કરીને ફેરવી હશે તો મારી પીઠ ને ઉપરથી ચાબુકનો સિસકારો ચાખ્યો હશે તો મારે બરડે! પણ મારે કરીને કહી બતાવવું થોડું જ છે!'

મંછાએ પણ સારી પેઠે અનુભવ્યું હતું કે પોપટ સહેજ બહાર ગયો હોય તો પણ કમળા મૂંઝાઇ જતી હતી. પોપટના કહેવાથી એ કમળાને ય બટકું ઢેબરું, કોળિયો ભાત કે ચમચો રાબ પાતી. પોપટ હાથ ઝાલતો ત્યારે શરીરમાં જોર ન હોવા છતાં એ બેઠી થઇ જતી, રમતની વાતો કરતી, ને આટલા દુઃખમાંય હસતી એ જુદું! પોપટ કંઇ એના ખાટલા આગળ દેખાવપૂરતો જ બેસી રહેતો કે નિશાળે ન જવું પડે એ માટે જ ત્યાંથી ખસતો નહિ એવું પણ ન હતું. કમળાની સાથે એ ય માંદો થઇ ગયો હોય તેમ કમળાને ખાવાની રુચિ ન હોય ત્યારે એની ય ભૂખ મરી જતી. કમળા ઊંઘી ન હોય ત્યાં સુધી એ ય નીચે પથારીમા જાગતો પડ્યો રહેતો. રાતે ઊંઘ્યા પછી છોકરાં ઝટ જાગી ન શકે તે કુદરતી હોવા છતાં કમળાની બૂમ પડતાં મંછા પહેલાં એ ઊંઘમાથી બેઠો થઇ જતો. કમળાને પાણી પીવું હોય તો એ ખાટલા નીચે મૂકેલા લોટામાંથી લઈ પાતો, અને પ્યાલો પાછો ઠેકાણે મૂકી દેતો. મોટાનું જોઇ અનુભવી થઇ ગયો હોય તેમ પાછળ ટેકો આપી કમળાને તે સુવાડી દેતો. મંછાનું માતૃહૃદય બાળકોનો નિર્દોષ પ્રેમ ને માયા જોઇ કુદરતી રચના ઉપર ઓવારી જતું. 'શી પરભુએ આટલાં નાનાં છોકરાંમાં ય માયા મૂકી છે!'

"હેં કમળી! સાચું કે'જે, તું હવે મને 'પાડો' 'પાડો' કહીશ?" હરતીફરતી થયેલી કમળાને ઘોડો કરી ફેરવતાં પોપટે પૂછ્યું.

"ના, બા! હવે તો મારાથી એટલું બધું દોડાતું નથી એટલે તું મને પકડી પાડીને મારે ને?" કમળાએ 'પાડો' ન કહેવાનું કારણ બતાવ્યું.

"પણ મારું નહિ તો કહીશ?"

"જા, નહિ કહું, બસ?"

આનંદમાં આવી જતાં પોપટ ઊભો થઇ જવા લાગ્યો. પણ ત્યાં તો 'પડી...પડી...' કરતી કમળા એના કોટે જોરથી બાઝી પડી. ઘોડો છલંગ મારી આગલા પગ ઊંચક તેમ ઊભા થવા ઊંચકેલા પગ પોપટે નીચે મૂકી દીધા. બી ગયેલી કમળાનો શ્વાસ ધમણની પેઠે

ફૂંકાવા લાગ્યો. બોલવા જેટલી હોશ આવતાં એણે કહ્યું: "લે, પાછો જો એમ ચાળા કરીશ તો બીજું નામ પાડીશ."

"શું?" પોપટે સ્વાભાવિક પૂછ્યું.

"શું તે વળી ઘોડો." કમળાએ તૈયાર રાખ્યું હોય તેમ તરત જવાબ આપ્યો.

"જો કમળી, પછી પાછો ભેંકડો તાણીશ. હું તને માંદી જાણી બોલતો નથી........"

પોપટને વચ્ચેથી બોલતો અટકાવી દઈ એની પીઠ ઉપરથી ઊતરી પડતાં કમળા બોલી: "ઘોડો, ઘોડો, ઘોડો." અને એનાથી દૂર ભાગવાની ચેષ્ટા કર્યા વિના એ ત્યાંની ત્યાં જ ઊભી રહી. પોપટે હાથ તો ઉગામ્યો પણ કમળાના કૃશ શરીર ઉપર પડતાં પડતાં એ એની મેળે પોચો પડી ગયો.

ફૂલ જેવો હાથ લાગતાં કમળા બોલી: "લે, આટલું જ જોર છે કે?"

"જોવું છે?" ફરીથી હાથ થાય તેટલો ઊંચો કરી પોપટ બોલ્યો.

"માર્યું, માર્યું, હવે!"

"જો કમળી......" હાથને નીચો લાવતાં પોપટ બોલ્યો. પણ કોણ જાણે એનો હાથ આટલો બધો ઢીલો કેમ થઈ ગયો, કે આ વખત એના કરતાં ય વધુ હલકો પડ્યો.

એનો હાથ ઝાલીને પરસાળના એક ખૂણે ખેંચી જતાં કમળા બોલી: "હેં પોપટ! તું આટલા દા'ડાથી નિશાળે નથી ગયો, તો માસ્તર મારશે નહિ?"

માસ્તરનું નામ આવતાં જ પોપટ આગળ મગન માસ્તરની મૂર્તિ પ્રત્યક્ષ ખડી થઈ. ટેબલ ઉપર હાથ મુકાવી ફટાફટ સોટી ફટકારતા એ ઊભેલા દેખાયા. આંખો તાણીને 'કેમ હરામખોર, તારી માનું પેટ બળે, આટલા દા'ડા ભલો છટકી ગયો છું. પણ આજ તારી વલે કરું છું' એમ ગેરહાજર રહ્યા બદલનો ફેંસલો સંભળાવતા જણાયા. પંદર દા'ડા સુધી નિશાળે ન ગયા બદલ 'ચાલ, ક્યાં ગયો રણછોડો? અલ્યા, આને ખૂંટિયે લટકાવ. તે વિના એ માન્યા નથી કહેવાનો.' અને 'એ

બાપરે મરી ગયો ' એમ પોતાની જાતને ચીસો પાડતી પણ પોપટે મૂર્તિમંત જોઈ. પણ જે પ્રબળ આવેગ એને નિશાળે જતાં રોકતો હતો, તેણે જ આ વસ્તુસ્થિતિ જાણ્યા છતાં એને મોંએથી જવાબ અપાવ્યો : " હવે માર્યું માર્યું ! "

મગન માસ્તરનો એક ઘાંટો સાંભળતાં નિશાળે ન જતાં છોકરાં ગભરાઈને ઘરમાં પેસી જતાં. કમળા સુધ્ધાં એની લાંબી મૂછો ને ફટાકા બોલાવતી લાકડી જોઈ સિવાઈ જતી. એટલે પોપટની બહાદુરીને તુચ્છકારી કાઢતાં એણે કહ્યું : " હવે તું નિશાળે તો જજે. એવી ચૂંટી ખણશે કે બાપા પોકારીશ."

મગન માસ્તરની સ્પેશ્યાલીટી તો બહુયે હતી, પરંતુ બીજા કરતાં એ એક બાબતમાં સાવ જુદા પડતા. મારવું એ તો માસ્તરોનો પરમ ધર્મ છે. સોટી મારવી એ તો સ્વાભાવિક ને પરાપૂર્વથી ચાલ્યો આવતો રિવાજ છે. ખૂંટીએ લટકાવવું એ ય નવું નથી. અંગૂઠા પકડાવવા, ઉપર કાંકરો મૂકવો ને કાનપટ્ટી પકડાવી ઊઠબેસ કરાવવી એ તો સહેજ વાત છે. પરંતુ મગન માસ્તર એમની નાતના બીજાઓ કરતાં શિક્ષાની એક શોધમાં—જો એ શોધ બદલ ડિગ્રી અપાતી હોય તો જરૂર એ બહુમાનને માટે એ જ લાયક નીવડ્યા હોત—અને તે એ કે તાળું ઉઘાડવાની પોલી ચાવી છોકરાની કેડમાં—જાણે કેડે તાળું હોય તેમ એવી ફેરવતા કે છોકરું અધ્ધર ઊભું થઈ ચીસ પાડી ઊઠતું ! પોપટે હજુ એ સ્વાદ ચાખ્યો ન હતો એટલે ફૂંફાડો મારતાં બોલ્યો : " બહુ કરશે ને, તો કપાળમાં કોક દા'ડાનો સલેટનુ કાતરિયું ઝાપટીશ ને!"

" તે એં પોપટ, કોક એવું મારે તો માસ્તર શું કરે ? " કમળાએ પોપટનો હાથ પોતાના હાથમાં લેતાં પૂછ્યું.

" કરે શું ? મારવાની તો ખો ભૂલી જાય." પોપટે વીરતા બતાવી.

" તે એં પોપટ, તને મારશે ? " કમળાએ લાગણી વ્યક્ત કરતાં કહ્યું.

પોપટ મૂંગો રહ્યો. મગન માસ્તર મારશે નહિ, ને જો મારશે તો પોતાથી નહિ વેઠાય એ વિચારે જ કદાચ એને બોલતો બંધ કરી દીધો હશે.

"કે'જે ને કે કમળી માંદી હતી એટલે નો'તો આવ્યો." કમળાને લાગ્યું કે બિચારા પોપટને પોતાને માટે માર ખાવો પડશે.

"એં પોપટ, હું આવીને કહું તો ય તને મારશે ?" કમળાને પોતાને ય ખ્યાલ ન રહ્યો કે મગન માસ્તરને જોઇને તો એનાં મોતિયાં મરી જાય છે! ત્યાં એ ક્યાંથી જઇ શકવાની હતી?

અને પોતાની મુશ્કેલીનો રસ્તો જડી ગયો હોય તેમ જવાબ આપતાં પોપટ બોલ્યો : "બાપુજી સાથે આવશે એટલે મારી રહ્યા."

ગજાનનની વાત આવતાં જ કમળાને ભોળા શંભુ યાદ આવ્યા. ચા પાવાનો એનો નિત્યનિયમ સાંભરી આવ્યો. એનું હૈયું એકદમ હરખાઈ ઊઠયું. "બસ ! કાલે તો હું જ બાપુજીની ચા લઈ જવાની."

"તારા વિના તો બાપુજી પૂરી ચા જ પીતા નથી."

"સાચું કે'છ ?"

"તું જ બાપુજીને પૂછી જોજે ને. કે'છે કે કમળી વિના ભોળા શંભુ ચા પીતા નથી."

"કાલે હું જ પાવાની."

"હેં કમળા! હવે તો તારી બા તને નહિ વઢે ને ?"

પોપટે એકદમ વાત બદલતાં પૂછયું. ઘરમાંથી ઉંબરા ઉપર પગ મૂકવા જતી મંછા ઓચિંતી પોતાની વાત આવતાં થંભી ગઈ.

કમળાએ ન સમજણ પડવાથી પૂછયું : "મારી બા વળી ક્યારે વઢે છે ?"

"કેમ ? તું ન'તી કે'તી કે તારે ઘેર આવું છું તેથી બા વઢે છે ?"

વાત સમજાતાં કમળાએ જવાબ આપ્યો : "તે તું મારે ઘેર ના આવે એટલે પછી વઢે સ્તો !"

"પણ હવે તો તારે ઘેર આટલા દા'ડા રહ્યો એટલે નહિ વઢે ને ?"

કમળા ફરી જવાબ આપે તે પહેલાં બહારથી ઘેર આવતા મોતીરામના પગ ઓસરીમાં પડ્યા. પણ પોતાની સૃષ્ટિમાં તલ્લીન એ બાળકો તો એમનું આગવું જગત હાંકયે રાખતાં હતાં. મોતીરામ "કેમ બેટા !" એમ કહેવા તો જતા હતા, પણ બારણા આથે ઊ ભા

ઊભી વાત સાંભળતી મંછાએ નાક ઉપર આંગળી મૂકી મોતીરામને બોલતાં રોક્યા. પછી એ ય ગંભીરતા ધારણ કરી ધીમે રહી અંદર ચાલ્યા ગયા.

કમળા બોલી : "હવે શું કરવા વઢે ?"

"વઢે તો ?"

"પણ તું આટલા દા'ડા રહ્યો એટલે વઢે જ નહિ."

પાછી વાતને ફેરવતાં પોપટ બોલ્યો : "બાપુજીને જાણી તરત કહીશ કે કમળી કાલે આવી જાણી ને !"

મોં ગંભીર કરી, પ્રૌઢતા ધારણ કરતાં ધીમો હાથ હલાવી કમળાએ કહ્યું : "ના, ના, કશું કે'તો જ નહિ. એ તો હું આવીને બૂમ પાડીશ એટલે બાપુજી છોને પૂજામાંથી ઊભા થઇ જતા."

મંછા અને મોતીરામ એકબીજાની સામું જોઇ ધીમેથી હસ્યાં.

પોપટે વળી નવો પ્રશ્ન કર્યો : "એ કમળી ! મને તાવ આવે તો તું મારી પાસે રહે કે નહિ ?"

મંછા બંને કાન આગળ હાથનાં આંગળાં રાખી ટચાકા ફોડતાં બબડી : "ખમ્મા કરે મારા વીરા !" અને મોતીરામે અને એણે કોણ જાણે શું ય વાત સાનમાં સમજી લીધી.



## [૫]

**કમળાનો** વિવાહ કરી મૂકવાનો વિચાર તાત્કાલિક તો મોતીરામના મગજમાં શાંત પડ્યો. એકાદ વરસ સુધી તો એ વાત સાવ વિસારે પડી. પણ મોતીરામનું વ્યાવહારિક મગજ કુંભકર્ણની પેઠે ઘોર્યા કરે એવું ન હતું. બાળલગ્નનો કાયદો કરી સરકારે ભલે એવાં લગ્ન ઉપર પ્રતિબંધ મૂક્યો હોય, પણ પોતાના જીવનમાં દીકરાદીકરીનાં લગ્નને જ પરમ મહત્ત્વ માનતાં માબાપ સરકારને પૂરેપૂરી સફળ થવા દે એવાં કાચાં નથી. બાળપણમાં લગ્ન નહિ તો, લગ્નનો સગો ભાઇ વિવાહ કરી રાખી, નાતના કાયદાનું કાયમનું સીલ મારી ઘણાંખરાં માબાપો

પોતાની ઊછરતી પ્રજાને વર–વહુનું શિક્ષણ આપવાનું ચૂકતાં નથી. તેમાં ય આ વીસમી સદીમાં પણ મોતીરામની બ્રાહ્મણજ્ઞાતિ તો ઘોડિયામાંથી ઝડપવાની પદ્ધતિથી ડગ દૂર ખસી ન હતી. મૂળે જ્ઞાતિનો વિસ્તાર નાનો. ભણતરમાં લગભગ મોટું મીંડું. કહેવાય બ્રાહ્મણ ને ભણતર તો 'ભરામણ' સુધીનું. વળી એ અભણતાનો ય એ જ્ઞાતિને ફાંકો હતો. "અમે ઓછા બીજા 'ભરામણ'ની પેઠે ભિક્ષાવૃત્તિ કે યજમાનવૃત્તિ ઉપર બેઠા છીએ કે અમે નહિ ભણેલા હોઈએ તો ભૂખે મરીશું? અમારા હાથ સાબૂત છે, અમારી જમીન 'અખેપાતર' છે. અમારે ક્યાં બીજાની પેઠે નોકરી શોધવા જવું છે કે 'ગોટપિટ ગોટપિટ' કરતાં નહિ આવડે તો સત્યાનાશ વળી જવાનું હતું?"

જ્ઞાતિનો મોટો ભાગ બ્રાહ્મણ હોવા છતાં જમીનવાળો હોવાથી ખેતીપ્રધાન હતો, ને વારસામાં મહેનતનો ગુણ મળ્યો હતો એટલો કસાયેલો હતો. પ્રદેશની બીજી વસતિ પણ ભણેલી ન હતી કે એનું જોઈને ય એ જ્ઞાતિને ભણતરનો મોહ લાગે. નાનાં ગામડાંમાં ચારપાંચ ગુજરાતી ચોપડી સિવાય કેળવણી હતી જ નહિ; તેમાં ય નારણ માસ્તર જેવા માસ્તરો 'નિશાળ' શબ્દથી–ગુનેગાર 'કેદ' શબ્દથી થથરી ઊઠે તેમ બાળકોને રાડ પડાવી દેતા. કોકનો રસ પૂર્વજન્મનો જાગેલો હોય તે ય નારણ માસ્તરની સોટીના ચમકારા સાથે સુકાઈ જતો. છતાં ય કોઈ રડ્યોખડ્યો મનસુખ ભટ્ટ જેવો છાતી ચલાવી છોકરો હોશિયાર હોવાથી એને શહેરમાં ભણવા મૂકતો ત્યારે છોકરો 'ગોટપિટ ગોટપિટ'ની સાથે કંઈ નવું જ ભણી લાવતો! ફોઈ જેવી ફોઈ, ને તે ય વળી જમના ફોઈ જેવાંએ પાડેલું નામ–ગૌરીશંકર–એને શહેરમાં ગયા પછી ગમતું નહિ. કોઈને પોતાનું રહેવાનું ઘર ન ગમતું હોય, ગામ ન ગમતું હોય, બળદ કે ભેંસ ન ગમતી હોય, જોડા કે કોટ ન ગમતા હોય ને બહુબહુ તો કોઈકને પોતાનું બૈરું ન ગમતું હોય—એટલા સુધી તો કોઈ વાત કરે તો કોઈકને ગળે ય ઊતરે, પણ મારું રડ્યું, પોતાનું નામ ન ગમે તે શી રીતે માન્યામાં આવે? એને તે કંઈ બચકાં ભરવાનાં હતાં? એ કંઈ ઓઢ્યાપાથર્યામાં ખપ લાગવાનું હતું કે ગાયભેંસની પેઠે દૂધ દેવાનું હતું કે એમાં ગમા–અણગમાની વાત આવે? આવું અક્કલ

વિનાનું કામ જ્યારે ગૌરીશંકરે પોતાનું એ નામ બદલી ગિરીશચંદ્ર રાખ્યું ત્યારે ગામના મોટા ભાગને લાગ્યું. એ પછી પહેલી વાર કોઇના ખાંધિયા પ્રસંગે નાત ભરાઇ ત્યારે એ વિષય ચર્ચાયો હતો પણ સારી રીતે. ને એણે સર્વાનુમતે એવો ઠરાવ કર્યો કે આજના ભણતરની શી વાત કરવી? આજ પોતાનું નામ નથી ગમતું તે ફેરવી નાખે છે, તો કાલ બાપનું નામ નહિ ફેરવે તેની શી ખાતરી? અને તેમાં ય આ કેળવણી શરૂ થઈ ત્યારથી કે કોણ જાણે તે પહેલાંથી એક લોકવાર્તા ગામડાંના સર્વ લોકો પાસે મોજૂદ પડી છે કે ભણેલો છોકરો ન કરે તેટલું ઓછું! કોઇ એક માણસ–એ માણસ એટલો સર્વવ્યાપક છે કે લગભગ ગુજરાતના ચોખૂણ સ્થળે જૂજવા નામે ને જ્ઞાતિએ હયાતી ભોગવે છે. કાઠિયાવાડમાં એને હરખચંદના દીકરા કપુરચંદ તરીકે ઓળખતું હશે, તો ગુજરાતમાં એને કોઇ ગોવિંદભાઇના દીકરા હાથીભાઇ તરીકે ઓળખતું હશે–પણ વાત તો એકની એક જ કે એ ભણીને 'બાલિસ્ટર' થયા પછી મોટો 'કલેટન' બનીને 'સા'બ' બનીને આવ્યો ત્યારે એનો બાપ એને મળવા ગયો. દીકરો તો એના જેવા બીજા 'સા'બો' સાથે બેઠો હતો. એનો બાપ બિચારો 'સા'બ' ના ઠાઠમાઠ વગરનો સાદેસાદો, ચાલતાંચાલતાં જોડા નડવાથી હાથમાં ઝાલી, દીકરા કને અડી ગયો. 'કેમ છે ભઇ! મઝામાં તો છું ને?' એમ પૂછ્યું. ગામડાના રાંચા જેવા માણસને જોઇ સાથે બેઠેલા 'સા'બો' એ 'ગોટપિટ ગોટપિટ' કરતાં પૂછ્યું કે 'આ કોણ છે?' દીકરાએ એવી જ ભાષામાં જવાબ આપ્યો. શું આપ્યો એ તો એ જાણે, પેલા સાંભળનારા 'સા'બો' જાણે, ને ત્રીજો ભગવાન જાણે —જો એ 'સા'બો' ની ભાષા જાણતો હોય તો. પણ ડોસો તો એના બાપગોતરે ય 'ગોટપિટ ગોટપિટ' ભણ્યો ન હતો એટલે શું સમજે? એને તો કૂતરું છાશ પીતું હોય તેમ એમના બોલવાના અવાજ ઉપરથી લાગ્યું. દીકરાના જવાબ પછી 'સા'બો' તો સડક થઇ ગયા. કોઈ કંઈ બોલ્યું નહિ પણ આપસઆપસમાં સામસામું જોઈ થોડું હસ્યા. આટલા ઉપરથી બાપ સાનમાં સમજી ગયો. શું સમજી ગયો એ તો એ જાણે, પણ લોકવાર્તા તો કહે છે કે દીકરાએ એને પોતાના ઘરનો નોકર કહ્યો.

કોઇ વળી કહે છે કે 'અમારા ગામનો છે' એમ કહ્યું. પણ બાપ કંઇ જાય એવો ન હતો. છોકરો મોટો 'બાલિસ્ટર' થયો હોય તેથી કંઈ એ એની સાડાબાર રાખે તેવો ન હતો. તેણે તરત જ 'સા'બો' ને જણાવી દીધું કે હું એનો નોકર નથી પણ, એની માનો ભાયડો છું! પછી 'સા'બો' એ શું કર્યું કે 'બાલિસ્ટર' દીકરાએ શું કહ્યું એમ જણાવી લોકવાર્તા ટૂંકી વાર્તાની કલાનો ભંગ કરતી નથી. એ ત્યાં જ અટકી જાય છે. વાર્તાનો જે મુખ્ય ગુણ–રસમાં તરબોળ કરી ફક્ત શ્રોતાઓના મગજમાં એક નાનોસરખો તણખો મૂકી સમાપ્ત થાય છે, એમ એ લોકવાર્તાએ મૂકેલો તણખો હજુ પણ હોલાયો નથી. ઊલટો ગૌરીશંકર જેવા કોઇ કોઇ વખત ભૂલેચૂકે 'ગિરીશચંદ્ર' જેવું નામ બદલી એ તણખા ઉપર વળેલી રાખ ખખેરી એને પ્રદીપ્ત કરે છે.

નામની સાથે ગૌરીશંકરે સળી કરી ત્યાં સુધી તો નાતને કંઇ લેવાદેવા ન હતી. પણ એણે તો એથી ય આગળ જઇ નાતના કાયદામાં બાકોરું પાડવા માંડયું ત્યારે લોકો શી રીતે ઝાલ્યા રહે? ગૌરીશંકરનો વિવાહ એ સાડાત્રણ વરસનો હતો ત્યારનો ગજાનને પોતાની છ મહિનાની ચંપા સાથે કરી મૂકેલો. 'ભરામણ' જેવી ઊંચી જ્ઞાતિ. લખચોરાસીના ફેરા પછી કોટિ પુણ્ય કર્યાં હોય ત્યારે આટલો ઊંચો મનખાદેહ મળે. એ સાવ અભણ હોય પણ 'શાસ્તર'ની વાત કંઇ એનાથી ઓછી અજાણી હોય? 'નવ વર્ષે ભવેત ગૌરી...'વાળું અનાદિકાળનું મનુ-મહારાજનું વાક્ય એનાથી કંઈ છાનું હોય? આખી જ્ઞાતિનો ઇતિહાસ ફેંદી નાખવામાં આવે પણ એવું કોઇ લગ્ન નહિ નીકળે કે જેમાં પરણનાર છોકરીની ઉમર નવ વરસની થઈ ગઇ હોય. પણ નખ્ખોદ જજો આ સરકારનું, ને તેમાં ય આ ગાંધીવાળાનું કે મારીને ધરમને માથે ધૂળ વાળી! ઢેડાભંગીની ભેગા બેસો, ગામાત કૂવે એમને પાણી ભરવા દો, નિશાળમાં સાથે બેસવા દો ને એવાં તો કેટલાં ય નવાં નવાં લફરાં ઘાલે છે! બહાર તો દીરતું રહ્યું, જેમ કરતા હોય તેમ, પણ આ તો ઘર સુધીની પંચાત કરે છે ને? પોતાની બાયડીને ય મરાય નહિ, પોતાના છોકરા–છોડીને ય ફાવે ત્યારે પરણાવાય નહિ, અરે પોતાને દુઃખનું માર્યું નિરાંતે અફીણ ઘોળીને મરવું હોય તે ય દે'શે ના!

શી જુલમ છે ! કન્યાદાન જેવું પુણ્ય 'શાસ્તર'માં નથી કહ્યું, પણ આ સરકારે ને ગાંધીવાળાએ સત્યાનાશ કરી મૂક્યું ! ચૌદ વરસનો કાયદો કરીને બધો ભેળાવાડો કરી મૂક્યો ! બાર વર્ષ પછી તો કન્યાદાન આપવામાં ચોખ્ખું 'શાસ્તર' પાપ માને છે. અત્યારે તો પરણાવતાં પહેલાં છોકરી ના'તીધોતી થઇ જાય છે. શી કળજુગ આવ્યો છે ! આ બધું 'શાસ્તર' જાણવા છતાં સરકારના કાયદા આગળ લોકો બિચારા શું કરે ? એટલે અનાદિ કાળથી જે નહોતું થતું તે આ કાયદા પછી થવા માંડ્યું. આખી જ્ઞાતિમાં ચૌદ વર્ષની ઉંમરે જો કોઇ છોકરી પરણી હોય તો તે બાળલગ્નનો કાયદો થયા પછી સૌ પહેલી રેવાશંકર પુરાણીની મારોર. પછી તો લોકો ધીમે ધીમે સરકારને ગાંધીવાળાને ગાળો ભાંડતા ભાંડતા ટેવાવા લાગ્યા. છતાં નાનપણથી વિવાહ કરવાના રિવાજમાં કાયદો દખલ કરતો ન હોવાથી તે રિવાજ ગયો ન હતો. એટલે છોકરીને ચૌદમું વરસ બેસે ત્યારથી એનો બાપ વિવાહની તૈયારી કરવા માંડતો. ગજાનનને ય ચંપાને તેરમું ઊતરી ચૌદમું બેઠું એટલે મનસુખ ભટ્ટને કહેવડાવ્યું કે "આવતા માગસરમાં લગન માટે તૈયાર થજો." મનસુખ ભટ્ટને શું તૈયાર થવાનું હતું ? એમને વસનની જણસો કરાવવાની હતી, તે તો ખિસ્સામાં પૈસા રોકડા હતા એટલે શી વાર ? એમણે સામો સંદેશો મોકલાવી દીધો કે "મારે વળી શું તૈયારી કરવાની છે ? આજ કહો તો આજ ને અબી કહો તો અબી —છોકરો લઇને આવતાં મારે શું તૈયાર થવાનું ?" ગજાનનને તો એ શિયાળામાં બે લગન કરવાનાં હતાં. શિવાનંદને પરણાવવાનો હતો. પરંતુ એમાં એમને વસનની જણસની ય ઉપાધિ ન હતી. મોતીરામ જ બધી જણસો જસોદાને કરાવવાના હતા. વળી તેમણે ગજાનનની પહેલાંથી જ સીધાસામાન અને જણસોની તૈયારી માંડી હતી. ગજાનનને પણ ધીમે ધીમે, સવડેસવડે લગન માટે જોઇતી ચીજભાવ ખરીદવા માંડી હતી. હજુ માગસરમાં લગ્ન હતું અને કાર્તક પહેલાં આસોમાં તો ગજાનને એક પણ ચીજ ખરીદવાની બાકી રહેવા દીધી ન હતી. નાડાછડીથી માંડી ઘી માટેના રૂપિયા લોકોને વહેંચી દેવા સુધી બધું તૈયાર કરી મૂક્યું હતું.

એવામાં જ, નાતમાં કોઇ દા'ડો નહિ બનેલો, આખી જ્ઞાતિ બંધાઇ ત્યારથી નહિ બનેલો, બીજે ભલે બન્યો હશે, પણ પોતાની જ્ઞાતિમાં નહિ સાંભળેલો બનાવ બન્યો. ગૌરીશંકરે કહ્યું કે "મારે પરણવું નથી!" લોકો તો વાત સાંભળી આભા જ બની ગયા. ઘણાને તો એ વાત માન્યામાં જ ન આવી. વળી પરણવાની તે કોઇ ના પાડતું હશે? સાઠ વર્ષના, લાકડાંમાં જવાની તૈયારી કરતા ડોસાને કાને ય પરણવાની વાત આવતાં મોંમાં પાણી આવી જાય છે, તો આ તો અઢાર વર્ષનો જુવાનજોધ છોકરો! એ પરણવાની ના કહે? કન્યા કદાચ લૂલીલંગડી કે અપંગ હોય તો જુદી વાત; પણ નાતમાં મેઢ ગણાય તેવા ગજાનન પંડ્યાની કન્યા, ચંપા જેનું નામ ને ચંપાની કળી જેવી સોહામણી ને સુંદર! મોં ઉપર કાયમ હાસ્ય પથરાયેલું જ રહે, ને બોલે ત્યારે ફૂલ ખરે, તેમ એના મધુર ને મીઠા શબ્દો સાંભળનારને ઘડીભર મોહક લાગે. ચૌદમું તો હજુ એને પૂરું નહોતું થયું, તે પહેલાં પ્રૌઢાની વ્યાવહારિકતા, આધેડ સ્ત્રીની આવડત ને યુવતીની ચપળતા પૂર્વસંસ્કારનો વારસો હોય તેમ એનામાં આવીને વસી ગયાં હતાં. એણે શહેર જોયું ન હતું, છતાં શહેરી યુવતીની સફાઇ ને વગર કેળવણીએ સંસ્કારિતા દેખાતાં. ચૌદ વર્ષની ગ્રામકન્યામાં આટલી બધી છત શહેરી જનના માન્યામાં પણ ન આવે, છતાં પણ એ આવી હતી. ને એને જોનારને એ કાઠે સોળ સત્તર વર્ષ જેટલી જ લાગતી હતી. ગજાનન જેવા શંભુના પરમ ભકતને આવડી મોટી કન્યા કુંવારી રાખવી પડે એ બહુ સાલતું હતું. તેમાં ય છેલ્લા બેત્રણ મહિનાથી તો એ ના'તીધોતી થઇ ત્યારથી ગજાનનને એને પરણાવ્યાનાં સ્વપ્ન આવતાં. બંને પક્ષ તરફથી આ જોડા વિષે સારી આશા રખાતી હતી. "છોકરો ભણે છે, કાલ ઊઠીને એને શે'રમાં નોકરી મળી તો ચંપા પૂરેપૂરી શે'રી થઇ જાય તેવી છે ને? એને સૂઇને કંઇ ટાપટીપ શિખવાડવી પડે તેમ નથી!" ચંપાની સહીપણીઓ એને જોઇ આવી વાતો કરતી ત્યારે ગૌરીશંકરનો પક્ષ કહેતો—ભાઇ! ગૌરીશંકરને વહુ તો સારી મળી છે! ગૌરીશંકર સા'બ થાય તો એ મડમ થઇને એનો હાથ ઝાલીને ફરે તેવી છે. પાછું કોઈ વરતે ય નહિ

ને કે ગામડિયણ હશે. વાતો ય ચીપીને એવી કરે છે, કે શે'રની મોટી કોલેજની છોકરી હોય તો ય એના આગળ પાછી પડી જાય. આવી ચંપાને ગૌરીશંકર પરણવાની ય ના પાડે, એ માન્યામાં જ શી રીતે આવે?

ગૌરીશંકરની મા તો એની વાત સાંભળીને જ હબકી ગઇ. માથે આભ પડ્યું હોય તો ય એ ન ભડકે તેટલી દીકરાએ કહ્યું કે મારે પરણવું નથી તે સાંભળીને હેબતાઇ ગઇ! જરા મનને કળ વળી એટલે એણે પૂછ્યું: "તારે પરણવું કેમ નથી?"

"મારે નથી પરણવું."

"પણ કંઇક કહીશ તો ખરો?"

"એમાં કહેવાનું વળી શું છે? ભણું ત્યાં સુધી મારે નથી પરણવું."

"હત્ ગાંડિયા!" ભડકી ગયેલી માનો શ્વાસ હેઠો બેસતાં એણે જરા શાંતિથી શ્વાસ લેતાં કહ્યું: "હું તો ભડકી કે તને છોડી ગમતી નથી કે શું?" જોકે છોડીમાં ગમવા ન ગમવાનું શું હોય, તે માની સમાજમાં હજુ આવ્યું જ ન હતું. પરંતુ શહેરીની ઘણી ઊડતી વાતો ભેગી માએ એ ય વાત સાંભળી તો હતી કે ફક્ત એકબીજાનું મોં ન ગમવાને માટે જ છોકરા–છોકરી શહેરમાં પરણવાની ના પાડે છે. એટલે માએ માન્યું કે છોકરો વળી શહેરમાં ભણે છે તે એ ભૂત લઇ આવ્યો કે શું? પરંતુ ભણતાં સુધી ન પરણવાનો શહેરી પવન ગામડામાં હજુ વાયો ન હતો ને આવ્યો ય ન હતો, એટલે મા તો આ ગાંડા જેવી વાત સાંભળી નવાઇ જ પામી ગઈ એણે પુત્રની એ મૂર્ખાઇભરી વાત જાણી તેને સમજાવતાં કહ્યું: "હજુ આવો ને આવો ભોળો રે'જે. તું તો કહીને બેસી ગયો કે મારે નથી પરણવું, પણ બિચારા ગજાનન પંડ્યાનો વિચાર કર્યો? એમનાથી કંઇ ચૌદ વરસની કન્યા થઈ એટલે ઘાલી મુકાય? બેત્રણ મહિનાથી તો એ ના'તી......" અને પોતે કોની સાથે વાત કરે છે એ ખ્યાલ આવતાં માના મોંમાં બાકીનો શબ્દ એમ ને એમ રહી ગયો. "આપણે તે કંઈ ઓછાં કણબી–કોળી છીએ કે વિવાહ તોડાય? આપણી ન્યાતમાં તો વિવાહ થયા પછી એમાંથી કોઈ લૂલું, લંગડું કે આંધળું થાય તો ય એની સાથે ઘર માંડ્યે જ છૂટકો. તારી નજર આગળ જ નથી જોતો, કે મણિલાલ

ભટ્ટનો મધુ કેવો કનૈયાકુંવર જેવો છે, પણ લંગડી રેવા સાથે વે'વાર માંડવો પડ્યો કે નહિ? ને આપણે તો વળી એવું કંઈ છે જ નહિ. ગજાનન પંડ્યા જેવાં નાતમાં ઘર કેટલાં? ખરું પુછાવો તો એ ઘરની કન્યા આપણે ત્યાં આવે ય નહિ. પણ એ તો જાણે છે ને કે આપણું ઘર તારા બાપના વે'વાર પછી વધારે લીલું થયું. તારા બાપ થોડું 'શાસ્તર' ભણેલાગણેલા ને ગજાનનને ને એમને જૂની દોસ્તી એટલે એમનું મન જરા ખરું કે છોડી સુખમાં જતી હોય તો સહેજ ઊંચા-નીચાનું શું રહ્યું? બ્રાહ્મણ તો એ ય છે ને આપણે ય છીએ. નાતે ય એક છે કે બીજી? જરા એમણે સારાં કર્યાં હશે તેટલે એ ઊંચા! પણ એટલી બધી ઊંડી સમજ આજ કોનામાં છે? એ તો ગજાનન બીજાનું સાંભળે નહિ તેથી, બાકી એમના કુટુંબીઓએ જ તે ઘડીએ વિવાહ કરવા દીધો ન હોત."

આટલી પ્રસ્તાવના રજૂ કર્યાં પછી મા સહેજ થાક ખાવા કે પોતે પીરસેલું એક વખત પુત્ર જમી રહે પછી બીજું પીરસું એમ સમજી એ થોડી વાર થોભી આગળ બોલી: "ચંપામાં ય કંઈ કહેતાં કંઈ કહેવણ નથી. દેખાવડી એવી છે, બોલવામાં શાણી છે, ઊલટું એને જોઈને તો મને તારો વિવાહ પીતાંબર પંડ્યાની કાન્તા સાથે થવાનો હતો એ સાંભરી આવતાં શેર લોહી બળી જતું. ભણ્યો તો તું આજ, પણ તે દા'ડે ત્રણ વરસનો હતો ત્યારે કોને ખબર હતી કે તું ભણીશગણીશ ને શહેરમાં રહેવા જઈશ? પણ આજ પાંચ વરસથી હું એને જોઉં છું ને મને થાય છે કે ભલા ભગવાને તે ઘડીએ મને ન બચાવી લીધી હોત તો તારો તો મનખો જ છૂટી પડત. શે'રમાં એ છોડીને તું લઈ જાત તો ઊલટી ઘર લજવી મારત. એ જ ચૌદ વરસની થઈ, આ સાલ એને ય પરણાવવાની છે, પણ નથી એનામાં બોલ્યાના ઢંગ, નથી એના પહેર્યાનો ભઠિયો કે નથી એના ચાલવામાં બરકત! ક્યાં ચંપા ને ક્યાં કાન્તા! તમને બંનેને જોઈને તો આખી નાત હરખાઈ જાય છે કે ભગવાને રામ-સીતાની જોડ મેળવી છે. ને તું જ વિચાર કરને, આપણી ખાબોચિયા જેવી નાતમાં તારું ક્યાં અજાણ્યું છે? છે કોઈ એના જેવી બધી વાતે પહોંચતી છોડી?" અને

આટલો મસાલો ખાતાં થોડી વાર લાગશે એમ માની થાક ન લાગ્યો હોવા છતાં મા થોભી. આસોની આછી ગરમીવાળા દિવસે એના મોં ઉપર ઉનાળા જેટલો પરસેવો વળ્યો હતો તે લૂછી નાખ્યો.

પુત્ર કંઇ બોલતો નથી એટલે તેને પોતાની મૂર્ખાઇ સમજાઈ છે એમ માની માએ આગળ ચલાવ્યું. "શે'રના લોક તો નાગા થઇને નાચતા હશે, પણ આપણાથી કંઇ એમના જેવું લાજ મૂકીને નચાય? એ મોઢું ન ગમે તે માટે ન પરણે કે ભણવું હોય તેથી ન પરણે, એ બધા ચાળા આપણાથી ન કરાય. સામાનો તો વિચાર કરવો પડે ને? અનાદિકાળથી ચાલી આવેલી નાતને તારા જેવા છોકરા ના માનવાની વાત કરે એ કંઇ ચાલતું હશે? આ તો બાળલગ્નનો કાયદો થયો માટે, નહિ તો અત્યાર સુધી તું કે એ કુંવારાં જ ક્યાંથી રહ્યાં હો? ને આજ તું વિવાહ થયો છે માટે ના કહે છે, પણ તને પરણાવી દીધો હોત તો શું કરત? નાત તો વિવાહ કર્યો એટલે પરણી ચૂક્યું જ માને છે. હા, એમ કંઇ નાત પાછી મનમૂરખ નથી કે કોઇને લાંછન આવ્યું હોય તો ય વિવાહ ફોક ન કરે. કોઈના ઘરમાં ન કરવા જેવું કાળું કામ થયું હોય તો નાત હીંડીચાલીને એવો વિવાહ ફોક કરે છે. નાત તો ગંગાનો પ્રવાહ છે. ગંગાજળને તો માથે મુકાય, અંદર થૂંકાતું હશે?"

છેવટે આટલા બધા પ્રાસંગિક પ્રવચન પછી ભાવાર્થ કાઢતાં માએ કહ્યું: "ચાલ, હવે એવાં ગાંડાં ન કાઢતો. તારા બાપ બિચારા તેં સહેજ ના કહ્યું તેમાં ખિજાઇને કેવા બહાર ચાલ્યા ગયા? એ તો હજુ એમ કે' કે સારા છે, નહિ તો બીજો હોય તો તને એં ને એં ભોંય ભેગો કરી નાખે. પછી એ ય પાછા સમજુ છે ને? કે'શે છોકરું છે, હોય એ તો, સમજાવીશું એટલે માની જશે. જો ભાઇલા! હવે તારા બાપાને નાહક કઢાપો ન કરાવીશ. હું એ તો બધું એમને સમજાવી દઇશ."



[૬]

**મ**નસુખ ભટ્ટ એમની નાત જેટલા અબુધ ન હતા. આજથી ચાલીસ વરસ ઉપર કાશીએ બેત્રણ વરસ ભણવા ગયેલા, એ એમની જ્ઞાતિ પ્રમાણે બહુ વધુપડતું ગણાય. ગામડી નિશાળમાં તેમના જમાના પ્રમાણે એમણે કાશી જઇને અભ્યાસ કરેલો. યજમાનવૃત્તિ તો એમની જ્ઞાતિને કરવાની ન હતી, એટલે કાશીનો અભ્યાસ પણ કર્મકાંડ તથા એવા બ્રાહ્મણિયા વિધિને બદલે સંસ્કૃત વ્યાકરણનો જ એમણે કરેલો. ત્રણ વરસની એ જ્ઞાનની મૂડી આજ સુધી પણ એ એટલી સરસ સાચવી શકેલા કે કૌમુદીનું એમનું જ્ઞાન આજના ડિગ્રીવાળાને પણ વિચારમાં નાખી દે. એ ભણ્યા હતા, ને સાથે ગણ્યા પણ હતા. જ્ઞાતિના ખેતીપ્રધાન વ્યવસાય તરફ તેમણે ખાસ લક્ષ ન આપતાં એ ગામડાના પ્રમાણમાં વેપારવણજમાં પણ એ મૂળથી જ પડેલા. સ્વ-પુરુષાર્થથી જ એમણે આજે સો સવાસો વીઘાં જમીન સંપાદન કરેલી. જ્ઞાતિની અજ્ઞાનતા અને સંકુચિતતા, તેનું છીછરાપણું અને કૂપમંડૂકતા, તેનું અનિષ્ટ અને કુરૂઢિ, એ એટલું વધું સમજતા કે એટલી ઊંડી દૃષ્ટિ આજના સુધારાની વાતો કરનારે પણ વિચારી હશે કે કેમ, એ શંકાસ્પદ છે. આજનો યુગ પોતાનું એ જ્ઞાન વાણીમાં વાપરી એનું પ્રદર્શન કરે છે એટલું જ, બાકી એનું એ જ્ઞાન વર્તનમાં મુકાયું હોત તો આજે કંઇ જુદો જ સમાજ હોત. મનસુખ ભટ્ટનો સિદ્ધાંત હતો કે આપણે ભલે આખા જગતનું જ્ઞાન માથામાં ભરી રાખ્યું હોય પણ સમય આવ્યે એને કર્તવ્યમાં ન મૂકવાનું હોય તો ખાલી એનું વાણીમાં પ્રદર્શન કર્યાનો શો અર્થ? વળી બીજી એમની એ માન્યતા હતી કે મોર પીંછાંથી રળિયામણો છે—ગાંડીઘેલી તો ય જ્ઞાતિથી જુદા પડવામાં માણસની કિંમત કોડીની. જ્યાં સુધી સમાજનો અમુક ભાગ પણ સાથ ન આપતો હોય ત્યાં સુધી એકાદ વ્યક્તિ શુભ હેતુને માટે પણ આગળ દોડે તેનો કંઇ અર્થ નથી. સંન્યાસીને માટે એમાં આત્માની ઉન્નતિ ભલે હોય પણ સંસારીનું હિત એમાં એટલું સધાતું નથી. માણસ આખરે છે તો સામાજિક પ્રાણી ને? સમાજથી વિખૂટો કે

અતડો રહેલો માણસ શી રીતે સુખી કહેવાય? બીજો સમાજ ભલે ઊંચી ટોચે ચઢ્યો હોય પણ ત્યાં જવાની જ્યાં શક્યતા નથી ત્યાં ગાંડીઘેલી પોતાની જ્ઞાતિને તરછોડવાની કે એની ખોડો બતાવવાની શી જરૂર? સમાજમાં રહીને બને તેટલું પોતે ઇષ્ટ માનતા હોય તેને અપનાવવું એ એમનો વ્યાવહારિક માર્ગ હતો.

એટલે ગૌરીશંકરે શાળાનાં રજિસ્ટરોમાં ભલે ગિરીશચંદ્ર નામ કરાવ્યું પણ એની એ મૂર્ખાઈને એના કુટુંબે કે સમાજે માન્ય રાખી ન હતી એટલે બધાં એને ગૌરીશંકર જ કહેતાં—માનો કે પહેલેથી જીભ એ પ્રમાણે વળી ગઈ એટલે કહે જતાં. જ્યારે 'મારે પરણવું નથી' એમ કહ્યું ત્યારે મનસુખ ભટ્ટે સંતોક ભટ્ટાણીની જેમ ધરતીકંપ અનુભવ્યો ન હતો. એમને પુત્રના એ સવાલે અણગમો પેદા કર્યો હતો, પણ એથી મોટા ભાગનાં માબાપોને સંતાન ઉપર જે અભાવો ઉત્પન્ન થાય છે તે એમને થયો ન હતો. ગૌરીશંકરે એમને મોઢે એ શબ્દો નહોતા કહ્યા, પણ એમણે જાણ્યું ત્યારે એ અકળાવાને બદલે વિચારનો અવકાશ મળે તેટલા માટે સીમમાં ચાલ્યા ગયા હતા. રાત્રે વાળુ કરી રહ્યા પછી સંતોક ભટ્ટાણીએ પુત્રને પોતે શિખામણ આપી છે ને એ એને ગળે ઊતરી છે તેવી વધામણી ખાધી ત્યારે અંધારે સંતોક ભટ્ટાણીને દેખાયું નહિ પણ એમનું મોં એથી કચવાયું હોય તેમ કડવું બની ગયું હતું. એ રાત્રે સંતોકે જાણ્યું કે એ હમણાં જ પુત્રને ઊધડો લેશે, પરંતુ એની ધારણા ખોટી પડી. મોડે સુધી બહાર બેસવા જતા મનસુખ ભટ્ટ તે દિવસે વેળાસર જ સૂઈ ગયા. ગૌરીશંકરને ય ભય હતો કે માની પેઠે એ પણ થોડું સંભળાવશે, પરંતુ એ કંઈ બોલ્યાચાલ્યા વિના, જાણે કંઈ બન્યું જ ન હોય તેમ, નિરાંતે ઊંઘમાં નસકોરાં બોલાવવા માંડ્યા ત્યારે ગૌરીશંકરને એમના તરફ જે આદર હતો એ એકદમ વધી ગયો ને તે સાથે પોતાનો મનોરથ સફળ થશે એવી આશા પણ બંધાઈ.

બહારથી સનાતની અને રૂઢિચુસ્ત લાગતા પિતા અંદરખાનેથી તો બધું સમજે છે એની તો ગૌરીશંકરને એક પ્રસંગથી જ ખબર પડી ગઈ હતી. ઓચિંતા એક દિવસ એ શહેરમાં કોઈ કારણસર આવ્યા.

યોગાનુયોગે તે દિવસે બોર્ડિંગમાં પ્રીતિભોજન હતું. જૂના વિદ્યાર્થીઓ ને બીજા સંભાવિત ગૃહસ્થોને પણ આમંત્રણ આપવામાં આવ્યું હતું. દરરોજ તો રસોડામાં રૂઢિ પ્રમાણે–જ્ઞાતિ પ્રમાણે બધા બેસતા, છતાં એમાં કંઇક જ્ઞાતિની ને વર્ણાશ્રમની મર્યાદા જળવાતી; પરંતુ આજના આ મોટા પાયા ઉપરના જમણવાર માટે વચ્ચેનું ચોગાન પસંદ કરવામાં આવ્યું હતું. પ્રીતિભોજન એટલે ખાસ મિત્રોએ સાથે બેસી જમવાની હરીફાઇ કરવી તેમ આગળથી તૈયારીઓ ચાલતી હતી. મિ. ભટ્ટને તો કોઇ હિસાબે આગળ જવા જ ન દઉં તેવી મિ. સી. એમ. પટેલે ચેલેન્જ ફેંકી હતી. તે દિવસે જ્ઞાતિનાં બંધન દૂર મૂકી દરેક બેઠા હતા. મિષ્ટાન્ન ઉપર પૂરેપૂરો હાથ ઉપાડી રહ્યા પછી, બધાં નિરાંતે ભાતની રાહ જોતા હતા. એક ખૂણેથી ભાત શરૂ થયો હતો. મિ. સી. એમ. પટેલ હરીફાઇ કરવાને ગયા પણ પેટ ફાટુંફાટું થતું હોવાથી પગ પાટલા ઉપર પહોળા કરી, હાથનો ટેકો મૂકવાની જગા પોતાના પાટલા ઉપર ન હોવાથી મિ. ભટને પાટલે ટેકવીને હાંફતા હાંફતા બેઠા હતા, પૂર્વતૈયારી હોવા છતાં હાર્યા હતા એટલે મશ્કરી ચાલતી હતી, ત્યાં ઓચિંતા મનસુખ ભટ્ટ આવી પહોંચ્યા! ઠેઠ પાસે આવ્યા ત્યાં સુધી કોઇની એ તરફ નજર ન ગઇ. એ સહેજ વળીને બોર્ડિંગની ઓરડીઓ ભણી ફંટાયા ત્યારે બાપદીકરાની એક નજર થઇ ગઇ. હજુ સી. એમ. પટેલે ગૌરીશંકરના પાટલા ઉપર હાથ મૂકી રાખ્યો હતો. વિદ્યાર્થીઓના એ સી. એમ.ને—ગામડાના ચતુર મંગળને—મનસુખ ભટ્ટ ન ઓળખતા હોત તો ધૂળ નાખી, પણ દર રજાઓમાં એકાદ દિવસ ગૌરીશંકરને ઘેર એ મિત્ર દાવે આવી જતો, એટલે મનસુખ ભટ્ટ તો એને સારી પેઠે ઓળખતા. એક વાર એને દાળ પીરસીને વાડકો રસોડાના ઉંબરા ઉપર મૂકયો એ ગુના બદલ સંતોક ભટ્ટાણીએ ગૌરીશંકરની ધૂળ જ કાઢી નાખેલી. એ જ સી. એમ. બોર્ડિંગમાં એની સાથે જમવા બેઠો હતો! મનસુખ ભટ્ટને જોતાં ગૌરીશંકરનાં તો મોતિયાં જ મરી ગયાં. એ નીચું ઘાલી ગયો. ભાત પિરસાયો પણ એ એના મોમાં જ ન પેઠો. એણે તો ધાર્યું કે ભણ-વાનું ભણવાની જગાએ રહેશે ને અત્યારે ને અત્યારે બાપ બિસ્તરા

બંધાવી ઘેર લઇ જશે. માને કાને વાત પહોંચશે તો એ તો ઘરમાં જ નહિ પેસવા દે. ઓરડીમાં પિતા બેઠા હતા ત્યાં આવતાંઆવતાં તો એને સાત ભવના વિચાર આવી ગયા. પણ ગૌરીશંકરની બધી ય આશંકાઓ છૂટી પડી. મનસુખ ભટ્ટે એક અક્ષર પણ ન ઉચ્ચાર્યો. એ બધું પોતાની જાણ બહાર નથી, એનો ઇશારો કર્યા છતાં એવા તો બેત્રણ પ્રસંગ ગૌરીશંકરે અનુભવ્યા હતા. હરિજનની છૂતાછૂત ને વિધવા બીજા બાબતની ચર્ચા વખતે આપણા લોક તો સરકારના કાયદાના જ દાવના છે એમ પિતાએ જણાવેલું એ ગૌરીશંકરના હૃદયમાં બરાબર ચોંટી ગયેલું.

આજ પાછો નવો અનુભવ થયો. પોતે પરણવાની ના કહી છતાં ખિજાવાનું તો કયાં ગયું પણ એક અક્ષર પણ પિતાજી બોલ્યા નહિ. ઊલટા રોજના કરતાં આજ નિરાંતે વહેલા ઊંઘી ગયા! ગૌરીશંકરને લાગ્યું કે "પોતે પોતાની બાજુ એમના આગળ બરાબર રજૂ કરશે, તો જરૂર એ માને ખરા, અને પોતાનો ઉદ્દેશ પણ કયાં ખોટો હતો? માણસે જન્મ્યાનું કંઈ સાર્થક કરવું હોય તો પુરુષાર્થ તો કરવો જ જોઇએ ને? યુવાવસ્થામાં કેળવણી લેવાનો સમય છે ત્યાં સુધી પરણવું એ નાહકનું બંધન જ છે. જગત આખું, આખો દેશ, કે અમુક જ્ઞાતિ જયારે કેળવણીમાં કયાંય સુધી આગળ વધી છે, ત્યારે આ જ્ઞાતિ તો ઊંઘ્યા જ કરે છે. કેળવણી લેવાની તો કોઇ વાત જ ક્યાં કરે છે? આખી જ્ઞાતિના કેટલા છોકરા હાલ ભણતા હશે? ચંદ્રકાન્ત, કાન્તિ, મોતીલાલ, મધુ, પીતાંબર......ને હું, બસ! છ જ! ભણેલા કેટલા? મહાશંકર. શિવશંકર, ચિમનલાલ......ખલાસ! ત્રણ જ! બહાર શહેરમાં કેટલા? બે વડોદરા, અમદાવાદ......એકે નહિ, ભરૂચમાં એક, સુરતમાં કોઈ નહિ, મુંબઇમાં બે. કલકત્તા, મદ્રાસ, કાનપુરમાં......કોઈ કહેતાં કોઈ નહિ. બહાર પરદેશ? મોટું મીંડું! બસ! અત્યાર સુધી, વિક્રમની વીસમી સદી પૂરી થવા આવી ત્યાં સુધી કોઇએ દરિયો જ ઓળંગ્યો નથી!

"ગમે તેમ થાય પણ મારે કંઇ તો કરવું જ. જન્મ્યા છીએ તો જીવી બતાવવું. ચૌદ ચૌદ વરસે શહેરના છોકરા મારી સાથે મેટ્રિક

પાસ થશે ત્યારે હું અઢાર વર્ષે થઇશ. ચાર વર્ષનો તફાવત. જિંદગીનાં એટલાં વરસ ગયાં જ ને? ગયાં તેને ગાવાનો શો અર્થ છે? છે તેને જ ન બગડવા દઉં તો બસ છે. હેડમાસ્તરે તે દિવસે શા માટે પૂછ્યું હતું—'મિ. ભટ્ટ! આર યુ મેરીડ?' ને મેં જવાબ આપ્યો: 'નો.' ત્યારે એ કેટલા હરખાઇ ગયા હતા? હસતાંહસતાં કેવો કટાક્ષ કર્યો કે 'મેં ધાર્યું કે ગામડામાંથી આવો છો એટલે લગનબગનથી પરવારીને જ આવ્યા હશો! પણ ચાલો, તમે મોટા ભાગ્યશાળી નીકળ્યા! ભણો, ભણો, ખૂબ ભણો. હું તો માનું છું કે મારી કારકિર્દીમાં તમારા જેટલો ઓલરાઉન્ડ વિદ્યાર્થી મારા જોવામાં આવ્યો નથી. તમારી સમક્ષ ઉજ્જવળ ભાવી પડ્યું છે, ગુમાવતા નહિ. છ મહિના પછી તો તમે સ્કૂલ છોડી કોલેજમાં જશો. બીજું તો વધુ કંઇ કહેતો નથી, પણ બને તેટલો આગળ અભ્યાસ કરજો, પૈસાની મુશ્કેલી પડે તો મારી પાસે આવજો, પણ જીવનમાં સફળ થવું હોય તો પરણતા નહિ!'

"શું મારાં આ સ્વપ્ન અને મિ. કાપડિયાસાહેબના આ શબ્દો પિતા ન સમજી શકે? પિતા થઇને પુત્રને પગે બેડી પહેરાવશે? ના, ના, એ ભલે બહારથી ગામડાના અભણ દેખાતા હોય પણ એમનામાં જેટલી ઊંડી સમજણ છે તેટલી ભાગ્યે બીજાનામાં હશે. મને ખાતરી જ છે કે મારું કહ્યું માનશે. ના કેમ માને? હું પોતે કંઇ કરી શકું એ એમને ય ગૌરવ લેવા જેવું છે ને? ને એટલી કેળવણીની કિંમત ન હોત તો મને એ ભણવા જ ક્યાંથી મૂકત? અમસ્થો હું ગભરાઉં છું. એ બધું જ સમજે છે."

એ મદાર ઉપર મોટો કિલ્લો ચણી બીજે દિવસે ગૌરીશંકરે પોતે પિતા આગળ પોતાનો કેસ રજૂ કર્યો. પોતાની અભિલાષાઓ, એ સફળ કરવાની પોતાની ખંત અને ભવિષ્યની ઉજ્જવળ કારકીર્દિનાં સ્વપ્ન એણે પિતા આગળ વર્ણવ્યાં.

ગૌરીશંકરની પૂરી હકીકત સાંભળી લીધા પછી મનસુખ ભટ્ટે કહ્યું: "જો શંકર, હું તારી વાત નથી સમજતો એમ ન માનતો. જો મારામાં એટલી સમજણ ન હોત તો કાલે તેં કહ્યું કે મારે પરણવું નથી, ત્યારે હું બોલ્યો ન હોત? પરંતુ હું બધું સમજું છું. મારી શી

વાત, પણ કોઇ બાપની ઇચ્છા એવી ન હોય કે પોતાનો છોકરો આગળ ન વધે. તું આગળ જઇને નામના મેળવે તેમાં મારે પોતાને પણ અભિમાન લેવા જેવું છે ને?" આમ પ્રશ્નાર્થ વાક્ય પછી મનસુખ ભટ્ટ ગૌરીશંકર–જેને એ નાનપણથી શંકર સંબોધનથી જ બોલાવતા–તરફ સામો જવાબ માગતા હોય તેમ થોભ્યા.

ગૌરીશંકરના મનમાં કંઇક ચેતન આવ્યું, પણ હજુ પિતા આગળ શું કહે છે તે સાંભળવા એ વચ્ચે બોલ્યો નહિ. મનસુખ ભટ્ટ આગળ ચાલ્યા: "આપણી નાતના રિવાજ, એનું જડપણું અને પછાતપણું તું કે તારા જેવા બીજા બેપાંચ જણા આજે જાણો છો, પરંતુ હું તો આખો દેશ ફરેલો છું. આ બાજુ બદરીકેદારનાથ, કાશી, મથુરા, પ્રયાગ, કલકત્તા, ભુસાવળ, પંઢરપુર ને છેક છેલ્લે સેતબંધુ રામેશ્વર સુધી ફર્યો છું." દરેક શહેર બોલતા જાય તેમ તે દિશા તરફ આંગળી કરી મનસુખ ભટ્ટે જણાવ્યું: "ને કાશીમાં ત્રણ વરસ રહ્યો તેમાં આખા દેશના લોકો જોઇ નાખેલા. એટલે હું કંઈ બધા જેવો મૂરખો નથી. નાનપણમાં વિવાહ કરી મૂકવાના રિવાજ સામે મેં નાતમાં કેટલી યે વરાળ કાઢી હશે. તારો વિવાહ તું ત્રણ વરસનો હતો ત્યારે મેં કર્યો હશે તે કંઇ રાજીખુશીથી? એટલા વખતમાં તો બેત્રણ જણને ના કહી હશે. પાછું સમજણવાળાને તો બેઉ બાજુના ભોગ છે. ના ના કહીએ એટલે લોકો સમજે કે એમને ગરવ આવી ગયો છે, બે પૈસા પાસે થયા એટલે અભિમાન આવ્યું, બે અક્ષર ભણેલા એટલે સુધારાવાળા થઇ ગયા! આ તે તું કંઇ જાણે છે? છેવટે કંઇ ઉપાય ન રહ્યો ત્યારે આ ય વિવાહ કરેલા."

ગૌરીશંકર જાણતો જ હતો કે પિતા નાતના જૂના વિચારોથી જુદા મતના છે. પરંતુ વિવાહની પદ્ધતિ પ્રત્યે તેમના હૃદયમાં આટલી બળતરા છે એ તો એણે આજે જાણ્યું. મનસુખ ભટ્ટે કહ્યું: "એમ તો હું શાનો હા પાડું? પણ ડાહ્યો તલાટી..." અને એ નાપાકનું નામ લેવાથી ય દોષ લાગ્યો હોય તેમ 'ભોળા શંભુ! ભોળા શંભુ' એમ મનમાં બે વખત ઉચ્ચારી એમણે આગળ કહ્યું: "કોઇએ કહ્યું કે એ એની છોડી માટે તમને પૂછવાનો વિચાર કરે છે. એ તો મનખાના

કાંકરા કે બીજું? પાક્કો દારૂડિયો, મારી ખાવાનો ય જેને છોશ નહિ, ને અંધારી રાતે લોકોનાં ઘર કોચાવે ત્યાં સુધીની વાત. એની છોડી મારે ઘેર? પણ ભાઈ, નાગાના ઘોડા મેદાનમાં. મિયાંભાઈની ભેંસને ડોબું ના કહેવાય. ના કહીએ તો ય વળ ચઢતાં વાર નહિ! લેવાદેવા વિનાની દુશ્મનાવટ ઊભી કરવાની. છેવટે બીજું કંઈ ન ચાલે તો સીમમાં કપાસ કપાવી નાખ્યામાંથી ન જાય. વળી ત્રણ વરસમાં જ લોકો પડાપડી કરવા મંડેલા તે હું ક્યાં સુધી ખેંચી ઝાલવાનો હતો? બહુ બહુ તો વરસદહાડો કે બે વરસ! તો ય કંઈ અત્યાર સુધી વિવાહ ન કર્યો હોત એમ તો ઓછું જ બનવાનું હતું? તેથી ભાઈ, મેં જ હીંડી-ચાલીને ગજાનન પંડ્યાને સંદેશો મોકલ્યો. છોડી તો તે દા'ડે છ મહિનાની જ, એટલે એમાં શું જોવાનું? પણ ગજાનનનું ઘર મૂળથી ખાનદાન, એ ય પાછા બે વરસ કાશી ભણી આવેલા, ને સ્વભાવના સારા એટલે આખી નાતમાં વિચારની બાબતમાં અમારે એને ગોઠે એવું કોઈને નહિ. એમનો વિચાર અહીં બેસવાનો ખરો, ને મને એ બાબતનો ઇશારો ય કરેલો, એટલે ડાહ્યા તલાટીને ના કહેવા વખત આવે તે પહેલાં મેં આ જાણીબૂઝીને ગોઠવી દીધેલું." વિવાહનો મૂળ ઇતિહાસ પૂરો કરી મનસુખ ભટ્ટ થોભ્યા.

હાથે કરીને પિતાએ વિવાહ કર્યો છે, જેની સાથે સારો સંબંધ છે, એ બધો વિચાર સાંભરી આવતાં ગૌરીશંકરની આશા થોડી અસ્થિર થઈ. અને આ બધો લાંબો ઇતિહાસ કહી એ લાગણીવશ તો નહિ કરી નાખે? એવી આશંકા પણ એના મનમાં જન્મી. મનસુખ ભટ્ટે આગળ ચલાવ્યું: "હું એ સારી રીતે સમજું છું કે જ્યાં સુધી આપણામાં આવા રિવાજ છે ત્યાં સુધી કદી નાત ઊંચી આવવાની નથી—આવે જ નહિ. પણ આ બધું માનતો હોવા છતાં એક બાબતમાં હું તમારા નવા મતથી જુદો છું." મનસુખ ભટ્ટ એટલું કહીને અટક્યા.

ગૌરીશંકરને લાગ્યું કે હવે ઊંડી ખાઈ આવી પહોંચી. અને એ ખાઈની ભેખડ ઉપર લઈ જઈ પુત્રને અંદર ડોકિયું કરાવતા હોય તેમ મનસુખ ભટ્ટ બોલ્યા: "નાતને બહુ લાગતુંવળગતું ન હોય તેમાં તો દરેક માણસે પોતાના વિચાર પ્રમાણેનો અમલ કરવો જોઈએ. તું

ત્યાં કોની જોડે જમે છે, કોની સાથે બેસે છે, અંત્યજો સાથે ભણે છે— એ બધું હું કંઇ માનું છું એમ નહિ, પણ જમાનાને સમજું છું તો ખરો. આજે તમારે મન તો ગમે તેની સાથે જમવું કે બેસવું એમાં કંઈ ખોટું નહિ લાગતું હોય, પરંતુ દસકા પહેલાં મહાશંકર મુંબઇમાં એમના શેઠને ત્યાં કંઇ પ્રસંગે જમણવાર હશે તેમાં—શહેરમાં તો હવે ક્યાં એ છોછ રહ્યો જ છે—બીજી જ્ઞાતિના માણસો સાથે બેસીને જમ્યા, તે છાપામાં આવ્યું. શહેરના મામલા ને શેઠ મોટા એટલે પેપરવાળાએ ધામધૂમનાં વખાણ કર્યાં. તેમાં મહાશંકરનું નામ આવ્યું, ને નાતને તો કહેવાનું શું? એને નાતબહાર મૂક્યો! મુંબઇ રહેનારો એ કંઈ એમ નાતને ગાંઠે? પરંતુ સગાંસાગવાંને ય પાછું નાતમાં મોઢું દેખાડવું પડે ને? એટલે હાંમાં હામાં કરીને એના બનેવીએ સો રૂપિયા દંડ નાતને આપ્યો ત્યારે નાતે છૂટકો કર્યો. એટલે આજે ય નાત તો એની એ જ છે. હા, ડાહ્યા તલાટી જેવા દારૂ પીતા હોય, ના ખાવાનું ખાતા હોય ને નાગાઇ કરતા હોય તેમનું નામ નાત નહિ દેવાની. બિલાડીને કોટે કયો ઉંદર ઘંટ બાંધવા જાય? પણ બીજાની ઉપર તો વખત આવ્યે ચઢી જ બેસે. છતાં હું કંઈ એમ નથી કહેતો કે નાત ઘોરતી હોય તેમ આપણે ય ઘોર્યા કરવું. તને ભણાવવાની તો મારી પહેલેથી ઉમેદ." અને આટલું કહીને થાકી ગયા હોય તેમ મનસુખ ભટ્ટ પાછા બોલતા રહી ગયા.

વાત કરવાની પિતાની આ ઢબ ગૌરીશંકરની જાણમાં હતી. પરંતુ એમણે જે લંબાણ કરવા માંડ્યું, તેથી ગૌરીશંકરને ધીમે ધીમે ખાતરી થવા માંડી હતી કે એ જો છોડશે તો જ આમાંથી છુટાશે, બાકી એમની મરજી નહિ હોય તો મારાથી કંઈ બનવાનું નથી. વચ્ચે એ કંઇ બોલતો ય નહોતો ને એ બોલે તેવી મનસુખ ભટ્ટ ઈંતેજારી પણ બતાવતા ન હતા. એમણે આગળ કહ્યું : "મારી એ ઉમેદ પાર પાડવા આજ સુધી મેં તને કોઇ વાતમાં રોક્યો નથી. તારી મા સુધ્ધાં ય જાણતી નથી કે તું ગમે તેની સાથે બેસી જમે છે ને ઢેડ ભેગો ભણે છે. પણ આજે મારે તને કહેવું પડે છે." વળી પાછા એ થોભ્યા.

ગૌરીશંકરને હવે ખાતરી જ થઇ ગઈ કે એ ઊંડી ખીણુમાં ધકેલવા જ માગે છે, માટે હવે તો જલદી ફેંકી દે તો નિકાલ આવે, એમ માની તેણે વાતનો અંત આવે તો ત્યાંથી ઊઠવાની તત્પરતા બતાવી. મનસુખ ભટ્ટ પણ તેને પામી ગયા હોય તેમ એમણે ઝડપ કરી : “અત્યારે તું ના કહે કે મારે પરણવું નથી, એમાં મારી ના હોય જ નહિ. પરંતુ મારે પાછો સામો ય વિચાર કરવો જોઇએ ને? ગજાનન પંડ્યાનું શું? આજ છેલ્લી ઘડીએ વિવાહ ભાગે તો એ છોડીને ક્યાં નાખે? અત્યારે એવડો છોકરો વિવાહ વગરનો નાતમાં મળે ક્યાંથી? ને મળે તો ય એમાં માલ શો? બીજું વિવાહ તોડીએ એટલે નાતબહાર રહેવું પડે તેનું શું? નાત વિના ચાલે એટલી હદે હું તો નથી ગયો. વળી તારે એ છોડી નથી ગમતી માટે નથી પરણવું એમ પણ નથી. અને નાતમાં જ છેવટે પરણવાનું હોય તો ય બીજી છોડી નથી એ ય સાચું. લગ્ન કરનાર છોકરા આગળ ભણી શકતા નથી તે ખરું. એટલે એ બધી ગૂંચ ઊકલી જાય, તારી આશા તું પૂરી કરે, ગજાનનને કંઇ મુસ્કેલી ન આવે, ને નાતને કંઇ કહેવાપણું ન રહે તેવો રસ્તો કાલનો મેં શોધી કાઢ્યો છે.” ઝડપમાં, ટૂંકમાં પતાવી દેવા માગતા હોય તેમ મનસુખ ભટ્ટે ઝડપ કરી. ગૌરીશંકર પણ એક વખત પોતાની જાત વીસરી આ વચલો રસ્તો જાણવા આતુર થયો.

ગજાનન હવે થોભવા માગતા ન હોય તેમ એમણે કહી દીધું: “પરણ્યા વગર તો તારો છૂટકો નથી. તું ભણે ત્યાં સુધી—ચારપાંચ વરસ ઉમર લાયક થયેલી છોડીને ગજાનનથી ઘાલી ન મુકાય, ને પરણવાથી તારી મનની મુરાદ મનમાં રહી જાય તે મારાથી પણ જોયું ન જાય. તું મોટો વિદ્વાન થાય, કીર્તિ મેળવે અને બહાર નામના કાઢે તેમ તો હું વરસોથી ઇચ્છી રહ્યો છું. એટલે મારું તને કહેવું છે કે તું પરણ. વહુને આપણે તેડીશું નહિ. તું પરણ્યો નથી એમ જ માનજે. નાતને આમાં કંઈ વાંધો નહિ આવે. પરણાવ્યા પછી ગજાનનને છોડી પોતાના ઘેર રહેશે તો ય હરકત નહિ પડે. સમાજ કદાચ વાતો કરશે પણ આંગળી કરવાનો હક્ક એને નહિ રહે.”

મનસુખ ભટ્ટના આ મધ્યમ માર્ગ વિષે પોતાનો વાંધો કે

વિચાર ગૌરીશંકર જણાવવા મોં ઉઘાડે તે પહેલાં એ બોલી ઊઠ્યાઃ "તારું કહેવું હું બધું સમજું છું. મેં બધો વિચાર કર્યો છે. આ વિના બીજો કોઇ ઉપાય નથી. તું આજનો દા'ડો વિચાર કરી જોજે. પછી તું મને જે કહેવું હોય તે કે'જે. પણ એટલું માનજે કે હું તને સમજ્યો નથી એમ માની કશો વિચાર ન કરતો. તું દોડવા વિચાર કરતો હોય તો ક્યારે ઊડવા માંડે તેવી આશા સાથે મેં આ રસ્તો કાઢ્યો છે. તું ના નહિ પાડે એમ મારું હૃદય સાક્ષી પૂરે છે. છતાં તારે કંઇ કહેવું જ હોય તો વિચાર કરી કાલે કે'જે."

ગૌરીશંકર બોલ્યાચાલ્યા વિના ઘરની બહાર ચાલ્યો ગયો.



[૭]

ગૌરીશંકરે શા શા વિચાર કર્યા અને કેવી બુદ્ધિ લડાવી એ તો એ જાણે, પરંતુ મનસુખ ભટ્ટની દલીલ પછી જાણે ન પરણવાની વાત એણે કરી જ ન હોય અને એ પરણવા તૈયાર જ હોય તેમ કોઈ જાતની આનાકાની કે દુઃખ લગાડ્યા વિના એ હસતે મોંએ પરણી ગયો. પરંતુ લોકોને 'એને પરણવું નથી' એ વાતનો ખોરાક મળી ગયો હતો એટલે એમાં દરેકે મીઠું મરચું, અને મરીમસાલા નાખી પોતપોતાને ભાવતી વાનગી બનાવી લીધી.

બૈરાં–મંડળમાંથી તૈયાર થયેલી વાનગીનું પીરસણ નીકળ્યું, ત્યારે એમાં બત્રીસ ભાતનાં ભોજનની વિવિધતા હતી. લાકડીને ટેકે ચાલતાં અને દૂરથી જોવાનો પ્રસંગ આવે ત્યારે આંખ ઉપર સદા હાથની છાજલી રાખતાં સૂરીબાએ પોતાના જમાનાની વાનગી પીરસી : "એમાં છોકરાને ય કહેવાનું નથી ને કોઇને કહેવા જેવું નથી–કળજુગનાં એ બધાં લક્ષણ છે. છોકરાને આટલો મોટો થાય ત્યાં સુધી કુંવારો રહેવા દીધો હોય ત્યારે આટલાં વાનાં થાય ને ? અમારા વખતમાં તો આટલા છોકરા ક્યારના પરણીને ઘર માંડતા થઇ જતા. વહુ યે નાનપણથી

સાસરે આવતીજતી થઈ જાય, એટલે પિલાઇને–ઘડાઇને રાગે પડી જતાં. આજ તો, સરકાર નખ્ખોદિયો કાયદો કરીને બેઠો, પણ એને કંઇ ગમ છે કે પાકટ હાડકાં થયા પછી છોડીને વહુ થઇને પારકે ઘેર જતાં કેટલી વપત પડે છે? આ તો એમને કોણ કહેવા જાય, બાકી સુધારાવાળાને ય પૂરી ગતાગમ નથી. નાનપણમાં છોકરાંને પરણાવવામાં શું કડવું હતું, એ જ મને સૂઝતું નથી. આ આજકાલના નખ જેટલા છોકરા વાતો કરે છે કે નાનપણમાં છોકરાંને પરણાવવાથી........"
અને આગળની વાત સાંભળનાર સ્ત્રીમંડળ સમજી જ ગયું હોય તેમ એને અધ્યાહાર રાખી સૂરીબાએ પોતાની કથા આગળ ચલાવી : "મારું રડયું, આ આજકાલનાં છોકરાં સમજે, તો શું અમે ઘૈડિયાં, એટલાં બધાં ભોટ હોઈશું કે સમજતાં નહિ હોઇએ? નાનપણમાં પરણાવવાથી શો ફાયદો થતો એ તો અમારું મન જાણે છે. વહુ કૂણાં હાડકાંની હોય ત્યારથી આવતીજતી થાય એટલે સાસરીની રીતભાત શીખે, વટ–વ્યવહાર જાણે, અને ઘરનાંનો સ્વભાવ સમજે. ધીમેધીમે પાંચસાત વરસમાં એનામાં સાસરીના સંસ્કાર એટલા વણાઇ જતા કે પિયર છોડી એ સદાની સાસરીમાં આવી વસતી ત્યારે એને બિલકુલ કંઇ પરાયું ન લાગતું. સાસુ એને આકરી ન લાગતી, નણંદી એને વેરણ ન ભાસતી, જેઠાણી એને બેઠા ઘાએ મૂળિયાં કાપે તેવી ઘાવેહુ ન જણાતી અને તેથી જ પંદરપંદર માણસના ઘરમાં પણ, ઇન, મીન ને તીન જણના કટંબમાં આજે જેટલો કંકાસ દેખાય છે તેના સોમા ભાગનો ન હતો. બાકી, વહુ નાનપણથી આવતી ને ઘડાતી એટલું જ, વરનું મોઢું એકાંતમાં જોવાનો વખત તો ના'તીધોતી થયા પછી જ આવતો. ઘૈડિયાં સાવ ગાંડાં તો ન'તાં કે એટલું ય ન સમજતાં હોય."
વ્યક્તિનો દોષ કાઢયા વિના સૂરીબાએ તટસ્થ રીતે આજનાં લગ્નો વિષે પોતાનો મત ઉચ્ચાર્યો.

એમાં અર્ધસંમત થતાં સમજુકાકીએ જણાવ્યું: "એ તો બધું જાણે ઠીક, સૂરીબેન! પણ સરકારે કાયદો કરીને તો કશું ડાંપણનું કામ કર્યું નથી. હજુ એમ કહોને કે આપણામાં નાનપણથી વિવાહ કરી મૂકવાનો રિવાજ ચાલુ છે એટલું સારું છે. બાકી, આજનાં

છોકરાં તો જુઓ છો ને? સહેજ વાંકું પડયું કે બસ, મારે નથી પરણવું! બેન, આપણે ઓછાં જોવા ગયાં છીએ, પણ એ ગવરિયા (ગૌરીશંકર) ની જોડે ભણે છે તે એનો એક ભાઇબંધ કહેતો'તો કે શહેરમાં તો છોકરા–છોકરી એકબીજાને જોયા પછી, વાતોચીતો ને ફર્યાહર્યા પછી પરણે છે......"

"એની જ આ બધી મોંકાણ છે ને!" સમજુકાકીની એટલી માહિતી ન જિરવાયાથી વચ્ચે રેવાબેન બોલી ઊઠયાં: "શહેરના લોકોએ તો લાજ નેવે મૂકી છે. છોડી એક વખત તો મોટો ઉકરડો થાય ત્યાં સુધી એની સામું જ માબાપ ન જુએ. પટિયાં પાડી, લટકાંમટકાં કરી, ત્રણ છોકરાંની મા જેવડી થાય ત્યાં સુધી નિશાળે જાય. નિશાળમાં બીજી એના જેવી કળશી છોડીઓ હોય, પણ તેમને મૂકી છોકરાઓ જોડે ભાઇ-બંધી કરે, એમને ઘેર જાય, પોતાને ઘેર એમને તેડી લાવે. માબાપ પણ એમની જોડે બેસે, વાતો કરે, ગાતાં હોય તો ગાવા લાગે ને નાચતાં હોય તો નાચવા લાગે. શું વાત કરું તમને બેન! મુંબઇથી મહાલક્ષ્મી આવી ત્યારે કહેતી'તી કે શહેરમાં તો છોકરીનો બાપ હોય તો ય એને કશો છોછ જ નહિ. છોડીને છોકરા સાથે બહાર પંદરવીસ દા'ડા ફરવા જવું હોય તો ય જવા દે. હવે છે કશું કહેવાનું? એ બધી વાતો ઉખાડયામાં કંઇ સાર જ નથી."

કમળાબેને કહ્યું: "આ બધો ભવાડો જાણ્યા પછી છોકરાને બહાર ભણવા મૂકવાની વાત આવે કે એ તરત ના જ કે'છે. ચાર આંકડા લખનાંવાંચતાં અને ટેભા મારતાં આવડયું એટલે જા મેર. શહેરમાં મોકલીને ઊલટા પૈસાના પૈસા ખોવાના ને ઉપરથી છોકરો ખોવાનો વખત આવે......"

વચ્ચે સમજુકાકી બોલ્યાં: "છોકરો તો છોકરો, પણ, આ ગવરિયા જેવો પાકે ને કર્યાકારવ્યા ઉપર ના પાડી ધૂળ ફેરવે ત્યારે મરવા વખત ન આવે કે?"

"એ ગવરિયો ય એમ કંઇ સીધેસીધો હા પાડે એવો ઓછો છે? મનસુખ ભટ્ટે સમજાવાય એટલું સમજાવ્યો. એની મા બિચારીએ તો રડવામાં બાકી મૂકયું નથી. પણ શહેરમાં ભણવા ગયેલા કમાઉ કોઇ કહેતાં કોઇ વાતે માન્યા જ ન કહે."

"ત્યારે એમ સીધેસીધો ભલો પરણી ગયો!" કમળાબેને શંકા ઉઠાવી.

"ન પરણી જાય તો એની માને કહે?" રેવાબેને કટાક્ષ કરતાં કહ્યું: "એ તો ના કહીને બેઠો, પણ મનસુખ ભટ્ટને તો નાતમાં મોં બતાવવાનું રહ્યું. એમનાથી કંઈ એવા છોકરવેડા કરાય? છેલ્લે ક્યારે વાત ગઈ એટલે એમણે કહી દીધું કે તારે ના પરણવું હોય તો આજથી તું મારો છોકરો નહિ, હું તારો બાપ નહિ."

"શું કહો છો, સમજુબેન! મનસુખ ભટ્ટ ત્યાં સુધી બોલી ગયા?" કમળાબેને આશ્ચર્ય પામતાં કહ્યું.

"ના કહે ત્યારે કયાં સુધી પંપાળે? પોતાની મિલકતમાંથી એક કોડી આપવાની ના કહી ને પહેર્યે લૂગડે ઘરની બહાર નીકળી જવાનું કહ્યું ત્યારે ભાઇએ માન્યા કહ્યું છે, અમસ્તા હરતે મોંએ નથી પરણ્યા."

સ્ત્રીમંડળ કરતાં આ બનાવ પુરુષમંડળે જુદી જ રીતે જોયો હતો. ગૌરીશંકર ના કહેતો હતો ને કેમ પરણ્યો, એ વિચાર ન કરતાં એણે તો પોતાના ખપ પૂરતો જ એનો ભાવાર્થ કાઢી લીધો. આજના ઉછાંછળા છોકરાનું કંઈ કહેવાય નહિ. મોટા થયા પછી હાથમાં રહે કે ન રહે, માટે એ તો એ જ, નાનપણથી વિવાહ કરીને બાંધીરૂંધીને નાખી રાખ્યા હોય એટલે એની મેળે સકંજામાં આવે. બાકી, આપણે જાણીએ કે લગ્ન ઉમરલાયક થયા પછી કરવાનું છે તો વિવાહની શી ઉતાવળ છે, એ વાતમાં હવે ઝાઝો માલ નથી. ભગવાન છોડીઓ કંઇ બધી રૂપાળી ને ઇન્દ્રના ઘરની અપ્સરાઓ જેવી ઘડે છે એમ ઓછું છે? કોઇ શ્યામ હોય, કાળી હોય ને લૂલીલંગડી ને કાણી પ હોય. માટે કંઇ એને પરણાવ્યા વગર રખાય? ને છોકરાઓને બધાને મન ફાવે તેવી રૂડીરૂપાળી જોઇએ છે! તે નાનપણથી વિવાહ ન કરી મૂક્યો હોય તો આ છોકરા માને ખરા? અને તેથી જ મોતીરામને પણ કમળામાં કંઇ કહેવાપણું ન હોવા છતાં એ છ વરસની થઇ હતી તો પણ વિવાહની ચટપટી લાગી હતી. છેલ્લા છ માસથી એમનું ચિત્ત આ વિચારમાં ને વિચારમાં જ હતું. ધરતીનો છેડો ઘર, એમ એમનો વિચાર પણ ફરીફરીને પાછો એકની એક જગાએ સ્થિર થતો હતો.

નાતમાં મોતીરામના દાવના બેત્રણ છોકરા હતા. એ કહે તો કોઇ ના પણ ન પાડે. છોડી લેનારને પાછળ મોટી મિલકત મળવાની હતી એ એક મોટું આકર્ષણ હતું, એટલું જ નહિ, પણ નાતમાં જે પંદરવીસ ઘર મેઢ ગણાતાં હતાં તેમાં મોતીરામની પણ ગણતરી હતી. અધૂરામાં પૂરું કમળા છ વરસની હતી છતાં એનું વાન અને ડા'પણ એટલાં લોભામણાં હતાં કે કોઇ ના કહે જ નહિ. એટલે પોતે જે પસંદ કરે તે હા—ના કરશે એ સવાલ જ મોતીરામને ન હતો. ફક્ત એ જઇને ઊભા રહે એટલી જ વાર હતી. એક વખત વિચાર કરતા ત્યારે જે સારો લાગતો, તે બીજી વખતે જરા ઝાંખો દેખાઇ બીજો ઠીક લાગતો. વળી ત્રીજી વખત ત્રીજો મન લોભાવતો. પરંતુ એ ત્રણે ય વિચાર ભેગા કરી એ પરીક્ષકની દૃષ્ટિએ સારાસારની અને આગળપાછળની ગણતરી કરી સરવાળો મૂકતા ત્યારે દરેક રીતે એક જ જણ પહેલે નંબરે આવતો—અને તે પોપટ.

એક દીકરી એ ઘેર જ આપી હતી એટલે ઘરનું ચડતાઊતરતાપણું જોવાનું તો રહ્યું જ ન હતું. વળી ગામમાં ને ગામમાં જ, એટલે દીકરી સાજે-માંદે પોતાના મોં આગળ તો ખરી. એક જ ઘરમાં, એટલે ભવિષ્યમાં મિલકતની વહેંચણી અંગે ય બે બહેનોને ઊંચાં મન થવા વખત ચાલતાં લગણ ન આવે. છોકરામાં કંઇ કહેવાપણું નહોતું—શરીરનો બાંધો મજબૂત, દેખાવડો ય ખરો ને ચાલાક પણ કહેવી પડે. સાચી દાનત રાખે તો પોતાની જ મિલકત એટલી હતી કે સારી રીતે દા'ડો જાય, પછી જરી ઘરની મિલકત બીજા કરતાં ઓછીવત્તી હોય તેનો શો હિસાબ? આમ બધી બાજુનો વિચાર કરી મોતીરામની પસંદગી પોપટ ઉપર ઊતરી હતી. પોતાનો એ વિચાર એમણે મંછા આગળ રજૂ કર્યો ત્યારે એણે ય એને જ સમર્થન આપ્યું: "કહેનાર કહી રહ્યા, તમે ભલેને બીજે આડાદોઢી વિચાર કર્યા કરતા હો, પણ મારો તો મૂળથી જ ત્યાં કરવાનો વિચાર છે."

"લે હવે, બહુ ડાહી થા મા. એમ કંઇ વિચાર ન કરે ત્યારે કંઇ એમ ને એમ પડતું નંખાતું હશે?" મોતીરામને એવી આંધળી સંમતિ ન રુચી હોય તેમ એમણે એવું ગાંડપણ ન કરવાનું કહેતાં

કહ્યું: "આ તે કંઇ નાનાં છોકરાંના ખેલ છે કે ફાવ્યું તો ય શું ને ન ફાવ્યું તો ય શું ? આ તો સાત પેઢીનો સંબંધ બાંધવાની વાત છે. સો ગળણે ગાળ્યા પછી પગલું ભરવું જોઇએ."

પોતાનો લગ્નસંબંધ સાંભરી આવતાં મંછાનું મન અંદર રહ્યું રહ્યું બબડ્યું: 'મારું કંઇ અજાણ્યું છે? તેરમે વરસે મારી સાથે વિવાહ કર્યો તે હું કંઇ ભૂલી ગઇ છું? એ જ તમારી સાત પેઢીનો સંબંધ ને? બળ્યો તમારો એ સંબધ, તેના કરતાં મન મળ્યા સાથે સંબંધ બાંધવામાં સાત પેઢીને શું ચડાવવી'તી?' આ તો અંદર રહ્યું રહ્યું મંછાનું મન પોતાનો બળાપો કાઢતું હતું, બાકી, ઉપરથી મંછાએ તો ભળતો જ જવાબ આપ્યો હતો: "સાત પેઢીના સંબંધની મને કંઇ ગમ નથી? જસોદા આવી ને આપણે સંબંધ તો બાંધેલો જ છે ને? આ નવો નહિ બાંધીએ એટલે એ ઓછો ભૂંસાઇ જવાનો છે?"

મંછાના આ એક પ્રશ્ને જ મહાત થયા છતાં મોતીરામે સવાલ ઉગામ્યો: "લે, તું ય વાત મોટી ડાં'પણની કરે છે, ને આખું કોળું શાકમાં જતું રહે તે તો દેખતી જ નથી. ઘર એકલું જ જોવાનું, બસ?"

એમના મોઢે કહેવડાવવા માગતી હોય તેમ મંછાએ મોતીરામના પ્રશ્નનો જાણીને ઉત્તર ન આપ્યો, અને ઉપરથી સામો સવાલ કર્યો: "લ્યો ને, તમે જ કહો, ઘર વિના બીજું શું તમે જોવાની વાત કરો છો?"

"લે કર વાત!" મંછાના એ સવાલ ઉપર વારી ગયા હોય તેમ ગંભીર વાતમાંથી વિનોદમાં ઊતરી પડતાં મોતીરામે એમની ઉંમરને ન છાજે તેવો લહેકો કરતાં કહ્યું: "જો ઘરને જ જોવાનું હોય તો અમસ્તા લોકો લાંબી પંચાત કરતા હશે?"

જાણે પોતાનો ઉપહાસ થવાથી અકળાઈ ગઇ હોય તેમ ખાલી રોષ કરતાં મંછા બોલી: "બીજું, બીજું, કયારના કરો છો, તે તમે બીજું શું જુઓ છો તે તો કહેશો કે નહિ?"

"કેમ? ઘર તો બાપદાદાના વખતથી શાખ ચાલતી હોય એટલે સારું હોય જ, પણ ઘરનાં માણસ....."

મોતીરામ સાવ ઘેલા જેવી વાત કરતા હોય તેમ એમને ત્યાં જ

રોકી રાખતાં મંછા ગાજી ઊઠી : "રે'વા દો, રે'વા દો, બહુ થયું હવે. આખી જિંદગીથી જોડે રહો છો તો ય તમારે હજુ માણસ જોવાનાં રહ્યાં! જસોદાને પરણાવ્યાં ય બે વરસ થયાં, કદી એમના તરફથી કંઇ કહેવાપણું આવ્યું છે કે અમસ્તા?"

"ગાંડી છે ગાંડી!" મંછાની બાલિશતા ઉપર અફસોસ કરતાં મોતીરામે કહ્યું: "હું સરીગત સંબંધ બાંધતી વખતે શો વિચાર કરવો જોઇએ તેની વાત કરું છું, ત્યારે તું લાગતી એમને જ લઈ વળગે છે ને!"

"વાત આપણી કરીએ છીએ ને પછી સરીગત વાતને શું ટાઢા પાણીમાં ઘાલવી છે?" મંછાએ જોરથી જવાબ આપ્યો: "મારે તો એનો આ છઠ્ઠું ઊતરી રહે ત્યાં સુધીમાં વિવાહ કરી નાખવો છે એટલું હું સમજું."

"ત્યારે એની તો આ વાત છે. ઘર અને ઘરનાં માણસોમાં તો કંઇ જોવાનું છે નહિ." મોતીરામે ગંભીર રીતે વાત આગળ ચલાવતાં કહ્યું : "બાકી રહ્યો હવે છોકરો....."

"જાવ, જાવ, હવે!" વળી ફરીથી ખિન્નાઇ જતાં મંછા ગાજી ઊઠી : "તમે તો સાવ મનમૂરખ જેવી જ વાત કરો છો. પોપટને હજુ તમારે જોવાનો બાકી છે? એવો છોકરો તમને નાતમાં કહીંથી મળવાનો હતો?" અને મંછા સહેજ વિચાર કરીને આગળ બોલી: "તમને આટલે વરસે હવે કહું ય શું? આ તો બધું જુગતેજોડું છે, અને એ બે ય હળી ગયાં છે એ જોતાં તો સહેજ સરસનરસ હોય તો ય બહુ ચોળીને ચીકણું ન કરવું જોઇએ. આજનાં છોકરાંના તમે હજુ અજાણ્યા છો? નથી જોતા મોટા થયા પછી હા—ના કરે છે તે? હજુ તો પાંચ આઠ વરસે લગનની વાત. કાલ ઊઠીને પાડો છૂટચો કે પાડી. બધું મહીંનું મહીં ને આવું જીવ મળેલું હોય તો કશી પંચાત તો નહિ!"

મોતીરામે પોતે તો મનથી આ સંબંધ બાંધવાનો પાક્કો નિર્ણય કર્યા પછી જ મંછા આગળ વાત મૂકી હતી. પરંતુ સામાનો વિચાર પૂરેપૂરો જાણી તો લેવો જોઇએ. પછી તે પ્રમાણે વર્તવું ન વર્તવું એ પોતાની મુનસફી ઉપર છે, એમ માનીને જ એ મંછા અકળાય તેવા

પ્રશ્નો કરતા હતા. હવે છેવટનો ચોખો ચાંપી જોતાં મોતીરામે સવાલ કર્યો : "આપણે બેઉ તો જાણે સંમત થયાં. પણ જસોદાને કાને ય અમસ્તી વાત નાખી જોવામાં શું જાય છે? ખબર તો પડે, એનું મન કેવું છે."

પોતાની બુદ્ધિ ઉપર ફિદા થઈ જતાં મંછાએ જરા અકડાટમાં કહ્યું : "તમને તો હજુ આ વાત આજે સૂઝે છે, પણ મેં તો કે દા'ડાની એને પૂછીને ખાતરી કરી છે."

મોતીરામ આ વાતથી અજાણ હતા એટલે સાંભળવા અધીરા થતાં એમણે કહ્યું : "તે એણે શું કહ્યું?"

"કહે શું?" મંછાએ હજુ એથી વિશેષ પોતાની બુદ્ધિ બતાવતાં કહ્યું : "તમે તો નર્યો એના વિચાર જાણવાની વાત કરો છો, પણ મેં તો ઘરનાંનો વિચાર સુધ્ધાં જાણી લીધો છે."

"હેં! શું કહે છે?" જીવનમાં આજ પ્રથમ વખત મોતીરામને મંછા આવા ગંભીર વિષયમાં સલાહ લેવા જેવી લાગી.

"શું કહે છે, શું?" મોતીરામને અણધાર્યો બુદ્ધિનો ચાબખો માર્યાનો ગર્વ લેતાં મંછાએ કહ્યું : "જસોદા ખુશી છે એટલું જ નહિ પણ ગજાનન અને મહાલક્ષ્મીનો ઊંડેઊંડે પૂરેપૂરો ભાવ છે અને ચંપા તો જસોદાની પાછળ કમળા ય પોતાના નાના ભાઈ સાથે એ ઘરમાં આવે તેમ રાતદા'ડો ઝંખી રહી છે. જસોદાને ય એણે વાત-વાતમાં પોતાનો ભાવ કેટલી ય વખત કહી બતાવ્યો છે, એ જુદું!"

આમ વગર જોષ જોયે, ને જન્માક્ષરની કુંડળી મેળવ્યા વિના કમળા–પોપટના એવા શુભ ગ્રહ બેસી ગયા, કે મોતીરામે છઠ્ઠું વરસ ઊતરી રહેતાં પહેલાં કમળાનો વિવાહ પોપટ સાથે કરી દીધો.



## [૮]

**વિવાહની** વાત જાણી ત્યારથી ચંપાનો જીવ ઝાલ્યો રહેતો ન હતો. વેવિશાળનો વિધિ થતાં સુધી એણે જે મન દબાવી રાખ્યું

હતું તે એનું મન જ જાણતું હતું. કમળાનો સંબંધ પોપટ સાથે રિવાજ પ્રમાણે એક વખત જાહેર રીતે સજ્જડ બંધાઇ ગયો ત્યારે ચંપાનો ઝાલી રાખેલો જીવ કાબૂમાં રહ્યો નહિ. એણે મોકો મળતાં જસોદાના બે ય ખભા બરાબર ચપસીને ઝાલ્યા પછી હતું તેટલું જોર કરી એક વખત તો જસોદાનું આખું શરીર હચમચાવી નાખ્યું, અને વિજયના ગર્વ સાથે એણે કટાક્ષ કરતાં કહ્યું: "કેમ ભાભી! છેવટે આ ઘર વિના થયો તમારો છૂટકો!"

જસોદા જાણે એ સવાલની આશા રાખી રહી હોય તેમ એણે તરત સામો જવાબ આપ્યો: "રોજ ખોળો પાથરતાં'તાં એટલે મેં વળી દયા જાણી......"

"બેસો, બેસો હવે, મોટાં દયાવાળાં ના જોયાં હોય તો!" ચંપાએ જસોદા તરફ લાંબાટૂંકા હાથ કરતાં કહ્યું: "એ તો બાપુજી બ્રહ્મા જેવા ભોળા છે તે હા ય પાડી. બાકી, એવી લોંઠ છોડીને તો કોણ સંઘરે?"

"બેનબાને આજ સુધી મોંમાં પાણી આવતું'તું ત્યારે લોંઠપણું નહોતું દેખાતું, નહિ? બેનની પેઠે ભાઇ પણ ખાધાપીધા વગર 'કમળી! કમળી!' કરતા પડ્યા રહેતા'તા, એ ભૂલી ગયાં કે પાછાં?" જસોદા હવે ગમે તેટલો કટાક્ષ કરે પણ હવે તેના હાથમાં બાજી રહી ન હતી.

ચંપાએ મોઢું હસતાં કહ્યું: "એ તો હું તમને બે ય બેનોને ન ઓળખતી હોઉં ત્યારે ને? સામાના છોકરાઓને ભોળવવામાં તો બેમાંથી કોઇને કહેવા જેવું નથી. તમે વળી ઘરમાં પેઠા પછી પગ પહોળા કર્યા અને એ તો અત્યારથી જ ભાઇ ઉપર અસવાર થયેલી છે, તે ભલી હશે તો ઘરમાં આવ્યાં પછી મારા જેવીને તો મારીને હાંકી જ મૂકશે."

'કોઇના કાઢ્યા વગરે તમારું ચાલતું હોય તો અબઘડી ચાલ્યાં જાવ. પણ ત્યાં કાકો સંઘરે છે કોણ?' એવો જડબાતોડ કટાક્ષ કરવાનો જસોદાને વિચાર તો થઇ આવ્યો, પરંતુ આજે ચંપા આનંદમાં છે ત્યારે એનો ઊંડો ખૂણો તપાસી જોવાનો લાગ છે એમ માની જસોદાએ વાતને ફેરવી તોળતાં કહ્યું: "ચંપાબેન! સાચું બોલજો. આજે આપણને કેટલો ઉમંગ છે?"

શરણે આવેલા શત્રુનો સત્કાર કરી ખાનદાની બતાવતી હોય તેમ ચંપાએ પોતાના અંતરનો ભાવ વ્યક્ત કરતાં કહ્યું: "સાચું માનજો ભાભી, મારા ઉમંગનો તો પાર નથી. તમને હું વારે વારે કહેતી હોઇશ તે ઉમંગ વગર? કોણ જાણે એક વખત મેં એમને એકબીજાને ખભે હાથ મૂકી ગેલ કરતાં જોયાં, ત્યારથી મને એમ જ થઇ ગયું કે એ બેની જ ભગવાને જોડી ઘડી છે. એ જો તૂટશે, તો બે ય દુઃખીદુઃખી થઈ જશે. આ ગાંડા જેવા વિચારને મેં બહુબહુ ભૂલવા મહેનત કરી, પણ હું એને જેમજેમ આઘો ધકેલું તેમતેમ એ મારી સોડમાં ભરાતો જાય. ભાભી, હજુ આ વાત તો મેં તમને કહી જ નથી. રાતે મને સ્વપ્નું આવ્યું કે જાણે પોપટ ને કમળા પરણ્યાં !"

"શું તમે ય સાવ ગાંડાં કાઢતાં હશો ?" જસોદાએ ચંપાની વાતને ઘેલછામાં ગણી કાઢતાં કહ્યું.

ચંપાએ પોતાની સચ્ચાઇનો પુરાવો આપતાં કહ્યું : "ભાભી ! તમારી આગળ મારે વાત કંઇ ઓછી છુપાવવાની છે ? એ સ્વપ્ના પછી તો મને એ બેઉનો વિવાહ સંબંધ ક્યારે બંધાય એ જ તાલાવેલી લાગી ગઇ હતી. ને તેમાં ય પોપટ ખંધો થઇને કમળાની માંદગી વખતે એની આગળથી ખસ્યો જ નહિ, ત્યારે મને ખાતરી થઈ કે જરૂર, એ બેઉને પૂર્વજન્મની લેણાદેણી હોવી જોઇએ; બાકી નાનાં છોકરાંમાં આટલી બધી માયા ક્યાંથી હોય ?"

જસોદાએ ચંપાના એ વિચારની સાથે સંમત થતાં કહ્યું : "પૂર્વજન્મની લેણાદેણી વગર કંઇ કશું ય બને છે ? તમારો જ દાખલો લ્યો ને !" આટલું બોલી જોડે બેઠેલી ચંપાના ખભા ઉપર હાથ મૂકી, જાણે કૂદાકૂદ કરતા ઢોરને એક જગાએ સ્થિર ઊભું રાખવા એની બોચીમાં ખજવાળતી હોય તેમ જસોદાએ એની પીઠ ઉપર હાથ પસવારતાં કહ્યું : "પૂર્વજન્મની લેણાદેણી વગર આવું બને ? હું અસ્ત્રી છું તો ય એક વખત તો તમારી જોડે વહાલ કરવાનું મન થઇ આવે છે." અને સાચે જ વહાલ ઉભરાઇ આવ્યું હોય તેમ ચંપાને બે હાથે કમરમાંથી દાબી છાતીસરસી ચાંપતાં જસોદા બોલી : "તો આ તો પુરુષ જેવો પુરુષ, ને વહુનું મોં જોવા તલપાપડ થઇ રહે તેવો

જુવાન. અધૂરામાં પૂરું રૂપેગુણે પહોંચતી કન્યાને ય પરણવાની ના પાડે, એ પૂર્વજન્મની લેણદેણ કે બીજું ? ને લેણદેણની ય ખૂબી જોવી હોય તો પાછી–પરણવાની એક વખત ના પાડી અને પાછો એનો એ પરણવા ય હસતે મોંએ આવ્યો ! એ જ વળી પરણ્યાને બે વરસ થવાં તો ય ઊંચી આંખ કરીને સામું જોતાં ય અભડાઇ જાય છે. એ બધી પૂર્વજન્મની લેણદેણ કે બીજું ?"

ખજવાળની મીઠાશ લાગતાં જેમ તોફાની ઢોરું એના ઘેનમાં શાંત થઇને ઘડીભર ઊભું રહે, તેમ ચંપા ય જસોદાની સોડમાં ભરાઇ એનું કહેવું સાંભળી રહી ચંપાની વિવશ સ્થિતિનો લાગ જોતાં જસોદાએ પોતાનો એનો એ પ્રશ્ન—જે આવતાં ચંપા આખી વાત જ ઉડાવી મૂકતી—પૂછ્યો : "હેં ચંપાબેન ! ગૌરીશંકર તો ભણ્યું ત્યાં સુધી ના પરણું, ને પરણ્યા, તો ય વહુ જોડે ના બોલવું એમ પણ લેઇને બેઠા છે, એ તો જાણે સમજ્યા; પણ તમે બે વાર ગયાં, તે એ ના બોલવાના હોય તો ના બોલે, પણ તમે કદી એમને બોલાવી જોયા છે ?" હરણીની પેઠે છલંગો મારતી ચંપા, ગળે ઝલાઇ ગઇ હોય તેમ સહેજ પણ હાલ્યાચાલ્યા વગર જસોદાનું કહેવું સાંભળી રહી હતી. જસોદા એની પીઠ ઉપર ભાર દઇને હાથ ફેરવતાં આગળ બોલી : "એ કંઇ વાઘબાઘ તો નથી કે બોલાવી જોવામાં ય ખાઇ જવાના હતા ? લાગ હોય તો કહીએ ય ખરાં કે આટલો બધો બોલવામાં ય અભડાટ પેસી જતો'તો ત્યારે પરણવા જ નહોતું આ...વ...વું..."

કંઇ પણ બોલ્યાચાલ્યા વગર અત્યાર સુધી સાંભળી રહેલી ચંપા જસોદાનું આ છેલ્લું વાક્ય સાંભળતાં 'હવે હદ થઇ' એમ સંજ્ઞા કરતી હોય તેમ એણે જસોદાને મોઢે હાથ દઇ એકદમ બોલતી બંધ કરી દીધી.

મોઢા ઉપરનો ચંપાનો હાથ દૂર કરતાં એના તરફ મીઠું તાકી જસોદાએ કહ્યું : "કેમ કંઇ વરનું બહુ લાગી આવે છે કે શું ?"

ચંપા હજુ પતિનાં સ્વપ્નાં જ સેવતી હતી એટલે પતિને પત્ની ક્યાં સુધી ઠપકો આપી શકે, ધમકાવી શકે કે વહાલ પ્રદર્શિત કરી શકે, એની હજુ એને કલ્પના જ કરવાની હતી. એટલે જસોદાએ જ્યારે

પોતાના વરને ચોખ્ખું સુણાવી દેવાનું કહ્યું કે 'પરણવા જ નહોતું આવવું' ત્યારે વરનું લાગી આવવાથી જ નહિ, પણ 'બળ્યું', એવું તે એમને કહેવાય ખરું ?' એ ભાવ જ ચંપાએ જસોદાનું મોં બંધ કરીને વ્યક્ત કર્યો હતો.

ચંપા ક્યારની મૂંગી જ રહી હતી એટલે કોઇ પણ હિસાબે એને બોલાવીને વાત જાણી લેવાનો પ્રયત્ન કરતાં જસોદાએ કહ્યું : "ચંપાબેન ! આમ સાવ મૂગાં થઇ જાવ તે કંઇ ચાલે ?" અને ચંપાને ખભાથી પકડી જસોદાએ હલાવી. "બોલો, બોલો, મને કહેતાં શરમાવ છો ? હું મારી રજેરજ વાત તમને નથી કહેતી ? રાતે હું જરા મસ્તી કરતી હતી એટલે તમારા ભાઇએ કહ્યું કે 'ગાંડી, જરા બેનની તો દયા લાવ. આપણી ધિંગામસ્તી નીચે એ સાંભળશે તો એને'..." અને એથી વિશેષ કહેવાની જરૂર નહિ જણાતાં જસોદા ચંપા તરફ તાકતાં બોલી : "એ વાતે ય મેં તમને બીજે દા'ડે જ ન'તી કહી ?" આમ ચંપાને કહેતાં જીભ ઊપડે તેવું વાતાવરણ ખડું કરતાં જસોદાએ પાછું ઉમેર્યું : "મને તમે કંઈ વાત કરો તો હું રસ્તો ય બતાવું."

ચંપાનો હવે બોલ્યા વગર છૂટકો જ ન થયો. એણે નરમ અવાજે કહ્યું : "શું તમે ય ભાભી, ક્યારનાં પૂછપૂછ કરતાં હશો ? એ ઊંચી આંખ કરીને જ્યાં મારા ભણી જ ન જુએ, ત્યાં બોલાવતાં મારી તે શી રીતે જીભ ઊપડે ?"

"હત્ મારી બાઇ !" પહેલી જ વખત આ પોકળ ખૂલતાં જસોદાએ આશ્ચર્ય વ્યક્ત કરતાં કહ્યું : "ત્યારે એમ કહોને, અહીં ભાભી આગળ જ આટલું બધું બોલવા શૂરાં છો !"

ચંપાનો સંકોચ ધીમેધીમે દૂર થતો હતો. એણે પોતાના મનની ગૂંચ જણાવતાં કહ્યું : "લ્યોને તમે જ ભાભી, વિચાર કરો, એમ વગર મને કેમનું માથું મરાય ?"

"એમનું મન નથી એમ તમે શા ઉપરથી કહો છો ?" જસોદાએ ચંપાની ઊલટતપાસ આરંભી.

"આવી ચોખ્ખી ચંદન જેવી તો વાત છે. પછી એમાં કહેવાનું

ક્યાં રહ્યું ?" ભાભીનો આ પ્રશ્ન સાંભળીને જ ચંપા દંગ થઇ ગઇ.

"બોનબા ! ચોખ્ખું ચંદન દેખો છો, ત્યાં જ તમે અત્યાર સુધી ભૂલાં પડ્યાં છો." રોગની નાડી પકડી પાડતાં જસોદાએ કહ્યું : "ગૌરીશંકર ઊંચી આંખ કરીને તમારી તરફ નથી જોતા માટે એમનું તમારી ઉપર મન નથી, એ તમે કહો તો ય મારા માન્યામાં કેમ આવે ?"

પોતાની જાતને વીસરી જઇ ચંપા કટાક્ષ કરતાં બોલી : "તમારા માન્યામાં તો ક્યાંથી આવે ? હમણાં મારા ભાઈ તમને જોતાં લટ્ટુ ન બન્યા હોત ત્યારે એ બધું માન્યામાં આવત."

હવે તો પોતાને એ બધી વાત મૂળથી માંડીને કહેવી જ પડશે એમ લાગતાં જસોદાએ નિરાંતે બેસીને શ્વાસ લેતાં કહ્યું : "હવે તો ચંપાબોન, નિરાંતે બેસો. મેં તો જાણ્યું કે તમે આમ બોલવામાં ખબરદાર છો એટલે બધું સાનમાં સમજી ગયાં હશો. પણ આ તો બધું આંધળેબહેરું જ કૂટાય છે ને ! આવી બધી વાતો કંઇ કોઇને કહેવાતી હશે ? પણ તમે હજુ છેક ભોળાં ને ભોળાં જ રહ્યાં ! તમારા ભાઈ મારાથી લટ્ટુ બની ગયા છે એમ તમે કહેતાં હો તો મને એમાં કંઈ વાંધો નથી. પરંતુ તમે એમ જો માનતાં હો કે મને જોતાં, આવતાં સમાણા જ એ લટ્ટુ બની ગયા છે, તો ત્યાં જ તમે ભૂલાં પડ્યાં છો. પુરુષના સ્વભાવની હજી તમને પૂરી ગમ નથી. આપણે બૈરાં જેમ બધાં વચ્ચે બોલતાં શરમાઇએ છીએ, તેમ પુરુષ એકાંતમાં શરમાય છે. તમારા ભાઇ તો કંઇ મારાથી અજાણ્યા ન હતા ને ? નાનપણમાં અમે ય ભેગાં રમ્યાં હોઇશું. વિવાહ થયા પછી એકબીજા સાથે બોલેલાં નહિ, પરંતુ ગામમાં ને ગામમાં સામાં ટીચાયેલાં તો ખરાં જ ને ? પણ માનશો, અમે પહેલી રાતે મળ્યાં ત્યારે એમની જીભ જ સિવાઈ ગઇ હોય, તેમ મેં બેત્રણ વખત બોલાવ્યા તો ય એમનાથી બોલાયું નહોતું."

ચંપા આ નવો જ કોયડો સાંભળતાં જસોદા સામે તાકી જ રહી. જસોદાએ એનો ભ્રમ ભાંગતાં જણાવ્યું: "રસ્તે જતાં બૈરાં તરફ પુરુષ ફાટી આંખે તાકી રહેશે, પણ એકાંત મળતાં પુરુષની દૃષ્ટિ ઊંચી નહિ થાય."

જસોદાના આ માનસશાસ્ત્ર ઉપર વારી જતાં ચંપા બોલી ઊઠી: "ભાભી! આ બધું તમને કોણે શિખવાડ્યું? હું તો આમાંનું કંઈ જાણતી જ ન હતી!"

"એ તે વળી શિખવાડવાનું હોતું હશે?" ચંપાની અજ્ઞાનતા ઉપર ખટમધુરું હસતાં જસોદાએ કહ્યું: "તમને નહિ સમજાયું હોય તો હવે સમજાશે. રાગ, પાઘ ને પારખું એવી બધી આઠ આપકળાઓ છે, તેમાં આ ય નવમી આપકળા છે."

આ છેલ્લું વાક્ય તો જસોદાનું હોય જ નહિ, તેની પોતાને ખાતરી થતાં ચંપાએ કહ્યું: "સાચું કે'જો, ભાભી! આ બધું મારા ભાઈએ શિખવાડેલું ને?"

"તમારા ભાઈએ શિખવાડ્યું હોય તો ય એ કંઈ પરાયા છે? તમે અમસ્તાં ગૌરીશંકરથી ભાગો છો. ઊંચી દૃષ્ટિ ન કરે માટે મન નથી એમ હવે માનતાં જ ના, સમજ્યાં મારાં બોનબા?" અને ચંપાની હડપચી ઊંચી કરી પોતા સામું એનું મોં કરતાં જસોદાએ કહ્યું: "વર નીચી દૃષ્ટિ રાખે તો હવેથી સમજજો કે તમારા ઉપર પૂરેપૂરો ભાવ છે. ને છતાં માની લઈએ કે ભણે ત્યાંસુધી ન બોલવાનું એમને ભૂત વળગ્યું છે, તો ય આપણામાં આપણાપણું હોય, તો એ ભૂત તો ક્યાં ય બાર ગાઉ નાસી જાય."

જસોદાની આ શિખામણ ચંપાને સમજાઈ ખરી, પણ ગળે ઊતરી નહિ. પરણ્યા પછી દિવાળીના ટાંકણે બે વરસમાં એ બે વખત જ સાસરે ગઈ હતી. રજાઓનો વખત એટલે ગૌરીશંકર ઘેર હોય એ પણ સ્વાભાવિક હતું. પરંતુ કોણ જાણે કેમ ચંપાનો પગ ઘરમાં આવ્યો કે એ બે–પાંચ દા'ડે કે બહુ તો અઠવાડિયે બહાર ભાગતો જ. માબાપ એની વૃત્તિ સમજતાં હતાં એટલે એમને એકાંત આપવાનો સવાલ જ નહોતો. ગૌરીશંકર પણ મોટે ભાગે આખો દિવસ ઘર બહાર જ રહેતો. મુનિવ્રત લઈ બેઠેલા એને ચળાવવા ચંપા ય કંઈ પ્રયત્ન કરતી ન હતી. ઊલટી ચંપા એ ઘરમાં આવતી ત્યારે એના ઉપર પડછાયો ન પડી જાય માટે કામ ન હોય તો પાડોશના ઘેર ચાલી જતી. કોઈ એના વ્રતનો ભંગ કરાવવાની વાત કે ઈશારો પણ

નહોતું કરતું. છતાં ચંપા જાણે એને જોવી જ ન ગમતી હોય તેમ એ આવતી કે ગૌરીશંકર બહારગામ વિદાય થઇ જતો ! આ સ્થિતિમાં પોતાપણું તે કઇ રીતે બતાવાય એની સુઝ ન પડતાં ચંપા બોલીઃ "ભાભી ! હજુ તમે કંઇ જાણતાં જ નથી."

"જુઓ ચંપાબેન ! તમે મને કંઈ જાણતાં નથી એમ કહો છો, ત્યારે અંદરની વાત કરું." જસોદા આપદ્‌ધર્મ માથે આવી પડયો હોય ને અનિચ્છાએ વાત કહેતી હોય તેમ પડી ગયેલા મોંએ બોલી : "હું કંઇ નથી સમજતી એમ ન માનશો. વરને મળવા વહુ ઘેલી થતી હોય, એને જોતાં જીવ હેલે ચડતો હોય, ને સામેથી વર એને ઠોકરે મારે, અરે પગની ઠોકર મારે ત્યારે તો સારું કે એ બહાને ય એનો સ્પર્શ થાય, પણ એને જોતાં જ–એ ભેટવા થનથની રહી હોય ને વર ઘર છોડી ચાલ્યો જાય, મને તો અનુભવ નથી પણ મારું હૈયું સાખ પૂરે છે કે વરની એમાં ગમે તેવી ઉમેદ હોય પણ સ્ત્રીનું કાળજું ચિરાઇ ગયા વિના ન રહે." આટલું બોલી જસોદા સહેજ દૂર બેઠેલી ચંપાને પોતાની નજીક ખેંચતાં બોલી : "જુઓ ચંપાબેન ! આજ સુધી મેં તમને એક વાત નથી કહી તે કહું છું. આપણો તો અસ્ત્રીનો અવતાર રહ્યો. મન ન દૃખીએ તો ય માથાં માર્યે જ આપણો તો છૂટકો. ભગવાન કરે ને મારો વહેમ ખોટો પડે. પણ મને તમને જોઉં છું, ને પાછો એનો એ વહેમ આવે છે કે તમારી સામું ના જોવું હોય તો ય જોયા વગર જંપ ન વળે એવું રૂપ છે, રંગ છે, ને દિલ ભરી નાખે તેવી મોંની મીઠાશ છે, છતાં ગૌરીશંકર આજકાલ કરતાં બે વરસ થયાં તો ય સામું ન જુએ, એ શું ? મારું રડયું, કંઈ ભણનારા પરણતા નહિ હોય ? ને આમ પરણીને તરછોડતા હશે તેમનાથી જ ભણાતું હશે ? મને તો એમાં કંઇ સમજાતું નથી. પીતાંબર પંડયા છે સ્તો, આપણી નાતમાં સૌ કરતાં વધારે ભણેલા. એ તો જેકોરને લઇને ભણતા તો ય વડોદરા રહેતા હતા. કંઇ એથી એ નપાસ ન થઇ ગયા. આજ શહેરમાં, મોટામાં મોટી નિશાળનું શું નામ કહે છે—તેમાં માસ્તર છે. મહિને બસો રૂપિયા લાવે છે. ને ભણતા ત્યારે જ જેકોરને બે સુવાવડ આવી હતી. એટલે બોન !

આપણે અસ્ત્રીની જાતને તો બહુ સંભાળવાનું. શહેરનો મામલો છે, મોટી મોટી છોકરીઓ સાથે ભણવાનું ને કંઇ આડોઅવળો જીવ લાગી ગયો તો આપણા હાથમાં પછી શું રહે ?"

આમ ગંભીર સ્થિતિની શંકા બતાવી જસોદાએ ચંપાને છેલ્લી શિખામણ આપી : "એવું કશું છે એમ હું નથી કહેતી, પણ એવું થાય તે પહેલાં આપણે પાળ બાંધી હોય તો શું ખોટું ? તું એક વખત પરાણે માથું મારીને ય અડી તો જા. પછી કોઇના ભાર નથી કે તું એને છોડવા જાય તો ય એ તને વીસી મૂકે." નણંદ માટે ભાભીનો વહાલભર્યો 'તુંકાર' ઊભરાઈ આવ્યો.

ચંપાને હાથ ઝીલીને ઊભી કરતાં જસોદાએ કહ્યું : "જુઓ ચંપાબેન, મેં શું કહ્યું ? ત્યાં તમારા કુટુંબમાં આ અગિયારસનું લગ્ન છે એટલે તમને તેડવા તો આવશે. ગૌરીશંકરે આવ્યા વગર નહિ રહે. માટે આ વખત તો ચૂકતાં નહિ. આપણો અસ્ત્રીનો અવતાર, મન ન દેખીએ તો ય માથાં માર્યે જ છૂટકો. અને એ તો પહેલુંપહેલું જ. પછી તો આપણે ય સવાર થતાં શીખી જઇએ ! અને એ વાત તો મારે વગર શિખવાડ્યે તમને સારી આવડી જશે," ગાલ ઉપર સ્નેહની મીઠી ટપલી મારી જુદી પડતાં જસોદાએ કહ્યું.



[૯]

કોઈ તોતિંગ ઇમારતના પાયા જોતજોતાંમાં ધરતીકંપના આંચકાથી ડગમગી જાય તેમ જસોદાની એક નાનીસરખી શંકાથી ચંપાની આશાની ઇમારત ડગમગુ થઇ ગઇ. આખી રાત એને ઊંઘ જ ન આવી. વિવાહ થયાનો તો એને ખ્યાલ નહિ, પરંતુ એ જરા સમજણી થઇ, ને પહેલવહેલો એણે પોતાના વરને જોયો ત્યારથી માંડી જસોદાએ શંકા બતાવી ત્યાં સુધીની એની સ્મૃતિ સળંગ સતેજ થઈ ગઇ. નાતના એક જમણ પ્રસંગે ઉઘાડે ડીલે ને લફડફફડ અધીં ઢસરડાતી

મુગટી પહેરી જમણા હાથમાં પાણીની લોટી લઇ ભરી પંગતમાં પોતાની જગા શોધતા સાત વર્ષના છોકરા તરફ તારાએ એક હાથે આંગળી કરીને, અને બીજા હાથે પડખામાં ઠોંસો મારતાં ચંપાને કહ્યું : "જોયો ને તારો વર...?" અને હજુ ચંપાથી પાંચ વરસે મોટી તારા વર વિષેની પોતાની કલ્પના કહી સંભળાવે, ચંપા વરને આંખો ભરીને જોઇ લે તે પહેલાં જ આખી પંગત ઉપર હાસ્યનું મોજું ફરી વળ્યું. ગૌરીશંકરની મુગટી છૂટી ગઈ, અને એને ઝાલવા જાય તે પહેલાં હાથમાંની લોટી પકડ ઢીલી પડતાં નીચે પડી ગઇ ! મુગટી ઉપર પાણી પડ્યું એટલે અધૂરામાં પૂરી એ પહેરવાના દાવની ન રહી. મોટાઓ એ બાળકની નિઃસહાયતા ઉપર હસતા હતા ત્યારે એ રડતો હતો. વરની આબરૂ ગઇ એ પોતાની ગઇ એમ સમજીને કે સ્વાભાવિક રીતે લોકોએ કરેલો એ ઉપહાસ ચંપાથી ન જોઈ શકાયો હોય તેમ એ નીચું ઘાલી ગઇ. એનો તમાસો જોઇ રહેલી તારાએ ચંપાને ફરીથી ઠોંસો મારતાં કહ્યું : "એમ નીચું શાની ઘાલી જાય છે ! જા, જઇને છાનો રાખને તારા વરને !"

ચંપા તે વખતે વર પાછળની ભાવના કાંઈ સમજતી ન હતી. ત્યારે પ્રથમ જ ચંપાએ એને જોયો હતો. વર અને વહુ મોટાં થાય ત્યારે ભેગાં રહે, એટલું જ એને જ્ઞાન હતું. અને પોતે પણ મોટી થશે ત્યારે એની સાથે રહેશે, એમ એના બાળ મગજે કલ્પી લીધું. પણ કોણ જાણે કેમ, બપોરે જમણ પ્રસંગે બનેલા બનાવ પછી એને ગમતું ન હતું. સાંજે જમવા સુધ્ધાંની એણે ના પાડી. ભજિયાં માટે તો એ ભૂત થતી, એને બદલે જમવા જતી વખતે મહાલક્ષ્મીએ એને લોભાવવા કહ્યું : "ચાલને છોડી, બીજું ન ખાવું હોય તો બે ભજિયાં તો ખાજે." પણ ચંપા જમવા ન ગઇ તે ન જ ગઇ.

આ પ્રથમ પ્રસંગ પછી આવા ઘણા પ્રસંગે એમણે એકબીજાને જોયાં હશે. ગૌરીશંકર બેત્રણ વાર તો ચંપાને ઘેર પણ આવી ગયેલો. એક વખત બપોરે મહાલક્ષ્મીએ એને કંઇ ખાવાનું આપ્યું હશે અને તે રસોડામાં બેઠોબેઠો ખાતો હશે, પાછળ કૂતરો પડ્યો હોવાથી જીવ લઇને નાઠેલો બિલાડી જે ધસમસીને રસોડા તરફ દોડી તે જાય

ગૌરીશંકર ઉપર! એ ઊથલી પડ્યો, થાળીમાં પીરસેલું ખાવાનું વેરાઇ ગયું, ને એણે ચીસ નાખી તે સમાણી બિલાડી છલંગ મારતી માળિયા ઉપર ચઢી ગઇ. ગૌરીશંકરે એવી કારમી ચીસ નાખી કે બહારથી દોડતાં બધાં અંદર આવ્યાં. ચંપા ય એને રડતો જોઇ ભાન ભૂલી ગઇ હોય તેમ ગાભરીગાભરી એનો હાથ ઝાલીને પૂછવા લાગી : "શું થયું ? શું થયું ?"

બધાં એક વખત તો એનું દુ:ખ ભૂલી જઈ ચંપા તરફ જોઇ હસી પડ્યાં. ચંપા ખિજાઇને બહાર ચાલી ગઇ.

ત્રીજો બનાવ પણ આવો જ બનેલો. કાર્તિકી પૂનમ હતી. આણંદને સ્ટેશને બધાં ઓચિંતાં ડાકોર જતાં ભેગાં થઇ ગયાં. ગાડીમાં બેસવાના પ્રસંગો મૂળે તો થોડા મળેલા અને તેમાં આણંદ જેવું મોટું જંકશન જોવાનું તો આ પ્રથમ જ મળેલું. પાણીનો નળ, ભીંતમાં ઊંચે લટકાવેલી ઘડિયાળ, પૈડાંવાળી ગાડી લઇને ભજિયાં વેચતા ભૈયા, રેલ ઉપર ઝઝૂમી રહેલો પુલ, ભૂરા ગરમ સૂટમાં માથે હેટ મૂકીને ફરતા રેલવેના સાહેબો, પૂનમ હોવાથી તંબૂરા–મંજીરા લઇને ડાકોર જવા પ્લેટફોર્મ ઉપર પડેલી ભજનમંડળી, ભૂરી સાડી ઉપર પુરુષની પેઠે કોટ પહેરી મોંમાંથી બીડીનો ધુમાડો કાઢતી ને પગના બૂટને ચમચમાવતી આબકારી સ્ત્રી-પોલિસ, વગેરેવગેરે ઝીણીમોટી આકૃતિઓ તરફ કુતૂહલવૃત્તિથી જોઇને ચાલ્યા જતા ગૌરીશંકરના પગ નીચે કેળાનું છોતરું આવતાં લફાસ દેતોક એ એવો પછડાયો કે એની પીઠ બોખરી થઇ ગઇ. આખું પ્લેટફોર્મ સાંભળે તેટલો એણે ભેંકડો મૂક્યો. ચંપાને કહેવાનું તો મન થઇ ગયું કે હવે છાનો રહેને, બહુ પાછું એમાં મોટું વાગી ગયું છે તે! પણ કંઇ બોલ્યાચાલ્યા વગર એની નાલાયકી તરફ નાખુશી બતાવતાં એ મોં મરડીને એક બાજુ જોઇ જ રહી. ડાકોરમાં એક ગોરને ત્યાં જ બધાં ઊતર્યાં હતાં પણ ચંપાએ ગૌરીશંકરના સામું પણ ના જોયું.

બાળપણનો આ રોતલ ગૌરીશંકર વર્ષ વધતાં સાવ બદલાઇ જ ગયો. ગામની ગુજરાતી નિશાળમાં સો છોકરામાં એ પહેલો પાસ થઇ શહેરમાં ભણવા ગયો. બાર વર્ષના ગૌરીશંકરને મનસુખ ભટ્ટે

અંગ્રેજી ભણવા શહેરમાં બોર્ડિંગમાં મૂક્યો ત્યારે આખા ગામમાં હાહાકાર વર્તાઈ ગયો. આટલો નાનો છોકરો, એવડા મોટા શહેરમાં એકલો કેમ કરીને રહે? રસ્તાઓમાં મોટર, ઘોડાગાડીઓ વગેરે દોડાદોડ કરતી હોય, ત્યાં જતાંઆવતાં વચ્ચે એ ચગદાઇ જાય તો પણ એનો કોણ બેલી? સાજેમાંદો થાય તો એની કોણ ચાકરી કરનાર? ખાટું ખારું ખાવાનું મન થાય તો ત્યાં કઈ માને કહે? છોકરાં રસ્તામાં લડ્યાં-વઢ્યાં તો ત્યાં કોણ રાડફરિયાદ સાંભળનાર કે ઊપરાણું લેનાર? રસ્તામાં કોઈ ઢેડભંગીને અડી પડે તો ય એને શી ગમ પડે? શહેરમાં ઠગ લોકો ભોળવીને કંઈ લઈ જાય તો ય એનો ત્યાં કોણ ધણીધોરી? આટઆટલી ગામડાંના લોકોએ કલ્પી લીધેલી મુશ્કેલીઓ વટાવી ગૌરીશંકર શહેરના છોકરાઓને ધૂળ ફાકતા કરી પ્રથમ ને પ્રથમ નંબરે જ પાસ થતો ઉપલા વર્ગોમાં ચડતો ગયો. ચંપા અને એ ત્યારબાદ પણ બેત્રણ વાર ભેગાં થયાં હશે. એનામાં થતા ફેરફારની ચંપાનું ચિત્ત દરેક વખતે નોંધ લેતું હતું. હવે એ પહેલાંના જેવો રોતલ ન હતો, એટલું જ નહિ, પરંતુ એની વયના બીજા છોકરાઓના મંડળમાં એ સાવ જુદો જ પડી જતો. શહેરનાં નખરાં, કપડાંની ખોટી ટાપટીપ કે આછકલાવેડા ગૌરીશંકરમાં પ્રવેશ્યા ન હતા. છતાં કપડાંની સુઘડતા, શરીરની સ્વચ્છતા અને બુદ્ધિની કાન્તિ એને નાતના યુવકમંડળમાંથી જુદો જ પાડી દેતી. તેમાં ય નાતમાં ભણતર ઓછું, ભણનારા છોકરા થોડા અને ભણનારામાં ય આટલો હોશિયાર છોકરો કોઇ થયેલો જ નહિ. ચોથા ધોરણમાં ૩૦૦ છોકરામાં ય પહેલો આવ્યો અને મનસુખ ભટ્ટને એમના પુત્રની હોશિયારી બદલ હેડમાસ્તર તરફથી અભિનંદન આપતો પત્ર મળ્યો ત્યારે આખા ગામે જે હર્ષ બતાવ્યો હતો તે વર્ણવ્યો જાય તેવો નહોતો. એના પડઘા ચંપા સુધી સખીઓએ પહોંચાડી એની કલ્પનાને ખોરાક આપ્યો. બહેનપણીઓએ એને કહ્યું કે "બેનબા તો વરની સાથે સાંબરાણી બની શહેરમાં માં'લશે" ત્યારે જાણે સાહેલીઓએ એને ગાળ દીધી હોય તેમ ઉપરથી તો તેણે મોં બગાડી નાંખ્યું હતું, પરંતુ તે પછી એના મને તો કંઇ કંઇ ઘોડા દોડાવ્યા

તા. શહેરમાં જશે ત્યારે પોતે કેમ રહેશે, કેમ બોલશે, કેવી રીતે તિની સેવા કરશે, એ સાહેબ બને તો એમનું ખોટું ન દેખાય તેવા હેરના રિવાજ અને રહેણીકરણી પોતે કેટલી ઝડપે શીખી લેશે, પતિને ાટે પોતે શું શું કરશે અને તેને કેવીકેવી રીતે રીઝવશે તેનો લંબાતો વાહ ભણતર સુધી આવી પહોંચ્યો ત્યારે એને પહેલવહેલી શંકા ત્પન્ન થઇ. અગિયાર વર્ષની ચંપાને એટલી બધી ખબર તો ક્યાંથી ાય, પણ બૈરાં અલકમલકની વાતો કરતાં હતાં ત્યારે એણે સાંભળી ીધેલું કે શહેરમાં ભણતા છોકરા ફક્ત છોડીને જોઇને જ પરણે છે, અને વળી ભણતર ઓછુંવત્તું પડે તો છોડીમાં કંઈ કહેવણ ન હોય ા પણ ના પાડીને ઊભા રહે છે! ચંપા ભણવામાં તો હોશિયાર તી. બીજી ચોપડી ભણતી ત્યારથી ગરબાની ચોપડીમાંથી ગરબા રાગ ાઢીને ગાતી. ત્રીજીમાં આવી ત્યારે નિશાળની છોડીઓને ગરબા વરાવવાનું કામ માસ્તરે એને સોંપ્યું હતું. અને ચોથીમાં પડી યારથી છેલ્લા છ મહિના થયાં એ ગરબો ગાતી ને આખા બામણવાડાનાં રાં ઝીલતાં. આખા સ્ત્રીમંડળે સર્વાનુમતે એને વખાણી હતી, એટલે હેરી છોકરી એના કરતાં બે અક્ષર વધારે ભણી હોય તો પણ પોતે એને પહોંચવા તો ન જ દે એમ ચંપાને પૂરી ખાતરી હતી. અને કદાચ ૌરીશંકરને અંગ્રેજીનો જ મોહ હોય તો સાથે રહ્યા પછી ય એ શખવાડે તો પોતાને શીખી લેતાં શી વાર, એમ ચંપાને અભિમાન ણ હતું. એટલે ભણતર વિષે ચંપાને શંકા આવ્યા છતાં, એને પોતે હોંચી વળશે એમ એનો પાકો વિશ્વાસ હતો. અને વરની આગળ રખાવાનો છોકરીનો પહેલો અને છેલ્લો પ્રશ્ન 'પોતે એને ગમશે કે હિ?' એનો તો ચંપાને વિચાર જ કરવાનો ન હતો. રૂપમાં એ એટલી ધી એક્કો હતી કે ગમે તેવાં સાદાં કપડાંમાં એ ઊભી રહી હોય ો ય શહેરની 'મેટલિક' ભણેલી છોકરીને પણ એ જીતી જાય. ોકરીઓ પોતાની આગવી રમત રમતી હોય અને તેમાં વરવહુની મત આવી એટલે પડાપડી થયા વગર રહે જ નહિ. વહુ કોણ થાય ેને માટે તો બે મત હતા જ નહિ, પણ ચંપાને પરણવા છોકરીઓ ંદરઅંદર 'હું વર થાઉં' 'હું વર થાઉં' એમ હોંસાતૂંસી કરતી.

અને ઇતિહાસમાં કહ્યું છે તેમ એક રૂપસુંદરી માટે જેમ પુરુષો લડી મૂઆ છે, તેમ ચંપા માટે છોકરીઓ કેટલીય વખત લડી પડી હતી. એટલે પોતે શહેરમાં ભણતા, હોશિયાર અને ભવિષ્યમાં સાહેબ બનનાર વરને નહિ ગમે તેવો સવાલ જ ચંપાના મનમાં ઊભો નહિ થયેલો. તેથી પરણતાં પહેલાં ગૌરીશંકરે પરણવાની ના પાડી તો પણ ચંપાના મનમાં–સ્વાભાવિક રીતે દરેક છોકરીને મનમાં થાય તે—'હું એમને ગમતી નહિ હોઉં કે શું ?' એ પ્રશ્ન ઉદ્દભવ્યો જ ન હતો. ભણું ત્યાં સુધી નથી પરણવું, એ ગૌરીશંકર પરણ્યો છતાં પોતાની સાથે બોલતો નહોતો, પોતાની હાજરી આવતાં ઘર છોડી ચાલ્યો જતો, પોતાને પડછાયે અભડાતો હોય તેમ જરૂર વિના ઘરમાં ઊભો રહેતો નહિ, છતાં ચંપાને કોઇ જાતની શંકા આવી જ ન હતી. એનું પોતાનું પિયુ ઝંખતું હૈયું ગૌરીશંકરના આ વર્તાવથી ઘવાયું હતું, એની ઊર્મિઓ તંગ થઈ હતી, અને એના કોઇકોઇ મર્મસ્થાનના જખમ તો હજુ વણ-રૂઝયા જ રહ્યા હતા. છતાં, ચંપાને એક રીતે સંતોષ હતો. એનો પતિ કઈ સિદ્ધિ પ્રાપ્ત કરવા આ તપ કરે છે તેની તો એને કંઈ ખબર ન હતી, પરંતુ એની પ્રાપ્તિ થતાં એ મોટો સાહેબ થશે અને તે વખતે પોતાને પણ ભોગવેલા દુ:ખનો બદલો વળી જાય તેટલો લાભ થશે, એમ એનું મન ગણતરી કર્યાં કરતું હતું. વળી ચંપાનો અભિમાની સ્વભાવ ગૌરીશંકરના વ્રત કરતાં જાય તેવો ન હતો. એને પરણ્યા છતાં જાણે પરણ્યો જ નથી એમ મન મારીને રહેતાં આવડે છે, તો પોતે શું એના કરતાં જાય એમ છે કે એને ન બોલવું હોય તો ય પોતે એને બોલાવે ? એ ભણે ત્યાંસુધી નહિ બોલે, તો એમ કરતાં સો વર્ષ થઇ જાય તો પણ એના બોલાવ્યા વિના બોલે એ બીજું ! ચંપાના અભિમાની સ્વભાવે આમ નવો જ માર્ગ લીધો હતો. એટલે એના દિલે ઇચ્છયું હશે તો પણ ચંપાએ ગૌરીશંકરને બોલાવી જોવાનો એક્કે વખત પ્રયત્ન કર્યો ન હતો. વળી આ બધી ઉપરઉપરની સપાટી ભેદી ચંપાના હૃદયનું ઊંડાણ તપાસનારને એમ કબૂલ કરવું પડે કે એનો સ્વમાની સ્વભાવ હજુ અણનમ રહ્યો હતો તેનું સાચું કારણ એ હતું કે ચંપાના હૃદયમાં મુગ્ધાનો જે જુવાળ બુદ્ધિ, લાગણી કે અભિમાનથી

પણ રોકયો રોકાતો નથી તે કોણ જાણે કેમ હજી જાગ્યો ન હતો. અને તેથી જ અમુક વય વટાવતાં સ્ત્રીને અભેદના ભેદ આપોઆપ ખૂલી જતા જણાય છે તે ચંપાને જણાયા ન હતા.

જસોદાએ આજ પહેલવહેલી એના આગળ શંકા રજૂ કરી ત્યારે જ નાટકનો પડદો હઠી જતાં અંદરનો ભેદ ખૂલી જાય તેમ એના અંતરમાં વિશ્વાસનાં કમાડ ખૂલી જઇ અવિશ્વાસ, આશંકા અને ભય અંદર વસી ગયાં. જે પ્રશ્નો એને આપમેળે સમજાઈ ગયા હતા, તે આજ એક જસોદાની શંકામાત્રથી વેરણછેરણ થઇ ગયા. "ભણનારા કંઇ પરણતા નહિ હોય?" એ જસોદાનો પ્રશ્ન પ્રથમ એની સન્મુખ ખડો થયો. કોઈ પણ રીતે વિચાર કરતાં ચંપાને સમજાયું જ નહિ કે પરણવાથી ભણતરને અડચણ થઇ શકે. "ભણવા માટે તો શહેરમાં રહેવાનું છે. ત્યાં કંઇ પોતે સાથે જવાની હતી જ નહિ. રજાઓમાં વાંચવું હોય તો હું કદાચ એમને અડચણરૂપ થઇ પડું તોય તે રાતે જ. બાકી આખો દા'ડો વાંચવું હોય તો કોણ ના પાડે છે? અરે, પણ વાંચવાની વાત જ કયાં છે? કે દા'ડે એ રજાઓમાં ભણવાની ચોપડી ઉઘાડે છે? ત્યારે ફક્ત રજાઓમાં મારી સાથે બોલે, ચાલે કે બે ઘડી બેસે-ઊઠે, તેમાં હું એમને કઈ રીતે ભણતરમાં અડચણરૂપ છું? મારી સાથે બોલેચાલે કે હસે તો પછી એમનું મન મારામાં રહી જાય એ ય હું શી રીતે માનું? આમ તો પોતાનું મન એટલું બધું મજબૂત બતાવે છે કે પરણ્યા છતાં ડગવાની વાત કરતા નથી. પછી આટલું બધું મજબૂત મન મારી સાથે સહેજ બોલવાચાલવાથી જ એટલું બધું ઘેલું કેમ થઈ જાય કે ભણવામાં પહેલા આવે છે તે એકદમ નપાસ થઇ જાય? અને એમ પરણનારથી ભણાતું જ ન હોત તો પીતાંબર પંડ્યા નંદેકોરને લઇને સાથે રહ્યા, બે છોકરાના બાપ થયા ને ભણ્યા ય ખરા; ત્યારે એમનાથી શી રીતે ભણાયું? અને વળી પરણ્યા પછી તરછોડવું એ તે વળી કઈ જાતનું ભણતર? એના કરતાં 'મારે ભણું ત્યાં સુધી પરણવું જ નથી,' એમ ચોખ્ખું કહી જ દીધું હોત તો આ દેખવાનું ને દાઝવાનું તો ન રહેત? શું શહેરમાં ભણનારા કોઈ પરણતા જ નહિ હોય?" અને આ બધા વિચારોને અંતે

જસોદાનું છેલ્લું વાક્ય : "શહેરનો મામલો છે. મોટીમોટી છોકરીઓ સાથે ભણવાનું, ને કંઈ આડોઅવળો જીવ લાગી ગયો તો....." ચંપાનું હૈયું પોતા ઉપર આખા બ્રહ્માંડનો ભાર આવી ગયો હોય તેમ એ વિચાર આવતાં દબાઈ ગયું.



[૧૦]

હજુ જાણે ગઈ કાલે જ મંછાએ ના કહ્યા છતાં ઘણુ છૂટચું ત્યારે કમળી હાથમાં કઢાયું લઈ ઉઘાડે શરીરે છાણ લેવા નાઠી હતી, ને આજ એક રાતની રાતમાં એ મોટું ઝાડ થઈ ગઈ હોય ને લજ્જાની મારી દબાઈ મરતી હોય તેમ મંછાએ ઘાઘરી કાઢી નાહવાનું કહ્યા છતાં કમળા એમ ને એમ પહેરેલી ઘાઘરીએ નાવણિયે બેસી ગઈ. આટલી નખ જેવડી છોકરી ય ઓછું સમજે છે! 'રડ્યો, શો કળજુગ આવ્યો છે!' એમ મનમાં બબડી મંછા બીજે કામે વળગી.

નાહ્યા પછી માથું ગૂંથાવવા ઉપરાછાપરી કમળાએ બૂમો મારવા માંડી ત્યારે મંછાના હૈયામાં કંઈકંઈ હર્ષના—અભિમાનના તરંગો ઊઠચા: "મારી છોડી છે ને! લોકો કુળ જોતા હશે તે કંઈ અમસ્તું? કુમળીકુમળી તો ય ગુલાબની કળી—કંઈ મીઠી સોડમમાંથી જાય?"

આમ વિચારમાં ને વિચારમાં મંછાએ કમળાનો સેંથો બે વાર લીધો. મન માન્યું નહિ, એટલે રસોઈનું મોડું થતું હોવા છતાં ત્રીજી વાર સેંથો લીધો. કમળાએ પણ હરખમાં ને હરખમાં નવાં ઘાઘરીપોલકું પહેર્યાં. નિશાળનો ઘંટ વાગતાં ઉપલા નંબરની મારામારીમાં છોકરાં રઘવાયાં થઈને દોડે તેમ એ ઘર બહાર ફળિયાના નાકે નાઠી.

એને આજ આટલો બધો શાનો ઉમંગ હતો? પોપટ આજ એને ઘેર જમવા આવવાનો હતો તેથી એ આટલી બધી હરખાઈ શું કામ જતી હતી? પોપટ કંઈ નવી નવાઈનો ઓછો હતો? દા'ડામાં દસ વખત તો એ રોજ ભેગાં થતાં હતાં. અરે! સવારના પહોરમાં ઊંઘતા પોપટને રોજ 'પાડો' કહીને પોતે જગાડતી હતી એનું શું?

એ જ પોપટની, જાણે એને કદી જોયો જ ન હોય તેમ ફળિયાને નાકે રહીરહી કમળા પ્રતીક્ષા શા માટે કરી રહી હતી? આમ ઊંચી ડોકે તાકયા કરતાં પોપટને ઘેર જતાં એને કોણ રોકતું હતું? ગઈ કાલ સુધી મંછા ના કહેતી છતાં પોપટને ઘેર દોડી જતા પગ, આજ રાતની રાતમાં રસ્તો ભૂલી ગયા હોય તેમ ઊપડતા કેમ નહોતા?

ગ્રામ સમાજમાં છોકરાછોકરી ગળથૂથીમાં વરવહુની મર્યાદા શીખી જાય છે. વંશપરંપરાથી પળાતી આવતી મર્યાદાનું પાલન લોહીમાં ઊતરી આવતું હોઇ કોઇને એ શીખવવાની જરૂર પડતી નથી. ગઈ કાલે પોતાનો વિવાહ પોપટ સાથે થયો એટલી ટૂંકી વાતમાંથી કમળા બધું સમજી ગઇ. ન તો એણે સવારમાં ઊઠતાં પોપટના ઘર તરફ દોટ મૂકી, અને એનું મન પોપટને જોવા અધીરું થઇ રહ્યા છતાં ન તો અત્યારે પગમાં ગતિ આવી. પોપટ પોતાનો વર! એ સંબંધમાત્રથી વરવહુના સાંસારિક જીવનના બિલકુલ ખ્યાલ વિના કમળાના હૈયામાં કેમ હેલ ઊભરાતી હતી? વરવહુની રમત રમવા એક વેળાએ પોપટે એને કહેલું—'ચાલ કમળી, હું વર થઉં–તું વહુ થા' ત્યારે પોપટે ખરાબમાં ખરાબ ગાળ દીધી હોય તેમ પોતે એને કેવો ધબ્બો માર્યો હતો, એ કમળાને આજ બરાબર સાંભરી આવ્યું. વર વહુને મારે એ સર્વસ્વીકૃત અધિકારનો ખ્યાલ આવતાં કમળાને થયું—'શું પોપટ મને મારશે?' અને કમળાના મને પોતે ને પોતે જવાબ આપ્યો: 'માર્યું, માર્યું હવે! મારે એવું એનું મોઢું નહિ કહેતું હોય!' વળી એના મન આગળ પાડોશમાં માર ખાતી લક્ષ્મી પ્રત્યક્ષ ખડી થઈ. 'મણિકાકા એને રોજ ઓછું મારે છે? બા આગળ બિચારી એ કેવાં ડૂસકાં ભરીને રડે છે! પોપટ એમ મને મારે ખરો? શું કામ મારે? એ મને મારે તો હું એને માર્યા વગર રહું?' એવો બંને રમતાં ત્યારનો પ્રશ્ન કમળાને જેવો આવ્યો તેવો જ દાંત તળે જીભ આવી ગઇ હોય તેમ એનાથી સિસકારો બોલાવાઇ ગયો. 'બળ્યું, વહુથી તે વળી વરને મરાતું હશે?' અને પાછું એનું બાળક મગજ આગળ કલ્પનાએ ચડયું. 'વહુથી વરને મરાય જ નહિ? ભગવાને વહુને માર-વાનું શું કામ કર્યું હશે?' વળી ભગવાને ભલેને વહુને મારવાનો કાયદો

કર્યો હોય પરંતુ પોતાને તો પોપટ નહિ જ મારે એની એનું મન ખાતરી પૂરતું હતું. રોજ બંને રમતાં ત્યારે પોપટ ક્યાં એને મારતો હતો? ઊલટું, કમળા જ વાતવાતમાં એને ધબધબ મારતી હતી. પોપટ તો બહુ ડાહ્યો છે. પોતે માંદી હતી ત્યારે કેવો ઘોડો થઇને પોતાને એ ફેરવતો હતો! એ સાંભરી આવતાં કમળા શરમાઇ ગઇ. વરને તે ઘોડો કરાતો હશે? પોતે ચાબુક મારતી તો ય એ કદી ખિજાતો નહિ. વર થયો માટે ઓછો એ બદલાઈ જવાનો હતો? અને એ બદલાઈ જ ગયો તો? 'ના, બા, મારાથી તો માર ના ખવાય. મને એ મારે તો હું કદી એની સાથે બોલું જ નહિ.' અને સાચે જ જાણે એને પોપટે મારી હોય તેમ એ રસ્તાને નાકે ઊભી હતી ત્યાં પૂંઠ ફેરવીને મોં ચડાવી ઊભી રહી. એને ખ્યાલે ન રહ્યો કે જેની એ ક્યારની રાહ જોઈ રહી હતી એ પોપટ, જસોદા, નાનો મધુ અને કમળાને વહુ કરવાનો સૌથી વધુ ઉમળકો હતો એ ચંપા સાવ એની નજીક આવી પહોંચ્યાં હતાં. આમ અવળી ફરીને સૂનમૂન ઊભેલી કમળાને જસોદા 'ચાલ, ત્યાં કેમ ઊભી છે?' કહીને બોલાવે તે પહેલાં ચંપાએ જસોદા તરફ જોઈ મીઠું હસતાં કહ્યું: "કમળા! જો તો ખરી, આ કોણ છે?"

પોતાનું નામ સાંભળતાં જ કમળા સિયાવિયા થઇ ગઇ. ચંપાએ પોપટ તરફ કરેલી આંગળી એણે જોઇ–ન જોઈ ને એ મુઠ્ઠીઓ વાળીને જે દોડી તે લાગલી રસોડામાં જઇને મંછાની સોડમાં ભરાઇ ગઇ. ચંપાએ એને ઊભી રાખવા બહુ યે બોલાવી, પણ એ ઊભી રહે શાની?

પોપટ પણ કમળાના બોલાવ્યા વિના ઊઠતો ન હતો, તે આજ સવારમાં કમળી આવીને પોતાને જગાડવા આવશે તો નહિ? એ બીકથી કે એના મનનું બીજું કારણ હોય તો એ જાણે, પરંતુ સૌની સાથે કોઈના બોલાવ્યાચલાવ્યા વગર એ ઊઠ્યો, એટલું સાચું. કોઇ દા'ડો કમળાને આવતાં મોડું થયું હોય કે તે ન આવી હોય ત્યારે ચાનો પ્યાલો ગજાનન આગળ લઇ જતાં પહેલાં એ અચૂક મહાલક્ષ્મીને પૂછતો: "બા! આજ કમળી કેમ અત્યારસુધી દેખાઈ નહિ!" મહા-

લક્ષ્મી ઘણી વાર અકળાઇને કહેતી: "એને કંઇ લખી આપ્યું છે કે દા'ડો ઊગે ને તારે ઘેર આવવું?" તે વખતે વળી એ કહેતી: "આ મને શું જોઇને પૂછતો હશે? મને કંઇ એ કહીને જાય છે તે હું જાણું? એના વગર કાચું ખાતો હોય તો એને ઘેર જઈને જ પૂછ ને!" આમ મહાલક્ષ્મી છોને ગમે તેમ જવાબ આપતી, પણ પોપટે એથી કંટાળીને કમળા ન આવી હોય ને મહાલક્ષ્મીને એનો એ પ્રશ્ન ફરી ફરી પૂછ્યો ન હોય તેમ બન્યું જ ન હતું. ફક્ત આજે જ કમળાને કાનમાં જે કહી ગયું તે એને ય ચાનો વખત થયો ત્યાં સુધી એ ન દેખાઇ એટલે કહી ગયું કે કમળા હવે નહિ જ આવે. અને ચા ગાળી ગજાનનને આપવા મહાલક્ષ્મીએ પોપટના હાથમાં પ્યાલો મૂકયો ત્યારે એનું મોં સ્વાભાવિક મલકાઇ ગયું. "શું આટલાં છોકરાં ય સમજે છે! રોજ અત્યારસુધી કમળી ન આવી હોય તો એ ઉપર-તળે થઇ જતો, એને બદલે આજ કંઇ બોલ્યોચાલ્યો જ નહિ!" હમેશના રિવાજ પ્રમાણે પોપટના હાથમાંથી ચાનો પ્યાલો લેતાં ગજાનને પૂછ્યું: "કેમ બેટા! હજુ કમળા નથી આવી કે શું?" ત્યારે એક વખત તો પોપટનું મોં 'ના' કહેવા ઊંચું થયું, પણ તરત યાદ આવી જતાં ધમણમાં પૂરાયેલો પવન એકાએક કાણું પડતાં ફૂસ કરતો નીકળી જાય તેમ એનું મોં અવાજ અંદર ગળીને બેસી ગયું. નાનાં છોકરાં ય સમજી ગયાં, તેટલું ય એમને નથી સમજાતું એ પતિના ભોળપણ ઉપર ખીજ ઠાલવતાં રસોડામાં રહીરહી મહાલક્ષ્મી તાડૂકી: "પીઓ ને હવે પીતા હો તો છાનામાના, એ ના આવી તો તમારે તેનું શું કામ છે?"

"લે ને હું તો મારી મેળે પી જઇશ. પણ આ ભોળા શંભુ..." એમ ગજાનન સામો જવાબ તો આપવા જતા હતા, પરંતુ ગઇ કાલનો પ્રસંગ યાદ આવતાં એ એકાએક બોલતા બંધ થઈ ગયા. સામાજિક રિવાજનાં બંધન એમને ખૂંચ્યાં હોય તેમ ચાનો પ્યાલો ખાલી કરી નીચે મૂકતાં એમનું મન બબડ્યું: "આ તે કેવી ખોટી ધાંધલ છે! વિવાહ થયો એમાં એવડી છોડીથી અહીં ના અવાય? એને બિચારીને અહીં આવ્યા વિના તો ઘડી ગોઠતું ન હતું, હવે એ શું કરશે? અહીં રહેતી ત્યાં સુધી ઘરનાંને ય કેટલો આનંદ થતો! વહુ તો હજુ

લગ્ન થાય ત્યારે ખરી રીતે થઈ કહેવાય ને? નાતનો રિવાજ રહ્યો એટલે વિવાહ તો કરી મૂકવો પડે, પણ છોકરાંને તેમાં અત્યારથી અવાય–ન અવાય ને એ બધી ભાંજગડ શું કામ જોઈએ?" પણ મહાલક્ષ્મી આગળ આ બધી ડહાપણની વાતો કરવામાં માલ નથી એમ માની ગજાનનને એ વસ્તુ ફરીથી ઉલટાવી જ નહિ.

ગજાનનની પેઠે પોપટને ય વિચાર તો આવ્યો જ હતો: "વિવાહ થયો એટલે વહુ થઈ જ ગઈ કહેવાતી હશે? વહુ થઈ એટલે એની જોડે બોલાય જ નહિ? પોતે બોલે તો? પણ હવે કમળી સામી બોલે ત્યારે ને? પણ એનાથી બોલ્યા વગર રહેવાવાનું છે જ ક્યાં? આજ આ વખતે ના જ આવી ને? એની બાએ નહિ આવવા દીધી હોય? આજ એને ત્યાં જમવા જવાનું છે એટલે નહિ આવી હોય? એ હવે ના બોલે તો મારાથી એને બોલાવાય ખરી? બેન જોઈ જાય તો શું કહે? બા જાણે તો વઢ્યા વગર રહે? ભાભી દેખી જાય તો કમળીને શું કહે? મંછાકાકી પાછી બહુ ખરાબ છે ને! કમળીને એમનેમ ન'તી આવવા દેતી, તો હવે તો આવવા જ શાની દે? આજ નહિ આવવા દે, નહિ બોલવા દે, પણ પરણ્યા પછી કાકીનું શું ચાલવાનું છે? કમળીને તે દા'ડે રમતાંરમતાં વહુ થવાનું કહ્યું ત્યારે કેવું ખોટું લાગ્યું હતું! પણ હવે લાગ મળે ત્યારે એની વાત છે. કેમ હવે વહુ થવું પડ્યું ને, એમ કહ્યા વગર એને છોડું શાનો?"

આમ તરંગમાં ને તરંગમાં એ જમવા જવા તૈયાર થયો ત્યારે એણે ક્યાં કપડાં પહેર્યાં છે અને વાળ કેવા ઓળ્યા વિના માથે ફગફગે છે તેનું પોપટને ભાન જ ન હતું. ચંપાએ એનું પહેરેલું ફાટેલું ખમીસ ખેંચતાં કહ્યું: "તારું તો ભાન બળી ગયું છે કે શું? રોજ કમળીને ઘેર જતો'તો ને આજ જાય છે તેમાં કેટલો ફેર છે તેનું ભાન છે કે નહિ?" અને ખમીસ બદલાવી નાંખતાં ચંપા જસોદા તરફ તાકતાં બોલી: "રોજ તો કમળીના ભાઈબંધ તરીકે જતો'તો, ને આજ એનો વર થઈને જાય છે એટલું તો ભાન રાખ!"

નવા ખમીસને બટન ઘાલતાંઘાલતાં પોપટને કહેવાનું મન તો થઈ ગયું કે "ચૂલામાં પડ્યું એ ભાન! વર–વર કરીને તો ઊલટી

તમે મારી પાસેથી કમળાને ખૂંચવી લીધી. ના એની સાથે હવે બોલાય કે ચલાય, ના એનાથી હવે અહીં અવાય, મારે તો એવા વર નથી થવું." આમ કેટલોય બળાપો પોપટના અંતરમાં ઊભરાઈ આવ્યો હતો. પરંતુ હવે તો એનું મન હોય કે ન હોય પણ એ કમળાનો વર જાહેર થઈ ચૂકયો હતો એટલે એનાથી આવું બોલાય જ શી રીતે? વરવહુના કાયદા એણે પાળ્યે જ છૂટકો!

અધૂરામાં પૂરું કમળા એને જોતાં જ વાઘ આવ્યો હોય તેમ રસોડામાં ભરાઈ ગઈ ત્યારે એ સાવ ઢીલો જ થઈ ગયો. એને ઊંડે ઊંડે આશા હતી કે કમળા ભલે પોતાને ઘેર આવી ન હતી, પરંતુ પોતે એને ઘેર જશે ત્યારે તો એ બોલશે નહિ તો ય હસીને સામું જોશે તો ખરી જ. પરંતુ ચંપાના "કમળા! જો તો ખરી, આ કોણ છે?" એ શબ્દો સમાણી જ એ મુઠ્ઠીઓ વાળીને નાઠી, ત્યારે પોપટને ચંપા ઉપર પૂરેપૂરી ખીજ ચડી ગઈ. "ચંપા ના બોલી હોત તો એ છાનીમાની ઊભી જ રહેત ને? માથું ઓળાવીને નવાં ઘાઘરીપોલકું પહેરી એ ઊભી રહી હતી તે મારી વાટ જોવા જ ને? એને તો ઘણું ય ઘેર આવવું હોય પણ બિચારી હવે આવે શી રીતે?" અને ચંપા જ જાણે બધી બાજી બગાડતી હોય તેમ તેના પર દાઝ કાઢતાં પોપટ બબડ્યો: "ચંપલી ય પાછી ઓછી નથી. અહીં બિચારી છાનીમાની ઊભી'તી તો ય ન જંપવા દીધી, તો ઘેર આવે તો શું ના કરે? હવે વહુ થઈ એટલે ઓછું સામું બોલાય છે? નહિ તો ચંપલીનાથી કંઈ એ જાય તેવી નથી." પોતે સહેજ આંખ ભરીને જોઈ લેત તે ય ચંપાએ જ બગાડયું એમ લાગતાં પોપટને કાંઈકાંઈ થઈ ગયું, પણ શું કરે? એ હવે વર થયો હતો! કમળા વહુ થઈ હતી! આ દુઃખ તે કોને કહે?

ભાઈની સાથે રસોડામાં એ જમવા બેઠો ત્યારે એણે ધીમે રહીને કમળા છે કે નહિ એ જોઈ લીધું. પણ એ પાણિયારામાં પગ ધોતો હતો ત્યારે કમળા બહાર જતી રહી હતી એ એના ધ્યાનમાં રહ્યું ન હતું. નવા થયેલા જમાઈને ઊલટભેર મંછા પીરસી રહી હતી, પરંતુ કમળા વિના એને મન બધું જમણ નીરસ બની ગયું હતું. એને ખાવાની બિલકુલ રુચિ ન હતી, પરંતુ ના કહે તો કોઈ કંઈ જુદું

જોડી કાઢે એ બીકે એણે કંસારના બે કોળીયા લીધા હતા. ના કહ્યા છતાં ય મંછાએ જ્યારે વધુ કંસાર પીરસ્યો ત્યારે સ્વાભાવિક રીતે પાસે બેઠેલા પોતાના મોટા ભાઇને એનાથી કહેવાઈ ગયું: "જોને ભાઇ, મારે ખાવું નથી તો ય આ કાકી!"

શિવાનંદ સામું જોઇ મંછાથી સહેજ હસી જવાયું. શિવાનંદ ધીમું હસ્યો. ફક્ત ઐરાંનો વારો હજુ પાછળ આવતો હતો એટલે રસોડા બહાર બેઠેલી ચંપાથી દૂર રહ્યાંરહ્યાં બોલ્યા વગર ન રહેવાયું: "ભાઇસા'બ! હવે કાકી કહેવાનું ભૂલી જજો. કાલ સુધી એ કાકી હતાં, હવે તો મંછાબા કહેવું પડશે, સમજ્યા મોટા ભાઈ? અમસ્તી કંઈ કમળી તમારા ઘરમાં નથી આવવાની!"

જો પોપટનું ચાલ્યું હોત તો એણે ઊઠીને ચંપાને છૂટી થાળી જ મારી હોત. "બસ! જેમાં હોય તેમાં એને ડા'પણ કરવા જોઇએ. આમ મારા ઘરમાં આવવા કમળીને સંતાઇને ફરવું પડે ને એકબીજાથી સામું ય ન જોવાય, તેના કરતાં અમે રમતાં'તાં એમ રમવા દીધું હોત તો શું ખોટું હતું? કમળી વહુ થઇ એમાં ઘરનાં બધાં આટલાં બધાં રાજી શા ઉપર થાય છે? એનાથી આજે ઘેર અવાયું નહિ, હું એને ઘેર આવ્યો તો એનાથી મને બોલાવાયું નહિ, મારાથી 'કમળી, કમળી' કરીને એને પકડાય નહિ. એ મને દેખે ત્યાંથી નાસે, હું એને જોઉં ત્યારે મારે નીચું ઘાલવું પડે. આ સુખ ઉપર ઘરનાંને બધાંને આટલો હરખ છે? વહુ થઇને એ સદા ઘેર રહેતાં રે'શે, પણ આજથી તો અમે બંને છૂટાં પડી ગયાં ને? વહુ થઇને આવશે ત્યારે ય ઓછું એની સાથે બોલવાનું છે? ભાભી સાથે ભાઈ વળી કે દા'ડે વાત જ કરે છે?"

આ જ વિચારમાં એ જમીને હાથ ધોઇ, પણ મોં ધોવાનું ભૂલી જઇ ઊભો થવા લાગ્યો ત્યારે મંછાથી એની વૃત્તિ કળાઈ ગઈ. અને એ ઉપર મીઠાં સ્વપ્ન રચતાં એણે હસીને કહ્યું: "કેમ, મોઢું નથી ધોવું કે શું?"

ચંપા ય એની વૃત્તિ કળી ગઈ. કાંઇક કહેવા ય ગઈ, પણ થોડો વિચાર આવતાં કંઈ ન બોલી.

બાઈની સાથે જમી પોપટ બહારના ખંડમાં ચોતરા ઉપર મોતીરામ સાથે બેઠો ત્યારે બૈરાંને જમવાની તૈયારી થતાં મંછાએ કમળાને બૂમ પાડી. જોડેના લક્ષ્મીના ઘરમાં બેઠેલી કમળાએ બૂમ સાંભળી ય ખરી, પણ અંદર પોપટ બેઠો હતો અને એ શી રીતે સામો જવાબ આપે? જતાં ય શી રીતે પગ ઊપડે? એ હજુ ઊઠવાની આનાકાની કરે તે પહેલાં "કમળી! એ કમળી! આ છોકરી એટલામાં ક્યાં મરી ગઈ!" એમ મંછાએ તારનું દોરડું ખખડાવી દીધું, એટલે કંઇ જવાબ આપ્યા વિના નીચું ઘાલીને કમળા ઘરમાં દોડી ગઈ. પોપટ નિઃસહાય જોઇ જ રહ્યો. આ કમળા આમ દોડતી હોય તો જેને પોતે પકડ્યા વિના રહે જ નહિ, તેના સામું ય જોવાનો તેનો અધિકાર આજે જતો રહ્યો!

"આમ હાંફ ભરી દોડે છે ત્યારે બોલતાં શું થાય છે? મોંમાં મગ ઓર્યા છે?" મંછાએ કમળાને ઊઘડી લીધી. પણ એને શું થતું'તું એ એનું મન જાણતું હતું. એ જ પોપટ, જેને જોયા પછી એની સાથે ધિંગામસ્તી કર્યા વિના જંપ જ ન વળે, તેની જગાએ આજ એને દેખતાં જ અંજાઇ જવું પડતું હતું.

બધાંની સાથે જમવા બેઠી ત્યારે કમળાથી પણ પૂરું જમી શકાયું નહિ. એ હજુ અંદર હાથ ધોતી હતી ત્યાં બહાર શિવાનંદનો અવાજ સંભળાયો: "ત્યારે હવે અમે જઇશું."

મોતીરામ પણ આપવા કરવાનું જે હતું તે આપી ચૂક્યા હતા, એટલે રજા આપતાં બોલ્યા: "બસ, ત્યારે આવજો."

બિચારો પોપટ! બિચારી કમળા!



## [૧૧]

હવે તો કમળાને દૂર રહ્યાં રહ્યાં પોપટનાં સ્મરણ કરવાનાં હતાં ત્યાંસુધી તો ઠીક, પણ એને સાતમું ઊતરીને આઠમું વરસ બેઠું અને જ્યારે તે નિશાળે બેઠી ત્યારે એની સ્થિતિ સૂડી વચ્ચેની

સોપારી જેવી થઇ. નાનપણમાં વિવાહ થયેલા એવાં તો દસ–પંદર છોકરાં નિશાળમાં હતાં, પરન્તુ એક જ નિશાળમાં ભાવિ વર–વહુની જોડી તો કમળા અને પોપટની એક જ હતી. દહાડામાં એકાદ વાર તો કોઇ બાળક તરફથી કમળાને સાંભળવાનું જ હોય કે " અલી કમળી ! પેલો તારો વર જાય ! "

કોઇ વાર માસ્તર પોપટને મારે તે કમળાથી જોયું જાય નહિ. " વરનું નામ દઇએ તો આંખો દુઃખવા આવે " એવી માન્યતાવાળી કમળાથી ચોપડીમાંના ' પોપટ ' વિષેના પાઠમાં ' પોપટ ' શબ્દ પણ બોલી શકાય નહિ અને વાંચતાં–વાંચતાં એ શબ્દ ગળી જવો પડે !

હવે બનતાં સુધી કમળા પોપટને ઘેર આવતી નહિ. કોઈ કારણસર આવવું પડે તો તે આવતી, તેને આનંદ થતો, અને એવું કોઈ બહાનું ઊભું કરીને છેવટે એને આવવા વિચાર થયો હોય તો જ એ આવતી. મંછા કાંઈ કારણસર એને બેનને ત્યાં જવાનું કહેતી ત્યારે એ એક વાર તો ' જા, હું નથી જવાની ' એવો જવાબ જ આપતી. મંછા એને દીકરીનું શરમાળપણું સમજતી અને પોતાની પુત્રીના લાજ–શરમના ગુણ માટે મનમાં અભિમાન લેતી.

અને કમળા કોઇ કારણે–કાંઇ આપવાલેવા સાસરે આવતી ત્યારે " લે, મારી દીકરી કરું, આટલા કકડામાં શું ? " એમ કહી મહાલક્ષ્મી ભાવી પુત્રવધૂને આગ્રહ કરીને કાંઇ ને કાંઇ ખવડાવતી. મગજનો લાડુ હોય કે કડવો મેથીપાક હોય પણ કમળાથી તે ખવાઇ પણ જતું !

પણ કમળા આજે સાસરે આવતાં તો આવી, પણ આબાદ સપડાઈ ગઇ ! હરવખતના રિવાજ પ્રમાણે કમળા બારણામાં પગ મૂકતાં ' મોટી બેન ' એમ કહી જસોદાને બોલાવતી. બોલાવતી એટલું જ, બાકી, એ શબ્દોદ્વારા એનો મુખ્ય ઉદ્દેશ તો પોતે આવી છે તે ઘરનાંને જણાવવાનો રહેતો. પહેલાં તો એ ઘરમાં બેન છે એમ સમજતી જ નહિ. પ્રવેશતાં પોપટને, ચંપાને કે છેવટ મહાલક્ષ્મીને બા કહી બૂમ પાડતી. પરંતુ વિવાહના સંબંધથી બંધાતાં જ પોપટ માટે એનાં કમાડ બંધ થઈ ગયાં. ચંપા વેરણ નણંદી થઇ પડી. મહાલક્ષ્મીની

એના તરફ સહાનુભૂતિ હતી એ ખરું, પરંતુ સાસુથી એ લજાતી હોય તેમ એને 'બા' કહીને દૂરથી સંબોધી શકતી નહિ. એટલે છેવટ શરમે કે ધર્મે બાકી રહી જસોદા.

કમળાને માથે ટોપલી ચડાવતાં મંછાને લાગ્યું હતું કે ભાર વધારે હતો. એણે તે માટે તો ખાતરી કરી જોઇ કે "તારાથી ઊંચકાશે તો ખરું ને?" એકદમ ઉતાવળ આવી હોય તેમ માથે પૂરી ટોપલી ઠરવા દીધા પહેલાં કમળાએ ચાલવા માંડયું હતું ત્યાં એને ભાર વધારે છે કે ઓછો એ ખ્યાલ હોય ત્યારે ને? મહાલક્ષ્મીએ કંઇ વાતવાતમાં કહ્યું હતું કે "કોણ જાણે ધાણીની જાર બગડી હોય કે પોર કાચી કપાઇ હો, એ કે'તા'તા કે એક દાણો ય ઊગી નથી" ત્યારે મંછાએ જણાવ્યું હતું કે "ધાણીની જાર તો જોઇજોઇને કેટલી જોઇએ? અમારે થશે જ ને. અધમણ-મણ મોકલી આપીશ." જરૂર તો હતી જ, ના કહેવાથી મંછાને ઊલટું ખોટું લાગે એટલે જ્યારે કહેતાં કહેવાઇ જ ગયું છે ત્યારે જરૂર પૂરતો મહાલક્ષ્મીએ વિવેક કરેલો કે "ના રે ના, એટલી બધી તે શું કરવી છે? છોકરાં કોઇ વાર માગે ત્યારે ફોડવી પડે. પાંચ શેર દસશેર તો બહુ થઇ ગઇ." કેટલી મોકલવી એ પોતાની મુનસફીની વાત છે એમ માની મંછાએ તે ઘડી રકઝક કરી ન હતી. પરંતુ ગઇ કાલે જુવાર વઢાવી ઘેર આણી કે તરત એ વાત મંછાને યાદ આવી. હવે કાલ વાત એમ મન સાથે મંછાએ વિચાર્યું હતું, પરંતુ બપોરે હાળીની સાથે મોકલાવવાનું ભૂલી જતાં મંછા સાધારણ સ્વગત બબડે તેમ બોલી: "જાર મોકલાવવાની હતી એ તો હું ભૂલી જ ગઇ!" બસ! કમળાએ ભાવતું'તું ને વૈદે કહ્યું હોય તેમ એ પકડી જ લીધું. મંછાએ ઘણું ય કહ્યું કે "સાંજે મેલિયો આવશે ત્યારે મોકલાવાશે, એની શી ઉતાવળ છે?" પરંતુ મંછાનું બિલકુલ કાન ઉપર ધર્યા વિનો કમળાએ જાતે ખીંટીએ ભેરવેલી ટોપલી ખાટલો આડો પાડીને ઉતારી, ખૂણામાં પડેલી જુવાર ભરી અને ઘાઘરી પોલકું ઠીકઠાક કરી, માથાના ઊડતા વાળને બે હાથે સંકોરી જાણે ધૂળ ચોંટી હોય તેમ મોં ધોઈ સાફ કરીને પાણી ભાળવાની ગળણાની ઇંઢોણી કરી, માથે મૂકી મંછાને ચડાવવા બૂમ પાડી. ધાણી માટે દસ શેર-પંદર શેર જુવાર તો ઘણી

કહેવાય. પરંતુ જુવાર જેવી નજીવી વસ્તુને દીકરીને ઘેર મોકલવાની, એટલે ન જરૂર હોય તો પણ ઓછી ન મોકલાય એમ માની અધમણ પચ્ચીસ શેર મોકલવાનો મંછાએ ઇરાદો રાખેલો. હવે આટલી બધી શી ઉતાવળ છે, એમ મંછાએ કમળાનું તેડું આવ્યું ત્યારે કહ્યું તો ખરું, પરંતુ પોતાના બાળપણનો ખ્યાલ આવતાં મંછાને પોતાના વિવાહિત વરનાં સ્વપ્ન સાંભરી આવ્યાં. મંછા આનાકાની કર્યા વગર ઊભી થઈ. અંદર આવીને આટલી ભરેલી ટોપલી જોઈ ત્યારે એને લાગ્યું કે ખાસ્સી અધમણ જુવાર હશે. કમળાને માથે ચડાવતાં એને વજન વિશેષ લાગ્યું. રખેને એનાથી ન ઊંચકાય ને રસ્તામાં પાડી નાખે એ શંકાએ તો એણે કમળાને પૂછી ય જોયું.

પણ કમળાનું ચિત્ત ક્યાંય ભમતું હોય ત્યાં મંછાની એવી શંકાઓ એ ક્યાં સાંભળવા બેસે? માથે ટોપલી સ્થિર થઇ ન થઇ ને એણે—ના, એના પગે ચાલવા જ માંડયું. પોપટને ધાણી બહુ ભાવતી હતી. એ બંનેએ સાથે બેસી કોણ જાણે કેટલીય વખત ખાધી હશે. પોપટ પોતાને ઘેર આવતો ત્યારે ધાણી એનો પ્રિય નાસ્તો હતો એમ માની કમળા મંછા પાસે એને વઘારાવ્યા વગર જંપતી જ નહિ. મંછા એની દર વખતની આ જિદ્દ માટે કંટાળતી ય ખરી. 'આ છોડીને સારા-ખોટાનું કશું ભાન જ નથી. ઊઠીબેઠીને એ આવ્યો કે બસ ધાણી વઘાર! એને ભાવે એટલે એ બિચારાના ય ભોગ. ઘરમાં ઘરો આઠમ ઉપર કરેલો કેવો સરસ ચોખાનો લાડુ છે, દાંત નથી તો ય 'એ' મમળાવ્યા કરે છે તેવાં સ્વાદિષ્ટ મઠિયાં છે, બૈડકા બોલે તેવી કડક તળેલી વડીઓ છે, સવારમાં કરેલાં વડાં છે, કોપરું છીણીને મઝાના મસાલા ભરેલા ઘુઘરા છે, ને તો ય વઘારેલી ધાણી વગર એને શું નહિ ચાલતું હોય? ગાંડી નહિ તો બીજું શું?' આમ મંછા કોઈ કોઈ વાર બળાપો કરતી, પણ કમળા સામો જવાબ આપ્યા સિવાય લીધી જિદ્દ ન મૂકીને જ પોતાનું અંતર કહી આપતી. ધાણી વઘાર્યા પછી અંદર પાપડ શેકીને નાખતી ત્યારે કમળાને પૂરો સંતોષ વળતો, અને ત્યારે જ એણે પોપટનું પુરું સ્વાગત કર્યું છે તેમ શાન્તિ વળતી, ને ત્યારે જ પોપટને શું ભાવે છે ને શું નથી ભાવતું એ પોતે સમજી ગઇ છે.

તેની ખાતરી થતી. મંછાએ છોને ચોખાનો દૂધ જેવો લાડુ આપ્યો હોય પરંતુ ધાણીનો છેલ્લો મૂઠો કમળા પાસેથી ઝૂંટવી લઈ ફાકો મારતો ત્યારે જ પોપટને જંપ વળતો.

પોપટને વધારેલી ધાણી ખવડાવવાનો કમળાને હવે અવકાશ રહ્યો ન હતો. પરંતુ આમ આડકતરી રીતે કમળાના હાથમાં આ અવસર આવી જતાં એના ઉમંગનો પાર ન હતો. જાણે ઘરમાં પ્રવેશતાં જ પોપટ ઉપર આખી ટોપલી ઠાલવીને એ કહેવાની ન હોય કે, ‘મારાથી આમ તો હવે ધાણી ખવડાવાતી નથી પણ આ તારા ઉપર આખી ટોપલી ઠાલવી, ફેડાવીને ખવાય તેટલી ખાજે! ને છતાં ય ખૂટે તો કે'જે, બીજી ભરીને નાખી જવા સમરથ બેઠી છું.’ આ ધૂનમાં એ અડધે રસ્તે આવી ત્યાં સુધી માથા ઉપરના વિશેષ વજન તરફ એનું ધ્યાન ન ગયું, પરંતુ ગેલમાં આવી તોફાને ચડેલા વાછરડા સામા દોડતા આવ્યા અને કમળાને એકદમ દોડીને દૂર ખસી જવું પડ્યું ત્યારે એના ગળાને આંટી પડતીપડતી રહી ગઈ. હાથે ટોપલીને માથેથી સહેજ ઊંચી કરીને કમળાએ ગળાને ઠીકઠાક કરી લીધું. પરંતુ એ થોડું ચાલી એટલામાં ડોક દુઃખી ગઈ. એણે ઝટ પહોંચી જવા ઝડપ વધારી. ફળિયામાં પ્રવેશતાં જેની એને મોટી બીક લાગતી હતી એ મધુ છે કે નહિ તે માટે એણે દૃષ્ટિ ફેરવી જોઈ. વેરભાવે કમળાએ આજે એનું ભજન કર્યું હતું. બચ્ચો, ભાભી કહેવાનો હોય તો કહે, પણ એની બૂમ સાથે ચંપા બહાર દોડી આવે તો ટોપલી ઉતારવાનું તો ઝટ કહેવાય, એમ કમળાએ વિચારી દૃષ્ટિ ફેરવી જોઈ પણ ખાલી ગઈ. બહાર ઓટલા ઉપર ગજાનન ન હતા એટલો એને સંતોષ થયો. બારણું બે કદમ રહ્યું ને એણે હાંફી જતાં બૂમ પાડી : “ મોટી બેન! ” અને એણે ઉંબરામાં પગ મૂકી ઘરની અંદર જોયું તો ય કોઈ ન દેખાયું. અંદરના ખંડમાં હશે માની એણે મોટેથી બૂમ પાડી : “ મોટી બેન! ” ઘરમાં કોઈ ન હતું એનો લાગ સાધી પોપટ કોઠલો ઉઘાડી, માતાએ ફાડિયું નાળિયેર ફળિયામાં વહેંચવા રાખી મૂક્યું હતું તેમાંથી અડધું ભાંગી ઉતાવળોઉતાવળો વાગોળતો હતો, એટલામાં કમળાની બૂમ પડી! એણે મોંમાં ભેગો થયેલો ગોટો પેટમાં ઉતારી દેવા કરાંજીને પ્રયત્ન

કર્યો. અધીં અંદર ઊતર્યો ને એનું ગળું બંધ થઇ ગયું. એ પાણી પીવા પાણિયારે દોડ્યો. પ્યાલો હજુ મોંએ માંડે છે ને નજીક ફરી બૂમ પડીઃ "મોટીબેન !" ને કમળા મનમાં બબડી ય ખરી કે આજ આ બધાં ગયાં ક્યાં? ટોપલી હવે પડી જવાની તૈયારીમાં હતી. પોપટને ગળે પાણીનો ઘૂંટડો ઊતર્યો ત્યારે જીવમાં જીવ આવ્યો. કમળાએ અંદર જોયું તો પોપટ એકલો હતો. એ એની ચોરી તરત પામી ગઈ. પોપટે જોયું કે કમળી હાંફી ગઇ છે. કમળાના કહ્યા વગર એ ટોપલી ઉતારવા એની તરફ વળ્યો. કમળા એ પહોંચી શકે માટે થોડી નીચી નમવા ગઇ ત્યાં એનું ડોકું લચી ગયું, પોપટ બરાબર પકડી ન શક્યો ને અનાયાસે ટોપલી પોપટ ઉપર—કમળાના મનના મનોરથ પ્રમાણે— ઊંધી વળી ! કમળાનું હૈયું એક વખત તો નાચી ઊઠયું, મન મલકી ઊઠયું, મોં ખીલી ઊઠયું ને બુદ્ધિ બોલી ઊઠી : "ફટ ભૂંડા ! તારા માટે તો અહીં લાવતાંલાવતાં શું થયું એ મારું મન જાણે છે, ને તેં કિનારે આવેલું વહાણુ ડુબાડયું ?"

"એટલી બધી હાંફી ગઇ'તી ત્યારે કોણે ઊંચી બાંધી'તી કે આટલું બધું ઉપાડી લાવી ?" બધી જુવાર રસોડામાં અને બહાર વેરાઇને ફજેતો થતાં પોપટને એમ કહેવાનું મન થઈ ગયું હતું, પણ પાછો બીજે વિચાર આવતાં "એ ય બિચારી શું કરે ? ઘરમાં પેસતાં પહેલાં એણે બૂમો પાડવા માંડી'તી ને ?" અને આ વિચાર ન આવ્યો હોત તો પણ પોપટ બોલત તો નહિ જ.

"હવે તેં બહુ ધોળ્યું તે પાછો તાકી શું રહ્યો છે?" એમ દૃષ્ટિનો કટાક્ષ કરી વેરાયેલી જુવારને ભેગી કરી લેતાં કમળાએ સૂચન કર્યું: "એમ જોયા વગર માંડને ભેગી કરવા, કોઈના આવતાં પહેલાં ઠેકાણે મૂકી દેવાય."

"કમળી ! એમ તું વળી મારા ઉપર મિજાજ શાની કરે છે ? મેં તો ટોપલી પકડી ય ન હતી તે પહેલાં તેં નાખી દીધી એમાં હું શું કરું !" પોપટે એની દૃષ્ટિનો ભાવ સમજી જતાં નીચે બેસી બે હાથે જુવાર ભેગી કરતાં આંખ દ્વારા કહ્યું.

પરંતુ અત્યારે કોઈનો દોષ કાઢવાનો અવસર ન હતો. કેમે

કરીને કોઈ ન જાણે તેમ ટોપલી ભરી એક ખૂણે મૂકી દેવી એ જ બંનેનું કર્તવ્ય થઇ પડયું હતું, અને તેથી બંને એવાં ઊંધું ઘાલીને ઉઝરડવા મંડ્યાં હતાં કે એકબીજાનો હાથ ફટાક કરતો સામસામો અથડાયો ત્યારે બેઉએ ઊંચું જોયું.

"જોતો નથી?" એમ કહેવા ઊપડેલી કમળાની જીભ રહી ગઇ, ને જાણે એનામાં કંઇ ભાન ન હોય તેમ મોં બગાડતાં કમળાએ ઈસારો કર્યો: "શું ધૂળ ઉઝરડે છે? અર્ધા દાણા તો એમ ને એમ રહી જાય છે." અને એ રહી ગયેલા દાણાને પોતાની જાતે ભેગા કરવા લાગી. લગભગ ટોપલી હતી તેમ ભરાઇ ગઈ ત્યાં સુધી કોઇ આવવાનો અણસારો ન જણાયો એટલે આબરુ તો રહેશે એમ બંનેનાં મોં ઉપર સંતોષ હતો. એને પરિપૂર્ણ કરવા ટોપલી ભરાઈ રહેતાં એક છેડે ઝાલી કમળાએ ઈશારો કર્યો: "લે હેંડ હવે, ઝાલ આ બાજુથી. પણે એક બાજુ મૂકી દઇએ."

"લે, બાપા, લે! બરાબર સપડાઇ ગયો છું એટલે તું કહીશ એમ કબૂલ કર્યા વિના છૂટકો છે?" એવો ભાવ મોં ઉપર લાવી કટાણું મોઢું કરતાં પોપટે બીજી બાજુથી ઝાલી ટોપલી ઊંચકી.

એના કચવાટને પામી જતાં કમળાના ગુસ્સાનો પાર ન રહ્યો. "હમણાં ભોગજોગે ચંપા આવી પહોંચી તો મારે શરમાઇ મરવાનું કે બીજું? તારા સારુ આટલું બધું તણાઇ મરું છું તેનો મોઢું ચડાવી શિરપાવ બંધાવતો હશે નહિ?" રસોડાનું બારણું ઓળંગી ટોપલી બહાર કાઢતાં કમળાએ પોતાનો રોષ મૌનમાં વ્યક્ત કર્યો.

"લે ચાલ, ચાલ, હવે." આગળથી ઠેલો કરી પોપટે પોતાનો ભાવ વ્યક્ત કરતાં કહ્યું: "હમણાં ચંપલી આવી પહોંચી તો તું તો મરે છે પણ મને ય ભેગો મારીશ પાછી."

કમળા પાછે પગલે અને પોપટ બારણા ભણી મોં રાખી હજુ જુવારની ટોપલી ઠેકાણે ગોઠવે તે પહેલાં બંનેને જેની બીક હતી તે આગળ આવીને ઊભી રહી! ચંપા બારણામાં પ્રવેશતાં જ નાચી ઊઠી: "ભાભી! ભાભી!" અને પાછળ આવતી જસોદાને ઉતાવળેથી સંબોધતી એ બોલી ઊઠી: "દોડ, દોડ, જો તો ખરી કેવું સરસ નાટક ચાલે છે!"

"શું છે?" કહેતાં છલંગ ભરીને જસોદાએ ય ઉંબરામાં પગ મૂકયો ત્યારે પોપટ કમળાએ કયારની ય ટોપલી છોડી દીધી હતી. પોપટ કેવી રીતે રફૂચક્કર થઈ જવું તેની વેતરણમાં હતો. કમળા હવે જે વીતે તે સહી જ છૂટકો માની ધીરજથી ઊભી હતી.

જસોદાના "શું છે?" પ્રશ્નના પ્રત્યુત્તરમાં લાંબો હાથ કરી, લહેકો તાણી ચંપા બોલી : "મેં કહ્યું તે ઘડીએ જ ખરી જોવાની મઝા હતી! તારી બહેન તો જબરી ચોર છે. આપણે ન હતાં એટલામાં કેવી લાગ જોઈને ઘરમાં પેસી ગઈ!"

"ઘરમાં પેસી જઈને શું તમારા હીરા લૂંટી લીધા?" કમળાની વતી જસોદાએ જવાબ આપ્યો.

"હીરા લૂંટી લીધા હોય ત્યારે તો સારું સ્તો! લાખેણા મારા ભાઈને ભોળવતી'તી ને!" ચંપાએ બહાર જતા પોપટ તરફ નજર કરતાં કહ્યું.

"લાખેણા આ મોટા તમારા ભાઈ ન જોયા હોય તો!" જસોદાએ વ્યંગમાં કહ્યું : "ભોળવીને શું તમારા ભાઈ પાસે દલ્લો હતો?"

કમળાએ જોયું કે આજ અહીં વધારે ઊભાં રહેવું સહીસલામત નથી. એનો પક્ષ લેનાર જસોદા હતી, પણ એને મીઠી હૂંફ આપનાર મહાલક્ષ્મી ન હતી. લાગ જોઈને એ પણ પોપટની માફક બહાર સરકવા મંડી.

"કમળી! કેમ ચાલી?" વાદવિવાદ પડતો મૂકી જસોદાએ પૂછ્યું. પણ એ પાછું વાળીને જુએ ત્યારે તો થઈ રહ્યું.

"ચાલે નહિ તો શું મોઢું લઈને ઊભી રહે?" ચંપાએ ઉપહાસ ચાલુ રાખતાં કહ્યું.

"અરે તું ય શું ચંપા! તારે મન ગમ્મત, પણ છોકરાં શરમાઈ ગયા વગર રહે?" જસોદાએ કહ્યું.

"આપણે શું એમને વઢીએ છીએ? બે ઘડી ગમ્મત!"

"બળી તારી ગમ્મત! એ આવે કે તું શરૂ કરે છે, પછી એ આવે ય શું?"

"એ રોજ નથી આવતી તેમાં જ. બાકી રોજ આવતી હોય તો એનું નામે ય ન લઉં."

"કોક દા'ડો આવે છે તો ય એના પેટમાં પાણી ટકવા નથી દેતી, પછી રોજ તું શું ના કરે?"

"એ જ તારી ભૂલ છે, ભાભી! રોજરોજ એની હું શું ગમ્મત કરવાની હતી?"

"અરે, પણ એ આવી'તી શું કામ એ ય તેં જાણવા ન દીધું?"

"એ સારું થયું કે ખોટું? એ બહાને ય એ ફરી આવશે." અને અંદર જઈને જોતાં ચંપા બોલી: "ઓહો! આ તો ધાણી ફોડવાની જાર આપવા આવી'તી ને! અરે, હવે સમજી. એનાથી શી રીતે ઉતારાય એટલે બંને ગડમથલ કરતાં હશે."

ચંપા તરત ભેદ પામી ગઈ, પણ તે પછી કેટલાય દા'ડા કમળાએ એ તરફ જોયું જ નહિ. પોપટને નિશાળમાં જ લટક સલામ એ કરી લેતી.



[૧૨]

**ઉનાળાની** રજાઓ નજીક આવતી હતી, જો કે રજાઓની સાથે ચંપાને કંઇ લેવાદેવા હતી જ નહિ. એવી રજાઓ તો કેટલીય વાર આવી ને ગઈ. સામાન્ય રીતે વિદ્યાર્થી અવસ્થામાં સંસારી બનેલા યુવકોની પત્નીઓને વરસમાં બે વખત આવતી મોટી રજાઓનાં સ્મરણો બાકીનો બધો વખત ખોરાક પૂરો પાડતાં. ભોગવેલો આનંદ અને માણેલાં સ્વપ્નોમાં રાચતી યુવતીઓ ચાતકની પેઠે આવતી રજાઓ તરફ મહિનો બાકી રહે ત્યારથી દહાડા ગણાતી હોય છે. શહેરમાંથી લેતા આવવાની પતિની ભેટના વાયદાને એ મનમાં વાગોળતી હોય છે. વિદ્યાભ્યાસ પૂરો કરી શહેરમાં કાયમ વસવાનો પ્રસંગ આવે તે પહેલાં વિદ્યાર્થી પતિ પોતાની પત્નીને શહેરનો ઓપ આપવાની પૂર્વતૈયારી કરવા માંડે છે. યુવતી શહેરી જીવનનાં સોનેરી સ્વપ્નાં સેવતી હોય છે. શહેરનો એને પૂરો અનુભવ હોતો નથી. કોઇ વખત એણે સગી આંખે શહેર જોયું હોય તો ભાગ્ય. પણ એના મન ઉપર વગર અનુભવે એવી છાપ તો પડી જ જાય છે, કે શહેરમાં બંગલાઓમાં રહેવાનું હોય છે,

ઘરમાં ને ઘરમાં જાજરૂ, પાણીની ચકલી ને ચાંપ દાબે ને દીવો થાય તેવી બત્તી હાજરાહજૂર હોય છે. ઘણાને ઘેર નોકરચાકર ને રસોયા હોય છે, મોટર ને ગાડી હોય છે, અને જેના કરમમાં આવું કંઈ ન હોય તેનાથી ય છૂટથી ફરી શકાય છે. બજારમાં વસ્તુ ખરીદવા પતિ સાથે જઈ શકાય છે. મોટી ઉંમરનો આદમી મળતાં લાજ કાઢીને દૂર ઊભા રહેવાની ત્યાં ખટપટ હોતી નથી. ઘરના માણસ સાથે હસીબોલીને વાતો કરીએ તેની ચોકી રાખનાર સાસુ કે નણંદની લપ હોતી નથી. પાડોશીના બાપની સાડાબાર ત્યાં કોઇને હોતી નથી. ગામડાંની જેમ બૈરાંને ઘરમાં જ પુરાઈ રહેવાનું હોતું નથી. પડદા ઉપર બોલતીચાલતી છબીઓ અને નાટક જોવાનાં હોય છે. ભાતભાતનાં કપડાં પહેરવાનાં હોય છે. દૂધ જેવી સાડીઓ ને મલમલના ઝીણા કબજા પહેરવાના, સપાટને બદલે ચંપલ પહેરીને ચાલવાનું, વાંકી સેંથી પાડી હોય તો ય કોઈ ટોકનાર નહિ, માથું ઉઘાડું હોય તો ય કંઈ ખાંચો નહિ......જેમ ફરવું હોય તેમ, કોઈ રોકનાર જ નહિ.

આવાંઆવાં સ્વપ્નોમાં મહાલતી બિચારી ભોળી યુવતીઓ ડગલેપગલે રૂઢિનાં જડ બંધનથી ગામડાંમાં જકડાયેલી હોય છે એટલે ભાવી સ્વતંત્રતા વિષે આપમેળે પોતાની મર્યાદા આંકવા માંડે છે. "ના, ના, બા ! શહેરમાં જઈશ પણ હું તો અહીંની પેઠે જાતે જ કામ કરવાની. ત્યાં વળી કામ શું ? બે જણાનાં વાસણકૂસણ ને કપડાં-અને પાણી ન ભરાય તે તો અસ્ત્રીનું લેખું ગણાતું હશે ? શહેરમાં રહીએ એટલે જરા ટાપટીપ તો કરવી પડે, પણ નરી ટાપટીપમાં તે બધો પૈસો નાખી દેવાનો હોય ? શહેરમાં રહ્યાં એટલે નરી બાદશાહી કરવાની હોય કે પરદેશ વેઠવો તો બે પૈસા કમાઈ લઇ જવાના હોય? એમને બહાર ફરવાનું હોય, મોટા લોકો ભેગું જવાઆવવાનું હોય એટલે એમને બધી ટાપટીપ જોઇએ, આપણે ઘરમાં બેઠાંબેઠાં ટાપટીપ કરીને કોને બતાવવાની છે ? એમનું ખોટું ન દેખાય, બહાર શરમાવું ન પડે એમ રહીએ એટલે બસ. આદમી તો બિચારો વૈતરું કરીને કમાઇ જાણે. ઘરમાં ત્રેવડ કરવાનું કામ તો બૈરીનું જ. અસ્ત્રી બધું ભેલાડી મૂકે તો આદમી કયાં જોવા બેઠો છે ? હું તો એક પાઇ કમજરે

ન જવા દઉં! પૈએ પૈનો હિસાબ રાખું. શહેરમાં રહીએ એટલે બહાર ફરીએ ખરાં, ખરચવા જેવું હોય ત્યાં એ પૈસા ખરચીએ પણ, બાકી, કોઇ કહેનાર ન હોય માટે બધું ભેલાડી મુકાય? એ છો ને મોટા સાહેબ થાય. એથી કંઈ મારાથી કામ ન કરાય એવું ઓછું છે? કામ કર્યા વગર આખો વખત પગ ઝાલીને બેસી રહેવાથી દા'ડો જ શી રીતે જાય? આ વખત એમને ભણવાનું પૂરું થશે એટલે મારે સાથે જવું જ છે. શહેરમાં વીશીઓમાં ખાવાનું, નહિ કોઇને કાચાપાકાની ચિંતા. શરીર બધું એવું ખાઇખાઇને કેટલું કંતાઈ ગયું છે! બળ્યું, મને તો કે દા'ડાનું એમનું શરીર જોઉં છું ને શેર લોહી બળી જાય છે. સાત કરે તો ય પારકું તે પારકું ને પોતાનું તે પોતાનું. શરીર નરમ-ગરમ થાય તો ય ત્યાં કઇ મા પૂછનારી હતી? કોનો જીવ બળવાનો હતો? પણુ ગમે તેટલું મને લાગે તેથી હું શું કરું? એ ભણતા હોય ત્યાં સુધી સાથે જવાની વાત કરું તો ય ગાંડી કહેવાઉં. વહુને આટલો વખતે એકલું ક્યાં રહેવાય છે? વરસવંટોળ સારુ આખી જિંદગી ધૂળ કરી નખાય? વહુ સાથે રહે એટલે ભણવામાં ભલીવાર આવતો હશે? એ કરતાં સુખેદુઃખે એટલો વખત ખેંચી કાઢ્યો એટલે મારે માથે તો કોઇ કહેણી આવવાની ન રહી ને? પણ હવે છો લોકોને વાતો કરવી હોય તો કરે, આ વખત એમની સાથે ગયા વિના રહું તો હું શાની? મારે ઓછું શહેરમાં જઇને સાલ્લબી મા'લવી છે? એમને જે મળશે તેથી હું ઘર ચલાવીશ. અર્ધા રોટલામાંથી ય પા ચીરી મળશે તો ય હું પેટ ભરી લઇશ. એમનું મોં હસતું દેખીશ એટલે મારે બધું આવી ગયું. એ ગમે તે બહાનું કાઢશે પણ હું માનીશ ત્યારે ને? બસ! મારે કોટી ઉપાયે આ વખત સાથે જવું, જવું ને બસ જવું જ!"

શહેરમાં અભ્યાસ કરતા પોતાના પતિનાં સંસ્મરણો સંભારી આવાં વિવિધ સ્વપ્નજીવનમાં ગામડાંમાં રહેલી યુવતીઓ રાચતી હોય છે, પરંતુ ચંપા પાસે તો આવાં કોઇ સંસ્મરણ હતાં જ નહિ. પતિ તરફનાં એનાં સ્વપ્ન કેટલાં સફળ થશે એ ય એને તો વિચારવાનું હતું. પરણ્યાને ચાર ચાર વરસનાં વહાણાં વાયાં, છતાં એકબીજાને બોલવા ચાલવાનો વહેવાર શરૂ થયો નહોતો. એ પાછળનું કારણ એનો પતિ

કહેતો એટલું જ હોય તો ચંપાને કંઇ બીવાનું ન હતું. વિયોગનો દરિયો એ ઓળંગી રહેવા આવી હતી. લગભગ કિનાર આમળનાં છેલ્લાં ઊંડાં પાણી સુધી એ આવી પહોંચી હતી. આ ઉનાળાઓની રજાઓમાં એ આવશે ત્યારે એની પરીક્ષા પૂરી થઇ ગઈ હશે. ચંપા દર વખત તો રજાઓની કંઈ ઉત્સુકતાપૂર્વક રાહ જોતી ન હતી. દર વખત રજાઓ ઊલટી એને શોકના સાલની પેઠે સાલતી હતી. જે રજાઓ મોટા ભાગની યુવતીઓના હૈયાને હેલે ચડાવતી, તે જ રજાઓ એના આશાભર્યા હૃદયને કુઠારાઘાત સમાન નીવડતી. તેમાં જસોદાથી નિર્દોષ ભાવે પણ જે આશંકાનો કીડો એના મનમાં મુકાઇ ગયો તેણે તો ચંપાની થોડીથોડી કોરો કોરી ખાધી. આધાશીશીના કીડાની માફક બુદ્ધિ જ્યારે બહુ બહુ આશ્વાસન આપતી, વિશ્વાસ બેસાડતી ત્યારે એ કીડો થોડો વખત સૂઇ જતો, પણ ઓચિંતો પાછો એ ક્યારે જાગીને સળવળવા લાગતો તેનો ચંપાને પોતાને ય ખ્યાલ ન રહેતો.

મન ન હોય છતાં અસ્રીના અવતારે માથાં માર્યે જ છૂટકો, એ જસોદાની દલીલ બુદ્ધિથી ચંપાને સમજાઇ હતી. પરંતુ કોણ જાણે શાથી એનું હૈયું માથું મારવા તૈયાર જ થતું નહિ. કુટુંબીના લગ્નપ્રસંગે ભેગાં થવાનો અવસર આવ્યો હતો ખરો, જસોદાની શિખામણનો અમલ કરવાનો ચંપાના મને મનસૂબો ય ઘડચો હતો, પણ છેલ્લી ઘડીએ એનું હૈયું શાથી સૂખ ગયું તેનો જવાબ જસોદાના ઘણાઘણા પ્રશ્નો છતાં ચંપા આપી શકી જ નહિ. જસોદાએ એને એકલહડી કહી, અભિમાની ગણી કાઢી ને બેનબાનો જ બધો દોષ છે એમ એની ઉપર આરોપ મૂકચો છતાં ચંપાએ ન તો એનો વિરોધ કર્યો કે ન તો એનું કારણ બતાવ્યું. ને એ કારણ બતાવે ય શી રીતે? એ પોતે જ જાણતી હોય ત્યારે ને? એને પતિ માટે માન હતું, એનામાં વિશ્વાસ હતો, શ્રદ્ધા હતી અને એનું મન એક બાજુ આશંકાઓથી એને કોરી ખાતું હતું; છતાં એનું દિલ ખાતરી આપતું હતું કે એ બધી ખાલી મન બાળવાની વાત છે. શહેરમાં એવું બનતું હશે એની ના નહિ, બિચારી કોઈ આશાભરી યુવતીએ એનો પતિ ગુમાવ્યો હશે તે ય ખરું, પણ એ તો એવો નથી એ માટે તો બેધડક રે'જે. એને માટે તારે ખાતરી

જોઇતી હોય તો કહે એ લેખ કરી આપું. ખાલી શું કામ મન બાળે છે? તું સ્ત્રી થઇને એટલું ય સમજતી નથી કે ખીચડી ચડી છે કે નહિ તે જોવા એક ચોખો ચાંપી જોવાથી જેમ ખબર પડી જાય છે, તેમ આદમીની એક આંખ ઉપરથી હજુ તને ગમ નથી પડી?' મન પાછું તે વખતે ફરી બેસતું: 'મને ગમ પડ્યા વગર છાનુંમાનું બેસી રહ્યું હોઇશ? તે વિશ્વાસે તો એ ઊંચી આંખ નથી કરતો છતાં હું પરવા કરતું નથી. હું કંઇ નથી સમજતું? એ ક્યાં સુખ ભોગવે છે ને હું એકલું રહી ગયું છું? એ ખાધાપીધાની દરકાર કર્યા વગર, પહેર્યાઓઢ્યાની દરકાર કર્યા વગર, વરણાગીનો ઠસ્સો કર્યા વગર ભણવામાં ને ભણવામાં ચિત્ત રાખે છે એ મારું કંઇ અજાણ્યું નથી. હું એ બધું દેખતું નથી, પણ મારું અંતર કંઇ સાક્ષી પૂર્યા વગર ઓછું રહે છે?' પણ ચંપાનો સ્વભાવ પડ્યો એટલે સમજ્યા છતાં જીવ બાળ્યા વગર તેનાથી રહેવાતું નહોતું. આટઆટલી શ્રદ્ધા છતાં એના તરફ આવવો જોઇએ તેટલો ઉમળકો કેમ નથી આવતો, એ ય પાછું ચંપાને સમજાતું નહોતું.

મનના છેલ્લા કોયડા આગળ હૃદય મૂંઝાતું ત્યારે ચંપાની બુદ્ધિ વહારે આવતી: 'ફટ ભૂંડા મન! ઉમળકો નથી આવતો એમ તું કે'છે જ શી રીતે? ઉમળકા વગર તું અમસ્તો આટલો જીવ બાળે છે?'

મન એ દલીલનો સામો જવાબ આપ્યા વગર અંતરમાં જ સમસમી રહેતું: 'તારી વળી અક્કલ જ ક્યાં બળી ગઇ છે? ઉમળકો ન હોય તો ય જીવ તો બળે સ્તો! સ્ત્રીના હાથમાં જીવ બાળ્યા વગર બીજું હોય છે જ શું? ને ઉમળકો નથી એમે ય હું ક્યાં કહું છું? પણ ઉમળકાનું એટલું બળ કેમ ન હોવું જોઇએ કે એ ખેંચ્યો ખેંચાય જ?'

આમ મન, બુદ્ધિ ને હૃદયના ચિત્રવિચિત્ર પ્રવાહમાં ચંપા એવી ખેંચાઇ જતી કે એને પોતાને એ ક્યાં જઇ રહી છે તેનું ભાન રહેતું નહિ. એ તો ફક્ત એટલું જ જાણતી કે એ બરદરિયે તણાય છે, અને પછી કોઇ પણ વસ્તુનો જેમ અંત હોય છે તેમ એના દરિયાનો પણ અંત આવવા લાગ્યો. એના પતિની આ છેલ્લી પરીક્ષા હતી. ખરી રીતે તો છેલ્લી નહિ, હજુ તો એ કંઇ કંઇ પરીક્ષાનાં સ્વપ્ન સેવતો હતો.

હજુ એને આગળની પરીક્ષાઓ આપીને શું શું થવું હતું એ તો એનું મન જાણતું હતું. પરંતુ ભણું ત્યાં સુધી પરણું નહિ, ને પરણું તો પત્ની સાથે બોલ્યે પણ વ્યવહાર રાખું નહિ, એ મર્યાદાની પરીક્ષાનો હવે અંત આવતો હતો. એનું પત્ની સામેનું મન આ પરીક્ષા થયે સમાપ્ત થતું હતું. અને તેથી આ પરીક્ષા પછીની રજાઓના ચંપાના મનના મહત્ત્વનો, મમત્વ ને આશંકાઓનો, મનની મુરાદનો, બુદ્ધિની દલીલનો ને હૃદયની ભાવનાનો આ વખતે છેલ્લો ફેંસલો હતો. ચારચાર વર્ષો સુધી ઊંચી આંખ ન કરી, પોતાને સાવ નિષિદ્ધ માની હોય તેમ તુચ્છકારનાર પતિને એ પ્રથમ મળશે ત્યારે શું કહેશે? શી રીતે એની સાથે બોલતાં પોતાની જીભ ઊપડશે? એને બે વાનાં કહીને મન જંપશે કે એના પ્રેમભર્યા એક બોલે જ હૃદય ગોળગોળ થઈ જશે? એને પોતાથી ઠપકો ય શી રીતે અપાશે? "એ કહે કે તેં દુઃખ ભોગવ્યું છે ત્યારે મેં કંઇ મઝા તો નથી કરીને? તારે તો ફક્ત વિયોગ એકલો જ સહેવાનો હતો ત્યારે મારે તો વિયોગ સાથે વિદ્યાનું તપ કરવાનું હતું, એ નહિ? હવે જે લાભ મળશે તે હું એકલો તો નથી ભોગવવાનો ને? અરે ગાંડી! તેં સહ્યું ને તું હવે ભોગવીશ, તેમાં મને શું જોઇને ઠપકો આપતી હોઈશ? એમ મને કહે તો હું શું મોઢું લઇને એમને જવાબ આપીશ? મનમાં છો ને હું બધું સમજતી હોઉં પણ મારે તો એક વખત એમની સાથે બરાબર રિસાવું જ છે. બોલાવે તો ય બોલું જ નહિ. બોલવાનું તો જે થાય તે ખરું, પણ હું એમની પાસે જઈશ ત્યારે મારાથી એક વાર રડી પડ્યા વગર રહેવાશે જ નહિ, તેનું શું? આટલા દા'ડાનો દાબી રાખેલો ડૂમો એમને મળતાં છૂટી ગયા વગર રહેવાનો જ નહિ. થવાની હોય તે થાય પણ એ વળી ના કરું તો જાણતા'તા ય શું? મે'ણું માર્યા વગર રહું જ નહિ. હું ના ગમતી હોઉં તો શે'રની લાવો. જોઉં તો ખરી એ વખતે એ શું જવાબ દે છે!"

"જસોદા મને કહ્યા કરે છે કે મારામાં અક્કલપણું જ નથી, પણ છે કે નહિ તે આ ફેરે એને બતાવી આપીશ. આ વખતે એ બોલવાની વાત ન કરે ત્યારે મારે જોવાનું છે ને? હું અત્યારસુધી મન

મારીને બેસી રહી છું એટલે મને કંઈ બોલતાં નથી આવડતું એમ? મેં ધાર્યું જ હોત તો એ શું ના બોલે? પણ ભવિષ્યમાં ય એમને કહેવાવારો આવે કે, તેં મારું જીવન બગાડયું, એ મારે શું કામ સાંભળવું પડે? એમને વેઠતાં આવડે છે ને મને નથી આવડતું? વેઠતાં આવડે છે તે તો બતાવ્યું. હવે બોલતાં આવડે છે કે નહિ તે આ વખતે. જોઉં છું કે હવે મને કેટલી વખત એકલી મૂકે છે? ગળે આમે ય વળગું ત્યારે એવી જ ન ચોંટું કે ઊખડી ઊખડું જ નહિ? ને એને ઉખાડવાનું મન થાય એવા આપણામાં શા માલ હોય! એ જ ઊખડવું હોય તો ય ન વછૂટવા દે ત્યારે અસ્ત્રીપણું ખરું ને!

"હવે પરીક્ષાને પેટમાં ય શું દુઃખે છે? મહિનો જ બાકી છે ને? હમણાં નહિ, શહેરમાં જઈશ ત્યારે એમને હું પૂરી ખબર પાડીશ. એમની સાથે ભણતી શહેરની છોકરીઓ પૂતળીઓ થઈને છોને ફરતી, પણ એક ઝપાટે બધા કામમાં ફૂદડીની પેઠે ફરી વળી એ 'ગોટપિટ ગોટપિટ' કરતી છોકરીઓને પાછી ન પાડું તો જોજે ને! ઘરમાં એમને કહેવાપણું આવવા દઉં ત્યારે છે ને? છોને એમના શહેરના ભાઈબંધો આવતા, મહેમાનગતમાં ઊણપ આવવા દઉં ત્યારે એમને જોવાનું છે ને? એમને મનમાં થોડો કચવાટ રહી ગયો હશે તે ય જતાંવાર કાઢી જ નાખું ત્યારે મારું નામ ચંપા!"

આમ ચંપાનું નાવ સાવ કિનારે આવી ગયું. તીરે ઊભેલાં બધાં 'આ આવ્યું, આ આવ્યું' એમ કહીને ઊંચો હાથ કરીને આવકાર આપતાં હતાં. મીઠું હસી, સામો હાથ ઊંચો કરી 'આવી ગઈ છું, આવી ગઈ છું' એમ ચંપા કહેતી હતી અને વહાણ ઉપર ભૂખ્યા કાળનું મોજું ફરી વળ્યું. પતિના આવવાની વાત તો ક્યાં ય રહી, પણ ઓચિંતા એના મૃત્યુના સમાચાર આવ્યા!



## [૧૩]

**કુમળાની** મૂંઝવણનો અંત આવ્યો ત્યારે ચોમેરથી સાથે જ આવ્યો. પોપટે અભ્યાસ પૂરો કરી એ નિશાળ છોડી ત્યારે કમળાએ

નિરાંતનો શ્વાસ લીધો. ચાર વરસ સુધી દબાતે હૈયે નિશાળને ઉંબરે એ પગ મૂકતી તેને બદલે આજે નાચતીકૂદતી એ પહેલવહેલી શાળામાં દાખલ થઇ. રમતિયાળ લોહીને કમળાએ જે મારી રાખ્યું હતું એ એનું દિલ જાણતું હતું. એના ટીખળી ગુણને એણે જે શાંત પાડી દીધો હતો એ એનું હૈયું એકલું જ જાણતું હતું.

એક જ નિશાળમાં ભણતાં હોવાથી કમળાને મસ્તી કરતાં પોપટ દેખી જાય તો ? એ ઊભો હોય ને કાછડો મારી રમવું શી રીતે ? ટીખળ કરતાં માસ્તર જાણી જાય ને એની આંખ આગળ માર ખાવો એ કેમ કરીને સહેવાય ? સાથેની છોકરીઓ એને ઘણી ય રમવા આગ્રહ કરતી પણ એ એકની બે ન થતી. એના મનને થતું ય ખરું કે 'પોપટની અત્યારથી આટલી બધી શરમ રાખવાનું કોણે કહ્યું ? એ કે'દાડાનો મોટો થઇ ગયો કે એની આટલી અદબ રાખવી પડે ? મારું ખાધેલું ખાઇ જતો'તો એ જ એ કે બીજો ? 'પાડો' કહી ધબ્બો મારીને હું એને ઉઠાડતી એ જ એ કે બીજો ? ઘોડો થઇને મારી ચાબુક ખાતો એ જ એ કે બીજો ? એ તે કયો મોટો વાઘ થઇ ગયો કે એના દેખતાં રમાય નહિ, હસાય નહિ કે મસ્તી ન કરાય ?'

આમ દલીલ કરીને મન ઘણું ય એને સ્વભાવ વિરુદ્ધ બંડ કરવા ઉશ્કેરતું; પરંતુ અંદરથી હૈયું એના ઊંચા થવા જતા સ્વભાવને ઊગતાં જ ડામતું: 'બેસ, બેસ હવે, તું ડાહીલી મોટી ના જોઇ હોય તો. 'પાડો' કહ્યો ત્યારે કહ્યો તેનું અત્યારે શું છે ? ચાબુક ખાતો'તો એ દા'ડા હવે બેસી રહ્યા છે ? એઠું ખાધું હશે ત્યારે ખાધું હશે, એને હાલ સંભારીને શું કામ છે ? વાઘ આવે ત્યારે જ તું હેઠી બેસે ખરી કે ? લાજ ભૂંડી, લાજ ! બોલતાં જરા શરમે ય આવે છે કે નહિ ? 'વર' કહ્યો એટલે ધરતીનો છેડો આવી ગયો. એ કોણ છે, એ શું હતો, એ શું નહોતો ને શું નથી એ વિચારવાનું હોય જ કેમ ? 'વર' એટલે 'વર' ! એના દેખતાં મસ્તી કરવાની કેવી ? એની આંખ આગળ કાછડો મારીને રમવાનું કેવું ? એની આગળ લાજવું પડે તેવું ટીખળ કરવાનું કેવું ? પરણી નથી એટલે તારે મન ફાવે તેમ કરવાનું ? વિવાહ થયો એટલે પરણી જ માન ને ! અત્યારથી અદબ રાખતાં

નહિ શીખે તો ઘરડી થઈશ ત્યારે શીખીશ? નિશાળમાં સાથે ભણવાનું એટલે એ તારો વર મટી ગયો? ખબરદાર! એવું ગાંડપણ કર્યું તો. તું તોફાન કરે તો એને કેટલું શરમાવું પડે? છોકરા એની કેવી મશ્કરી કરે? તારા વિષે એને કેવું લાગે? કે'શે કમળી મારી જરા અદબ જ રાખતી નથી કે બીજું? તું તોફાન કે રમતવેડા કરે તો એ શરમનો માર્યો તને કશું કહી ન શકે, પણ એના દિલમાં લાગે તો ખરું ને? શું તું એકલી જ દબાઈચિંપાઈ રહે છે? એને કાંઈ સંકોચ નથી વેઠવો પડતો? તું નિશાળે જવા માંડી ત્યારપછી એણે કદી તોફાન કર્યું છે? માસ્તરનો માર ખાવાનો પ્રસંગ આવવા દીધો છે? વડનાં વાંદરાં ઉતારતો એ શું એમ ને એમ શાંત થઈ ગયો? એમ ન માનતી કે એને તારા આગળ આબરૂ જવાનો ભય ઓછો છે. તારા આગળ હીણું ન પડવું પડે તે માટે ઘેર પણ રમવાનું મન હોય તો ય એનાથી રમાતું નથી. લેસન બાકી રહી જાય તો બીજે દિવસે તારી આંખો આગળ એને સાંભળવું પડે ને? પાછો મગન માસ્તરનો હાથ! બીજા છોકરા મઝાથી રમતા હોય છે ત્યારે ય એને તારા દુઃખે જ ચોપડું લઈને બેસવું પડે છે ને? તારે વરની અદબ રાખવા મન મારવું પડતું હશે તો એને વહુ આગળ આબરૂ રાખવા એથી ઓછું મન નથી મારવું પડતું.'

આમ હૈયે ને મને ચાર–ચાર વરસ સુધી સામસામી ખેંચતાણ કર્યાં જ કરી. ન તો મને પોતાની મુરાદો સાવ બુઝાવી નાખી કે ન તો હૈયાની ઉપરવટ થઈ મોકળી રીતે એને વહેતી મૂકી. છેવટ પોપટે ત્યાંનો અભ્યાસ પૂરો થવાથી નિશાળ છોડી ને ગાઉ છેટે બે વરસથી અંગ્રેજી ત્રણ ધોરણ સુધી નીકળેલી સ્કૂલમાં મેટ્રિકમાં ત્રણ વખત નાપાસ થયેલા 'સર' પાસે A, B, C, D, ઘૂંટવા માંડી ત્યારે કમળાને શાળાનું મેદાન મોકળે મને મહાલવાનું મળ્યું.

પોપટ ગયો એની સાથેસાથે મગન માસ્તર પણ વિદાય થયા. સરકારને રહીરહીને સૂઝ્યું કે નર્યા કક્કો ઘૂંટેલા શિક્ષકોથી શિક્ષણમાં કંઈ બલીવાર આવે નહિ. જેઓ ભણાવવાની પદ્ધતિ જાણતા નથી, ફક્ત પોતાને લખતાંવાંચતાં ને મારતાં આવડે છે તેટલાથી જ મગન

માસ્તરની જેમ શિક્ષક થઇ બેઠા હોય તે કેળવણીની શાસ્ત્રીયતા ક્યાંથી સમજી શકે? આવું ભૂત સરકારમાં કોઇ એવી ઘડીએ ભરાઇ ગયું કે અત્યાર સુધી ચાલતી અંધારી નિશાળો એકદમ કેમ અજવાળી નાખવી તેની યોજના એકદમ ઘડાઈ ગઇ. પછી તો કાપડની મિલમાં તાકા ને તાકા પેક થઇને નીકળ્યે જાય તેમ ટ્રેઇન થયેલા શિક્ષકો કોલેજમાંથી સરકારે કાઢવા જ માંડ્યા. બેકારી ને કટોકટીનો સમય હતો. ભણેલો વર્ગ જ્યાંત્યાં અટવાતો હતો. P...U...T પુટ ને C...U...T કટ કૂટતાં આવડ્યું એટલે બસ! દરેકને હાથપગ હલાવવામાં હીણપત લાગતી. પંદર મળે તો પંદર ને વીસ મળે તો વીસનો પગાર લેઇ છેવટ માસ્તરું કૂટવા બેસી જતો. સરકાર માનતી કે આવા ભણેલા આટલા સસ્તા મળે છે તો શું કરવા એમને એકાદ વરસ શિક્ષકની ટ્રેઇનિંગ આપી દઝોડિયા જેવા ન કરવા? સો–સો ને સવાસો–સવાસોનો ઘાણુ દર વખત ભઠ્ઠીમાં નંખાતો પણ દરેક પાકીને જ નીકળતા. નીકળતા તેમ સરકાર મગન માસ્તરોને પાછળ હઠાવતી ને આ ભણેલા, યુવાન, ટ્રેઇન્ડ વર્ગને આગળ ગોઠવ્યે જતી. જો કે એનો મોટો ભાગ તો બેકારીના પંજામાંથી છટકવાના એકમાત્ર કારણને લેઇને આવતો, એટલે એ ભણેલો હોવા છતાં, એકાદ વરસ સરકારી ટ્રેઇનિંગની ભઠ્ઠીમાં પાકો નહિ તો દઝોડિયો થયો હોવા છતાં મગન માસ્તર કરતાં પ્રમાણમાં ઝાઝો શિક્ષણમાં તફાવત પડતો નહિ. એ ય લાંબા ટાંગા ટેબલ ઉપર કરી નિરાંતે ઊંઘતો, દુકાનદારના છોકરા પાસે બીડી મફત મંગાવીને, ચોરામાંથી કે ભંગીવાસમાંથી વિદ્યાર્થી પાસે દેવતા મંગાવીને બીડીના ધુમાડા કાઢતાંકાઢતાં શિક્ષણ આપતો. એ કદાચ મગન માસ્તર કરતાં ઓછું મારતો હશે, પરંતુ વિદ્યાર્થી તરફના એના વર્તનમાં ખાસ તફાવત પડ્યો ન હતો. 'ક્યાં મૂઓ છે એ રતનિયો? એની માનું પેટ બળી જાય!' એવાં વિદ્યાર્થી માટેનાં સ્વસ્તિવચન સાવ વિદાય થયાં ન હતાં. છતાં ન મામા કરતાં કહેણો મામો શું ખોટો, એ આશ્વાસન પ્રમાણે નિશાળના જેલખાનામાં પણ સરકારી જેલખાના પ્રમાણે ઘણાઘણા સુધારા થયા હતા. ખુંટીએ લટકાવવાનું ને અવળા અંગૂઠા પકડાવી ઉપર કાંકરો મૂકવાની સજા તો ગઇ જ હતી. વાલની

પેઠે માસ્તરને જોઇને છોકરાં ભડકતાં ઓછાં થયાં હતાં. દિવસો સુધી નિશાળની સાંકળે તાળું લટકયા છતાં દફતરમાં તો શાળા ચાલુ જ રહેતી, એ જમાનો આથમતો જતો હતો.

અને સુમંત જેવો ભાવનાશાળી શિક્ષક જે ગામને મળતો તે ગામનો તો આખો ચહેરો જ બદલાઇ જતો. મગન માસ્તર ગયા ને તેની જગાએ સુમંત આવ્યો. સુમંતમાં અને તેની સાથે બીજા ટ્રેઇન્ડ થઇ શિક્ષક બનેલા વર્ગમાં એક મોટો તફાવત હતો. એ સ્વેચ્છાએ શિક્ષણનો ભેખ લેવાના ઉમંગથી શિક્ષક બન્યો ન હતો. બીજાઓની માફક એ ય તે વખતે આ રસ્તો જ ઉઘાડો દેખાવાથી અંદર ઘૂસ્યો હતો; પરંતુ બીજાઓને જ્યારે એનો અસંતોષ હતો ત્યારે સુમંત પોતે બીજે કલવો ન ખાવાથી જ ઘૂસ્યો હતો એ ભૂલી ગયો હતો. નાટકમાં રાજાનું પાત્ર મળે એ નટ ભાગ્યશાળી તો ખરો જ, પણ બધાના ભાગ્યમાં કંઇ રાજા થવાનું નિર્માયું હોતું નથી. એટલે હવે તો જે પાત્ર મળ્યું તે જ બરાબર ભજવવું ને તેમાં જ તન્મય રહેવું એ આદર્શ સુમંતનો હતો.

સુમંત અંગ્રેજી કક્કો ઘૂંટવા બેઠો ત્યારે તો એની પાસે કોઇ આદર્શ ન હતો. અંગ્રેજી ભણવાથી ખુરસીમાં બેઠાંબેઠાં પૈસા કમાવાય છે, લહેરથી રહી શકાય છે અને કરમમાં હોય તો મોટરગાડીમાં મહાલવાનું ય મળે ! દસ વર્ષની ઉમરના અંગ્રેજીમાં ભણવા બેસતા છોકરામાં આવી કલ્પના ઘણી વખત આવી ન શકે, પરંતુ સુમંતને આવે તે સ્વાભાવિક હતું. એની વિધવા માતા—ડાહીલક્ષ્મી—ડાહીબાએ એને અંગ્રેજી નિશાળમાં બેસાડતાં શિખામણ આપી હતી: "જો બેટા ! ભણવામાં ચિત્ત રાખજે. માસ્તર જે કહે તે બરાબર યાદ રાખવું. લેસન આપે તે રોજનું રોજ તૈયાર કરવું. બીજા છોકરા વાંચે કે ન વાંચે એના વાદ તારે ન કરવા. એમને માબાપ કમાનારાં હોય એટલે જેમ કરે તેમ પોસાય—પણ તારે, કાલ ઊઠીને હું ઢબી જાઉં તો ઉપર આભ ને નીચે ધરતી છે. વળી ઉપરથી ચાર વર્ષની આ લીલી તારે માથે પડે તે જુદી." પોતાના ખોળામાં લપાઇને બેઠેલી દીકરી ઉપર વહાલસોયો હાથ ફેરવતાં ડાહીબાએ કહ્યું: "માટે

બેટા, અત્યારે સુખેદુ:ખે ભણુશો તો મોટપણે સુખે રોટલો મળશે. ભગવાનની રહેમ હોય ને તારા મોટા માસ્તર (ગુજરાતી નિશાળના) કહે છે કે તું ભણુવામાં હોશિયાર છે, કહેતાં સાથે બોલ ઝીલી લે છે, તો એવી ને એવી ચીવટ રાખીને ભણીશ તો મોટો સાહેબ પણુ થવા વારો આવે. ખુરસીમાં બેઠાંબેઠાં સુખે દહાડા જાય. મોટર......" ડાહીબા એ અત્યારે અપ્રસ્તુત માની રહી ગયાં હોય કે શેખચલ્લીની માફક મોટીમોટી શી આશાઓ રાખવી એમ ધાર્યું હોય, પરંતુ પોતાના મનની મોં સુધી આવેલી મુરાદોને પાછી અંતરમાં સુવાડી દેતાં બોલ્યાં: "જો બેટા, કર્તાહર્તા તો પરમેશ્વર છે, પરંતુ ભણેલો જ્યાં જાય ત્યાં ભૂખ્યે ના મરે એ તો સહી. અભણ ને આંધળો બેઉ બરાબર છે. એમને વેંત ભોંય આગળ સૂઝે નહિ. એટલે બેટા, મારા મનમાં એટલી જ આશા છે કે તું ભણીગણીને હોશિયાર થાય તો મારે બધું આવી ગયું."

સુમંત આમાં કેટલું સમજ્યો હશે ને કેટલું અંતરમાં ઉતાર્યું હશે એ તો અત્યારે એને પૂછ્યું હોય તો એ પોતે પણ ન કહી શકે, પરંતુ ભણવું, બસ મન દઇને ભણવું ને ભણવું જ, એ જ એણે નક્કી કર્યું હોય તેમ એકચિત્તે અભ્યાસ કરવા માંડ્યો. પાછો એ હોશિયાર હતો, એટલે સોનામાં સુગંધ ભળે તેમ એનો અભ્યાસ દીપી ઊઠ્યો. આજના ભણતરમાંથી હંસની માફક દૂધદૂધ પી જઇ, પાણીનો ભાગ એણે ફેંકી દીધો હતો. ગામમાં હાઇસ્કૂલ હતી એટલે મેટ્રિક સુધી એ સહેલાઇથી ભણી શક્યો. આગળ અભ્યાસ માટે એણે ધાર્યું હોત તો જઇ શકત. ટ્યુશન કરી, કોઇ શેઠિયા પાસેથી મદદ મેળવી કે થોડીઘણી ફીની માફી મેળવી એ કોલેજમાં જઇ શક્યો હોત, પરંતુ અંગ્રેજી કક્કો ઘૂંટવા બેઠો ત્યારે એણે જે સાહેબ થવાનાં સ્વપ્નાં સેવ્યાં હતાં અને આ ભણતર મોટે ભાગે શું પણ કંઇક અપવાદ સિવાય સર્વને એવાં સ્વપ્નાં સેવવાનું જ શીખવે છે, તે સુમંતનાં સ્વપ્ન શાંત થઇ ગયાં હતાં. ભણતાંભણતાં એણે જે વિચારશક્તિ મેળવી હતી તેમાંથી એની જીવનદૃષ્ટિએ નવો જ પલટો લીધો હતો. સાહેબ થવા માટે તો એને આગળ ભણવાનું રહ્યું જ ન હતું, જ્ઞાન

માટે ભણવું જ જોઇએ એમાં એ માનતો હતો, પરંતુ એ જ્ઞાન કરતાં જનેતાનો સાદ એને બીજી તરફ ખેંચી રહ્યો હતો. ડાહીબાનું શરીર હવે પહેલાં જેટલી ઊઠવેઠ કરી શકતું ન હતું, મિલકતમાં જે ગણો તે બે–અઢી હજારના મકાન ઉપર પાંચસો–સાતસો દેવું થયું હતું. આવી સ્થિતિમાં માને મૂકીને શહેરમાં ભણવા જવાનું એનું દિલ જ નહોતું. માને અને બેનને લઇ જઈ શહેરમાં ઘર માંડવું પણ એને પોસાય તેમ ન હતું. ગાંધીવાદનો એના હૈયામાં આવેલો ઊભરો મોટા ભાગના યુવકોમાં વ્યાવહારિક જીવનમાં પગ મૂકતાં શમી જાય છે તેમ શમી નહોતો ગયો. આટલા અક્ષરજ્ઞાનના પ્રતાપે પોતે આગળ વગરભણ્યે ચપટીબાચકો જ્ઞાન પુસ્તકમાંથી મેળવી શકશે એવી એને શ્રદ્ધા હતી. વળી પોતાને ક્યાં સૂર્ય થવું છે કે વિશાળ તેજની જરૂર હોય, એને તો ગામડામાં બેસી ઘરદીવડો થવું હતું; અને એટલું તેલ પોતાના જીવનદીપમાં એ ગમે ત્યાંથી લાવી પૂર્યા કરશે એવો એને વિશ્વાસ હતો. વળી પોતામાં સાચી ભાવના હશે તો જ્ઞાન–લોકસેવા પૂરતું તો અંતરના ઊંડાણમાંથી આપોઆપ ઝરશે. રવિશંકર મહારાજે કઇ વિશ્વવિદ્યાલયની ડિગ્રી મેળવી છે? મોટીમોટી બેરિસ્ટરની અને એથી ય ચઢે તેવી મોક્ષની મનાતી પદવી આઈ. સી. એસ. સુધી પહોંચેલા આજના દેશસેવકોમાંથી મહારાજની હરીફાઇમાં ઊતરી શકે તેવો કોણ પાક્યો? ત્યારે ડિગ્રી ચઢે કે ભાવના? આવા કોઇ આત્મસંતોષથી સુમંતે આગળ ભણવાનું માંડી વાળ્યું. હવે બીજો પ્રશ્ન રહ્યો કે શું કરવું? સેવા તો કરવી જ હતી, પણ સાથે પેટની સેવાની ય એટલી જ જરૂર હતી. દેશસેવકે પોતાનો ભાર જનતા ઉપર નાખી દેવો એ મહાત્માજીની ઊંચી ભાવના સુધી સુમંત હજુ પહોંચ્યો ન હતો. એને પોતાના નાના કુટુંબમાં રહીને જે ટંકે મળે તે લુખ્ખોસુકકો રોટલો ભેગા બેસીને ખાઇને ગ્રામસેવા કરવી હતી. ગ્રામસેવાની મહાત્માજીની દૃષ્ટિ એની પાસે હોવા છતાં ગ્રામસેવક વિષેની દૃષ્ટિ એની પોતાની હતી. એને સ્વતંત્ર, સાદું ને ગ્રામસેવકનું જીવન જીવવું હતું, માની સેવા કરવી હતી, બેનને પોષવી હતી અને પોતે ભવિષ્યમાં નહિ પરણે તેવી કોઇ સંકલના પણ ન હતી. સામાન્ય માણસોએ પરણવું તો

જોઈએ—પરણવું એ કંઈ ગ્રામસેવકના આદર્શ વિરુદ્ધ છે એમ પણ એ નહોતો માનતો. પરણવા વિષેની એની દૃષ્ટિ જુદી હતી, પરંતુ હાલ પરણવાનો સવાલ નહોતો. એનું મન પણ લગ્ન માટે વિચાર કરતું હતું એમ પણ નહોતું, એટલે ભવિષ્યની એ વાત જવા દઈ, એ પોતાના—મા, બેનના નાના—કુટુંબનું શાંતિભર્યું જીવન, એવી કંઈ પ્રવૃત્તિ પોતે અપનાવે તો નભે એનો જ અઢાર વર્ષનો—આ ઉમરે બેજવાબદાર ને ગજ પહોળો લેંઘો પહેરી વારેવારે ખિસ્સામાંથી અરીસો કાઢી માથું ઓળતા આજના મોટા ભાગના યુવકોની જગાએ—સુમંત પોતાના જીવનનું ધ્યેય નક્કી કરતો હતો.

શિક્ષક થવાનો મોહ તો એણે સેવા કરવાનો સંકલ્પ કર્યો ય નહોતો તે પહેલાંનો એને થયેલો. એમના હેડમાસ્તર જે પોતે સાહેબ નહોતા છતાં આખા મુલકમાં ' બારડ સાહેબ ' ના નામે ઓળખાતા, તેઓ મુલકી ખાતામાંથી સારો ઓદ્ધો છોડીને કેળવણી ખાતામાં આવ્યા હતા. એમનું આદર્શપ્રધાન હૈયું મુલકી ખાતાનો વેશ્યાવાડો ન જોઈ શકાયાથી કસાઈવાડેથી ગાય ભાગી છૂટે તેમ નાસી આવ્યું હતું. શિક્ષકના જીવનની તારીફ કરતાં એ થાકતા નહિ અને એની જવાબદારી પ્રત્યે પણ બેધ્યાન રહેતા નહિ. આજના નાણા-પ્રધાન જીવનમાં શિક્ષકનું જીવન સાધુમય છે—જો જીવતાં આવડે અને સફળ કરતાં આવડે તો,—આ એક જ વાક્ય બારડ સાહેબ જુદે જુદે પ્રસંગે જુદા જુદા શબ્દો અને વાક્યપ્રયોગોમાં કહેવાનું ચૂકતા નહિ. એટલે સુમંતને શિક્ષક થવાનું કંઈ નવું જ સૂઝી આવ્યું એવું ન હતું. તેમાં વળી ગાયકવાડ સરકારને અમેરિકાની નિશાળો જોઈ શૂર ચઢી આવ્યું કે રાજ્યની તમામ શાળાઓ ટ્રેઈન્ડ થયેલા શિક્ષકોથી જ ભરી કાઢો. હાલના બિનતાલીમ શિક્ષકોને ટ્રેઈન કરો અને નવલોહિયા અંગ્રેજી ભણેલા યુવકોની એક નવી ફોજ પણ ઉમેરો—જેણે અમેરિકામાં કેળવણીની ક્રાન્તિ આણી છે તેમ અહીં પણ લાવી દે. અત્યાર સુધી ટગુમગુ ચાલતી સરકારી ટ્રેઈનિંગ કૉલેજના બોયલરમાં ઠસોઠસ કોલસા ભરી ધમધોકાર ટ્રેઈનિંગ એન્જિન ઉપાડયું.

બેકારીનો કારમો વખત, વખારમાં પાકેલી કેરીઓ ફદફદી જાય

તેમ ભણેલાઓ હાલહવાલ થઇ ગયેલા, વર્તમાનપત્રોમાં 'જોઇએ છે' નામ પડતાં એક ને બદલે એકયાશી અડી જાય, કર્ણને બાળવા જેમ કૃષ્ણને તલપૂર કુંવારી જગા જડતી ન હતી, તેમ ભણેલાઓને કોઈ કહેતાં કોઇ જગાએ પત્તો જ પડતો નહિ. તે જ ઘડીએ ટ્રેઇનિંગ કોલેજના ગરમ થયેલા ભૂંગળાએ વીસલ મારી—જોઇએ છે મેટ્રિક-ટ્રેઇન થવા પછી રૂપિયા ત્રીસનો પગાર !

વિશ્વયુદ્ધના સમયમાં કાળા બજારમાંથી ત્રીસ રૂપિયામાં એક ઘાસતેલનો ડબ્બો મળ્યા પછી પાંચની નોટ પાછી આપે તો જ મોટો ઉપકાર—ને ગાડાના પૈડા જેવો રૂપિયો ફૂંક મારે ને ઊડી જાય તેવું પતાકડું બની ગયો. પરંતુ તે કાળે રૂપિયા ત્રીસની નોકરી ઘણાનાં મોંમાં પાણી લાવતી. શિક્ષકના ધંધા સાથે જેમને નાહ્યે સનાન નહોતું તેવા માણસો પણ એમાં જોડાઈ ગયા હતા. આમ બીજાઓ ધંધાને અભાવે એમાં જોડાયા હતા ત્યારે સુમંત નિર્દોષ-સેવાભાવી જીવન સાથે ગ્રામસેવા પણ થઇ શકે તેવી વૃત્તિથી ટ્રેઇન થવા ગયો હતો.

ચાર વર્ષના શિક્ષક જીવનના અનુભવમાં એણે ઘણુંઘણું કરવા ધાર્યું હતું, પણ થોડું જ કરી શકયો હતો. એથી ગ્રામપ્રજા ઉપર એને અશ્રદ્ધા આવી ન હતી કે સાધુ જેવા પોતાના ટૂંકી આવકવાળા જીવન ઉપર અસંતોષ થયો ન હતો. મગન માસ્તરે નિશાળને સાવ બગાડી નાખી હતી એવી ઇન્સ્પેકટરની તપાસણીથી એમને બદલીને સુમંત જેવા એક સારા શિક્ષકને ત્યાં નીમવામાં આવ્યો ત્યારે એની વિદાય વખતે સારા ય ગામે દુઃખની લાગણી અનુભવી હતી. સુમંતની પોતાની આંખમાં પણ પાણી આવી ગયાં, પરંતુ સેવકોએ તો જગાનું મમત્વ ન રાખતાં સાધુની માફક સ્થાન બદલતાં જ રહેવું જોઇએ, એ ભાવના એના અંતરમાં હતી એટલે નવા સ્થાન તરફ બદલી થવાથી કે પોતાનાં આદર્શો પૂરાં ન થયાં એ વિષે, એને દુઃખ થતું ન હતું. લાગણીપ્રધાન માણસની જેમ એનું અંતર ડંખતું હતું, પરંતુ જોડાનું ઘસારવું પડતાં એ ડંખ તો આપોઆપ મટી જાય, એવી અનુભવવાણી સુમંતને આ પ્રસંગમાં પણ જણાતી હતી એટલે ડંખ છતાં દુઃખ ન હતું.

સુમંતના અહીં આવતાં પહેલાં જ વાયરો વાત તો લાવ્યો

હતો કે સારો માસ્તર આવે છે. વળી મગન માસ્તરની જગાએ આવનારો એના જેવો કોઇ ખાઇબદેલો ન આવે તો સારો જ ગણાવાનો હતો એમાં ય શક ન હતો. તેમાં વળી સુમંત આવ્યો પછી કહેવાનું બાકી શું રહ્યું ?

છોકરાંએ તો નવી નવાઈ જ જોઈ. "એ અલ્યા નટિયા ! મહીં પેટમાં સખણો રહ્યો તો કે નહિ ?" એ મગન માસ્તરના ઉદ્‌ગારને બદલે સુમંતના "નટુભાઈ ! જરા આમ આવો જોઇએ" સાંભળીને જ એ અને બીજાં છોકરાં સુમંત સામે જાણે એ માસ્તરના શબ્દો જ ન હોય, માસ્તર તે વળી 'નટિયા'ને 'નટુભાઈ' કહેતા હશે ? એ કલ્પનાએ તાકી જ રહેતાં.

"બોલો નટુભાઈ ! કમુબેનની સ્લેટમાં શું જોયું ?" સુમંતે નટુને ખભે હાથ મૂકી કહ્યું. એ હાથ મૂકતાં સુધીમાં નટુને શી શી કલ્પનાઓ આવી હશે તે તો એ, નિશાળનાં છોકરાં ને મગન માસ્તર જ જાણે ! પરંતુ સુમંતના એ પ્રેમભર્યા હાથથી એને કંઇક શાંતિ વળી અને મગન માસ્તરને આપવાનો કાયમનો જવાબ—"ના, સાહેબ ! મેં એની સ્લેટમાં નથી જોયું"—સુમંત આગળ કહેતાં, નીતિ—અનીતિ—ચોરી—શાહુકારીમાં ઝાઝું કે થોડું ન સમજતી નટુની જીભ અચકાઇ.

"બોલ ! બોલ !" એનો ખભો થાબડતાં સુમંતે અચકાતી જીભને વેગ આપવા કહ્યું.

નટુથી કહેવાઇ જ ગયું : "એ તો મને અઠાવીસ પંચાં નહોતું બેસતું તે........"

"સારું, જા" સુમંતે કહ્યું, ત્યારે આખો વર્ગ આશ્ચર્યમાં દટાઈ ગયો. નટુને માર્યો વગર જવા દીધો ! એણે કહ્યું કે મેં અઠાવીસ પંચા જોયું તો ય ! ખોટું આપવાનું કહ્યું નહિ, ફરી ના જોઇશ હવે, એટલું ય કહ્યું નહિ ! આ બાળકોની દુનિયાને સ્વયં પરમેશ્વરે આવીને કહ્યું હોય તો ય માનવામાં ન આવે તેવું બન્યું શી રીતે ? બધાંએ એક વખત ફરી સુમંત સામું જોયું—આ તે માસ્તર છે કે બીજું કોઈ ?

આમ રોજરોજ કંઇ ને કંઇ મગનમાસ્તરના રાજ્યમાં નહિ જોયેલું, નહિ કલ્પેલું બનવા લાગ્યું. અને એ બધા સમાચાર સાંજે

નિશાળેથી છૂટતાં જ પૂરું દફતર ઠેકાણે મૂકયું ન હોય તે પહેલાં ઘરમાં જે હોય તેને : "બા! આજ છે ને, મોટા સા'બે રમણના નખ કાપ્યા!" "મોટી બેન! આજ તો મોટા સાહેબે બધાંના દાંત પહોળા કરીને જોયા!" "બાપા! આજ તો અમારા સા'બે લેસન જ કશું આપ્યું નથી. કે'છે કાલે બધાંએ કપડાં ધોયેલાં પહેરીને અને— શરીર બરાબર ચોખ્ખું કરીને આવવાનું એ લેસન!" "કાકા! આ સાહેબ તો નંબર જ ચડાવતા નથી. ના આવડે તેને એ કહી દે છે!"

કોઈકોઈ માસ્તરની આંક-પલાખાં-વાચન બહારની વાતો સાંભળી વસવસો લાવતું: "અલ્યા, તારા માસ્તરને નખ, વાળ ને કપડાં ધોયેલાંની વાતો સૂઝે છે, ત્યારે પછી તમને આંકબાંક કયારે ગોખાવે છે?"

પરંતુ માબાપની એવી વાતો છોકરાં સાંભળે ત્યારે ને? એટલે કમળાને નિશાળનું મેદાન મોકળું મળ્યું ત્યારે પૂરેપૂરું જ મળ્યું. પોપટ ગયો ને સાથે સંકોચ ગયો અને મગન માસ્તર ગયા ને સાથે માર પણ ગયો! કમળાના ગૂંગળાઈ રહેલા મને અને શરીરે માઝા મૂકી અને સુમંતે માઝા મુકાવી.



## [૧૪]

**ક**મળાને બારમું વરસ જતું હતું, છતાં એનો બેવડિયો બાંધો, સારી જેવી ઊંચાઈ ને ભરાવદાર મોઢું જોતાં એ જોનારને ચૌદ વરસની તો સહેજે લાગે. નિશાળમાં મોટામાં મોટી બાર વર્ષની જ છોકરીઓ ભણતી એટલે એ રીતે તો છોકરીના ટોળામાં મોટી હતી જ અને તેમાં એની ઉમરના પ્રમાણમાં મોટા દેહે એને સૌ છોકરીઓમાં જુદી જ પાડી દીધી હતી. શરીરે જેમ એ જુદી હતી તેમ બીજી બાબતોમાં ય એ જુદી હતી. ભણતરમાં પોતે પોપટ કરતાં કંઈ પાછી પડે તેવી નથી એ બતાવવા હો, કે પછી પોતે આગળ દોડશે એટલે પોપટનો

પણ ઝડપમાં દોડચે જ છૂટકો એ માટે એને પાણી ચડાવવા હો, પરંતુ એકડો ઘૂંટવા બેઠી ત્યારથી મગન માસ્તરને પણ એની હોશિયારી જોઈ છોકરાંને કહેવું પડેલું કે "ઢાંકણીમાં પાણી લઈ બૂડી મરો! આ એક છોકરી તમને આગળ આવવા નથી દેતી, ને દર સાલ પહેલી ને પહેલી પાસ થાય છે!" પોપટ ભણવામાં પહેલેથી સાધારણ હોશિયાર ખરો, પરંતુ એનો રમતિયાળ અને તોફાની સ્વભાવ એની હોશિયારીને જે પૂરેપૂરી પ્રકાશવા નહોતો દેતો, તે કમળા નિશાળમાં દાખલ થઈ તે સાલથી દીપી ઊઠચો. પહેલાં બીજે ત્રીજે પાસ થતો ત્યારપછી આ ચાર વર્ષ ભણ્યો ત્યાંસુધી એ કોઈને પ્રથમ આવવા જ ન દેતો. છોકરા ને છોડીઓ કહેતાં ય ખરાં કે વરવહુ શરત બકચાં છે કે જોઈએ કોણ જીતે છે? પરંતુ પોપટ નિશાળ છોડી ગયો ત્યાંસુધી કોઈને હાર કે જીત જોવાની મળી જ નહિ. પોપટે પ્રથમ નંબર ન મૂકચો કે ન કમળાએ. એટલે કમળા જેમ ઉંમરમાં શરીરમાં જુદી પડતી તેમ ભણવામાં તો પહેલેથી જુદી પડેલી હતી. સુમંત આવ્યા પછી એણે વિવિધ હરીફાઈ યોજી કમળાને અસામાન્ય બનાવી દીધી. સ્વચ્છ, સુઘડ ને સફાઈબંધ કપડાં કાયમ કોણ રાખે છે?—તો કે' કમળા! તકલી ઉપર જલદી કાંતતાં કોણ શીખી ગયું?—તો કે' કમળા! સાથિયા સરસ કોણ પૂરે?—તો કે' કમળા! એકીસાથે દોરી કુદાવી છલંગો કોણ મારી શકે?—તો કે' કમળા! ને પછી તો અમુક કોણ કરી શકે?—તો આંખો મીંચી કમળાનું જ નામ હરકોઈ છોકરું દે.

વળી રમતની એક હરીફાઈથી તો કમળા આખા ગામમાં ગવાઈ ગઈ કહીએ તો પણ ચાલે. મગન માસ્તરના વખતમાં છોકરાંને રમતનો વિષય જ ન હતો. વખતપત્રક પ્રમાણે નહિ, પણ માસ્તરની મરજી પ્રમાણે ગામડાંની શાળાઓમાં વખતપત્રકને ચાલવું પડે છે, એટલે મગન માસ્તરના વખતમાં ભાગ્યે જ અઠવાડિયે કે પખવાડિયે છોકરાંને રમવાનો લાગ મળતો. કંઈ દફતરી ગૂંચવણવાળું કામ આવી ગયું હોય કે ગામમાંથી કોઈ રસિયો જીવ વાત કરવા આવ્યો હોય ને રસની રમઝટ જમાવવી હોય ત્યારે વચ્ચે વાતચીત ને ઘોંઘાટ કરી ખલેલ કરતાં છોકરાંને 'જાવ રમવા'નો એકીસામટો હુકમ થતો. રમત

વખતે માસ્તરે હાજર રહેવું જોઇએ એવો તો મગન માસ્તરને આટલાં વરસોની નોકરીમાં કોઇ દહાડો વિચાર આવ્યો ન હતો. છોકરાંને એકડો ભણાવ્યા વગર બાળવર્ગને પદાર્થની મદદથી આંક શીખવો, શરૂઆતના વર્ગોને સમજણપૂર્વક વાચન કરાવવા મૂકવાચન, ચિઠ્ઠીવાચન ને આદર્શ-વાચન કરાવો, સૃષ્ટિજ્ઞાન આપવા બાળકોને પ્રત્યક્ષ સ્થળોએ બને તો લઇ જાવ, એવાએવા વેદિયાવેડા કોઇ ડેપ્યુટી ઇન્સ્પેક્ટર કરતા, ત્યારે એ અધિકારી રહ્યો એટલે એ વેદિયાવેડા સહી લેવા જોઇએ એમ માની મગન માસ્તર નિભાવી લેતા. પરંતુ એક વખત એણે જ્યારે કહ્યું કે બાળકો રમત રમતાં હોય છે ત્યારે તમે એનું ધ્યાનપૂર્વક નિરીક્ષણ કરી માર્ગદર્શક બનતા હો તેમ લાગતું નથી. એ વખતે મગન માસ્તરનો જીવ બોલુંબોલું તો થઇ રહ્યો હતો કે "આજ તો તમે રમતનું નિરીક્ષણ કરવાનું કહો છો ને કાલ ઊઠીને કોઈ છોકરાં પેશાબ કેમ કરે છે તેનું નિરીક્ષણ કરવાનું કહો તો ય નવાઇ નહિ, સાહેબ! રમતમાં વળી માર્ગદર્શક શું થવાનું હતું?" એમનો કહેવાનો ભાવાર્થ તો એ હતો કે "રમવાનું તો છોકરાં જન્મથી જ શીખેલાં હોય છે, એમને મારા, તમારા કે તમારા સાહેબના—કોઇના માર્ગદર્શનની પડી નથી. એમને રમવાનું કહ્યું એટલે વડનાં વાંદરાં ઉતારે! ભણાવવા માસ્તરની જરૂર, રમાડવા માસ્તરને શું ગરદન મારવો છે? રમાડવામાં ય જો માસ્તરની જરૂર પડવા માંડશે તો જ્યાંજ્યાં ધાવણાં છોકરાં હશે ત્યાંત્યાં બધે સરકાર માસ્તર મૂકવાની છે? માળા! મોટા મોટા પગાર ખાય છે પણ બુદ્ધિને અને એમને બાર ગાઉનું છેટું હોય છે! વળી એક સાહેબનો સાહેબ આવ્યો તે તો કહે કે માટીકામ કરાવો છો? છોકરાંને ત્રિકોણ, ચોરસ, ષટ્કોણ ને એવી બીજી વિવિધ આકૃતિઓ બનાવતાં આવડે છે? શહેરનાં છોકરાંને માટી ચૂંથવા ન મળે એટલે ત્યાં ચૂંથાવવાની મૂકી પાછા અહીં કહે છે કે નિશાળમાં પણ માટીની લખોટીઓ રમાડો! શહેરમાં મોટર-ગાડીની બીકે કે રમવાની મોકળાશને અભાવે નિશાળમાં છોકરાં રમાડવાં હોય તો ભલે રમાડે, પણ અહીં ગામડામાં રમત રમાડો છો? માટીકામ કરાવો છો? તરતાં શીખવો છો? —એવાં ભાતભાતનાં લફરાં શું કામ કરતા હશે? રમવાનું કહ્યું એટલે

એમની મેળે બહાર જઇને રમે–છોકરા ને છોડીઓ એમની મેળે જુદાં જુદાં રમે એટલે થયું. કોઇ લઢચાવઢચાની ફરિયાદ લઇને ન આવે એટલે ગંગા નાહ્યા!"

સુમંતે તો રમતમાં ય દરેક બાબતની જેમ જુદી જ પદ્ધતિ શરૂ કરી. મગન માસ્તર ખુરશીમાંથી ઊઠીને બહાર જ નહોતા આવતા, તેને બદલે સુમંત તો છોકરાં ભેગો જાતે જ રમવા લાગ્યો. "હેં! માસ્તર આપણા ભેગા રમવાના છે?" શરૂમાં તો સુમંતની દરખાસ્ત સાંભળીને જ છોકરાં હીબકી ગયાં. સરકસ જોનારાંએ શહેરમાં વાઘ ઉપર બકરી ઊભી રહેતી જોઇ હશે, અને તે ય ચાબુકની બીકે વાઘ એટલું ય સહી લે છે. ગામડાંનાં છોકરાંએ તો સરકસનું નામ સાંભળ્યું હોતું નથી ત્યાં જોવાનું તો હોય જ ક્યાંથી? છતાં મગન માસ્તર અને તેમના પુરોગામીઓએ છોકરાંના મગજ ઉપર માસ્તરની વાઘ તરીકે બેસાડેલી ધાક અને આબરૂએ 'હું પણ તમારી ભેગો રમીશ' એ સુમંતના શબ્દોએ ભડક જ ઘાલી દીધી—"હેં! માસ્તર આપણા ભેગા રમવાના છે?" ને સાચે જ સુમંત જ્યારે એમના ભેગો રમવા લાગ્યો ત્યારે એ માસ્તર છે એ જ છોકરાં ભૂલી ગયાં! વાઘ બકરી ભેગો રમવા લાગ્યો, ત્યાં છોકરા–છોકરીઓ ભેગાં ન રમી શકે એ મગન માસ્તરની પેઢીએ ઘર ઘાલી દીધેલા સંસ્કાર તો ટકે જ ક્યાંથી?

પછી તો શહેરમાં ક્રિકેટ મેચ અને એવી બીજી રમતો માટે જોવા મળતા સમુદાયની જેમ સાંજે ભાગોળે—નિશાળના રમતના મેદાનમાં—ગામના પુરુષો અને કૂવે–તળાવે જતાંઆવતાં બૈરાં પણ રમતની હરીફાઈ જોવા ઊભાં રહેતાં. અત્યારસુધી સુમંત ભેગો રમતો, છોકરા છોકરીઓ ભેગાં રમતાં, પરંતુ છોકરા અને છોકરીઓની જુદી જુદી પાર્ટી પાડી એમને સામસામાં હરીફ તરીકે સુમંતે આજ પ્રથમ વાર જ ઊભાં રાખ્યાં. બંને પક્ષો દરખાસ્ત સાંભળીને તો કચવાયા. છોકરીઓને થયું કે કમળા એકલી ગમે તેટલી જબરી હોય પણ સામે બધા છોકરા રહ્યા એટલે જિતાય જ શી રીતે? છોકરાઓને તો છોકરીઓનો હિસાબ જ નહોતો—એકલી કમળા બધાંને જુદી દેખાતી, પણ એનું એકલીનું શું ગજું? છતાં પુરુષોનો વર્ચસ્વનો લોહીમાં ચાલ્યો આવતો

ની કરતાં ચડિયાતાપણાનો ફાંકો નાના છોકરાઓમાં પણ એની મેળે આવીને વસ્યો હતો, એટલે કોઇને જીતવા સંબંધે શંકા નહોતી. પણ છોકરીઓથી હારે તો ઢાંકણીમાં પાણી લઇને ડૂબી મરવા જેટલી અપકીર્તિ તેમને દેખાતી હતી, છતાં સુમંતના પ્રેમથી અને હજુ જુઓ તો ખરા શું થાય છે તે, એવા કુતૂહલથી એકબીજાને પહોંચી શકે તેવી સરખી સંખ્યાનાં છોકરા–છોકરીઓને બે ટુકડીમાં સુમંતે વહેંચી પોતપોતાના પાટમાં ગોઠવ્યાં ત્યાં સુધી કોઇએ પોતાનો ગણગણાટ બહાર વ્યક્ત કર્યો નહિ. ટુકડીની સરદારી લઈ પોતાના પક્ષને ગોઠવતાં સામા પક્ષના છોકરાઓ તરફ આંગળી કરી કમળાએ પ્રથમ મોં ફાડ્યું: “ સાહેબ ! આ જશુભાઇ, રામસંગ કેવડા મોટા છે, અને મારી ભણી નંદુ, પરશન ને લલિતા તો સાવ નાનાં છે ! ”

સુમંતે મીઠું હસતાં કહ્યું: “ કમળાબેન ! વીંછી કેવડો નાનો હોય છે ? પણ એ ડંખ મારે છે ત્યારે કેવાં બરકાં પડાવે છે તે ખબર છે ? ”

“ સાહેબ, વળી......” પોતાની વાતને અવળી દલીલથી ઉડાવી દેવાતી જોઇ કમળાએ લાડભર્યું ખટમધુરું મોં કરતાં લહેંકો કર્યો.

સુમંતે હાસ્ય ચાલુ રાખતાં કહ્યું : “ કેમ વીંછી બરકાં નથી પડાવતો ? ખબર ન હોય તો આપણે કરડાવી જોઇએ.”

મોં ઉપરનો રોષ સુમંતના એ ઉપહાસથી નિચોવાઇ જતાં કમળાથી હસી દેવાયું : “ તમે ય સાહેબ ! અમને મોટી વીંછણો બનાવી દો છો ને ! ”

સુમંતે પાણી ચડાવતાં કહ્યું : “ અરે તું જો તો ખરી, જળોની આફક પગ પકડશે કે જે હશે તે પાટમાંથી ચસકવા જ નહિ દે.”

સામા પાટમાં ઊભેલા છોકરાઓ મનમાં ને મનમાં હસ્યા : “ આ મોટી પગ પકડીને ચસકવા ન દેનારી જોઈ ન હોય તો ! ”

કમળાએ પોતાને યોગ્ય લાગે તેમ પોતાના સાથીઓને ગોઠવી દીધા. સામા પક્ષે પણ તૈયારી કરી. હતૂતૂની રમત રમવાની હતી. છોકરીઓએ ઘાઘરીઓના બરાબર કચ્છ મારી દીધા હતા. છોકરાઓની બાજુમાં નીચે નિશાળના બીજા છોકરાઓ બેસાડી દીધા હતા. છોકરીઓ ભણી બાકીની છોકરીઓ બેસી ગઈ હતી. રસ્તે જનારનો સહેજે પગ

થંભી જાય તેવો દેખાવ હતો. હજુ શરૂ કરવાની સીટી વાગી ન હતી તે પહેલાં "છોકરા ને છોડીઓ સામસામાં છે ને!" એ કુતૂહલથી જ મોટું ટોળું જામવા માંડયું હતું.

સીટી મારતાં પહેલાં સુમંતે પૂછયું: "કેમ તૈયાર?"

બંને પક્ષના વડાએ માથું હલાવ્યું, એટલે સુમંતે સીટી બજાવી. હજુ એ સીટીનો પૂરો અવાજ રમનાર છોકરાંને કાને અથડાયો ય નહિ હોય ને કમળા તીર છૂટે તેમ 'હતતતત' 'હુતૂતૂતૂ' કરતી સામા પાટમાં ધસી. ધસી શું, એક અસાવધ છોકરાને લાપટ પણ લગાવી દીધી! પરંતુ સામા પક્ષનો રામસંગ કંઈ કમળાથી જાય તેવો ન હતો. કમળાએ પાછી વળી પોતાના પાટમાં પૂરો પગ નહિ મૂકયો હોય તે પહેલાં એણે ધસી જઈ એકસામટી બે છોકરીઓને સરરર કરતાં કાઢી નાખી. મગન માસ્તરના વખતમાં આનંદમાં આવી જાય ત્યારે કાન પડયે ન સંભળાય તેટલું હીકરાણ–કીકરાણ કરી મૂકતાં છોકરાં હવે તાળીઓ પાડી પોતાનો હર્ષ પ્રદર્શિત કરતાં શીખી ગયાં હતાં. છોકરીઓએ કમળાની શૂરવીરતા ઉપર પાડેલી તાળીઓને છોકરાઓના પક્ષે બમણું જોર કરી દાબી દીધી.

કમળા પાટમાં નીચી વળી એવી સિફતથી આવતી કે તેને પગ સિવાય બીજેથી પકડાય તેમ ન હતું. આટલો વખત તો છો સાઝી-સમી ગઈ, પણ બીજી વખત તો એનો પગ પકડી જ લેવો એવા બે–પાંચ છોકરા પાકે પાયે મનમાં ગોઠવણ કરતા, પણ એ ફરીથી હતતતત કરતી પાણીના પૂરની માફક ધસી આવતી ત્યારે ભેગી કરેલી દરેકની હિંમત વેરાઈ જતી ને કોઈ એનો પગ પકડવાની હામ જ ભીડી શકતો નહિ. એનો પગ પકડવામાં એક મોટી ભીતિ હતી. પૈડવાને (સાપનો નાનો કણો) ઝાલતાં જેમ તે એ એકદમ ગૂંચળું વળી જાય છે, તેમ કમળા એનો પગ પકડાતાં ગોળ દડો જ બની જતી. અને ગોળ દડાને જેમ ચપસીને ઝાલવો મુશ્કેલ બની જાય તેમ એને બે પાંચ જણે પકડી હોય તો પણ પોતાના પાટમાં ગબડી આવતી. ભાગ્યે કોઈ વખત એ ન ગબડી શકે તો—બાકી એને પકડવામાં બે–પાંચનો ઘાણ જ નીકળી ગયો માની લેવો.

છોકરીઓ તરફથી છ જણ નીકળી ગયાં હતાં ત્યારે છોકરાઓમાંથી હજુ બે જ ખર્યાં હતા. છોકરાઓ ફુલાયા માતા ન હતા, ને અધૂરામાં પૂરું છોકરીઓના પક્ષનો સેનાપતિ—કમળા—જ હણાયો! કોઇ દિવસ નહિ ને આજે એનો અંબોડો છૂટી ગયો, પગ પકડાતાં ગૂંચળું તો એ એવી વળી હતી કે દડી જ આવત, પણ વાળની એકાદ લટ એની આંખમાં ભરાઈ ગઇ. બસ, ખલાસ! દશેરાને દિવસે ઘોડું પાણીમાં બેસે તેવું કમળાનું થયું. કોઇ દિવસ નહિ ને આજે અંબોડો છૂટી ગયો. પણ એ છૂટી જ કેમ ગયો? એની મગદૂર શી કે એ આમ કવેળાએ ફજેતો કરે? એ છૂટ્યો તો છૂટ્યો પણ પાંપણે લટને આંખમાં પેસવા જ કેમ દીધી? છોકરાઓના પક્ષ તરફની તાળીઓ એણે અંબોડા ને પેપચાં ઉપર રીસ કાઢતાં સુદ્ધાં ય સાંભળી નહિ. બહાર હારેલા યોદ્ધા તરીકે સ્થાન લેતાં એણે અંબોડાને તાણી કચકચાવીને વાળ્યો કે એ બિચારો હવે છૂટી જવાની જાણે ખો જ ભૂલી જાય. આંખમાં વાળ ભરાવાથી ખૂંચતું હતું એ તો એક બહાનું જ હતું, પરંતુ પોપચાંએ પણ ચોટલાના જેટલી જ આબરૂ ખોવામાં મદદ કરી છે એની રીસમાં એને પણ એણે એટલાં બધાં ચોળી નાખ્યાં કે એ ફૂલીને લાલઘૂમ થઇ ગયાં. એને પોતાના પક્ષની જીત માટે આશા હતી જ નહિ, હણાયા પછી દસ મિનિટમાં જ એના બાકી રહેલા સૈનિકો ખતમ થઇ ગયા. છોકરાઓ તરફથી વિજયના ડંકા બજ્યા.

પરંતુ બીજી વખત પોતાના મેદાન ઉપર એના એ હારેલા સૈનિકોને ગોઠવતી વખતે કમળા સાવ બદલાઈ ગઇ હતી. રણચંડી જેવી એની આંખો લાલઘૂમ હતી ને એનો ચોટલો વીંટળાયેલો હોવા છતાં ફૂંફાડા મારતી નાગણના જેવો વિકરાળ જણાતો હતો. છોકરાઓ વિજયના મદમાં ' આવી જા ને, આ વેળા પણ તારી એ વલે ન કરીએ તો અમે મરદ શાના?' એમ કહેવા ઉત્સુક તો હતા પણ કમળાનો ચહેરો જોતાં કોઈની બત્તી ફાટતી ન હતી. સુમંત પણ કમળાનું નાનું નારીસ્વરૂપ જોઇ મનમાં વિચાર કરતો હતો કે છોકરીઓને કોણ અબળા કહી શકે? એની કયો પુરુષ છેડતી કરી શકે? એને પુરુષની હરીફાઇમાં મૂકી હોય તો કોણ આંબી શકે? જરૂર, જરૂર, નારી એ નારાયણી છે,

પરંતુ સ્વાર્થાં અને સત્તાશીલ પુરુષે એને અબળા બનાવી પિંજરમાં પૂરી દીધી છે. કમળા પણ એક દહાડો ......પરંતુ એને આગળ વિચાર કરતો રોકી કમળા આગળ બોલી : " સાહેબ !......"

સ્વસ્થ થઈ જતાં સુમંતે એને આગળ બોલવા જ ન દીધી : "કેમ બધાં તૈયાર ?"

"હા !" કહેતાં જ સીટી વાગી. આ વખતે શસ્ત્ર ઉપાડવાનો છોકરાઓનો વારો હતો. રામસંગ–ટુકડીના સેનાપતિએ જ શરૂઆત કરી. પરંતુ એને ય દુશ્મનના પાટમાં પગ મૂકતાં વિચાર તો આવ્યો હતો. કમળાએ છોકરીઓને આ વખતે સાફ સુણાવી દીધું હતું કે "વીંછણુની પેઠે જો આ વખત નથી વળગી પડીઓ તો ઊંચકીઊંચકીને દરેકને એવી પછાડીશ કે ફરી રમવાની જ ખો ભૂલી જશો." સુમંતને થયું કે 'આ નારીસ્વરૂપ સંસારમાં પડતાં શી રીતે ગાય બની ત્યાં દોરાતું હશે ? પોતાની મરજી વિરુદ્ધ શી રીતે લગનવેદી ઉપર હોમાતું હશે ? કે પછી કમળા જેવું નારીસ્વરૂપ અપવાદરૂપ જ હોતું હશે ?' ગમે તેમ પણ સુમંતે સમજી લીધું હતું કે આ રમત બરાબર સંભાળવી પડશે. એમાં જો પોતે ચૂક્યો તો કંઇકનો ઘાણ નીકળી જશે, ને થયું પણ એવું જ. પા કલાકની રમતમાં હજુ કોઇ પક્ષનો એક પણ સૈનિક હણાયો નહોતો અને એટલામાં પ્રથમ ગ્રાસે જ સામા પક્ષનો એક સારો મહારથી–જશુભાઇ આ વીંછણોની ઝડપમાં આવી ગયો. જશુ જેવો મોટો, સહેજસહેજમાં ન ગાંઠે તેવો મહારથી છોકરીઓના હુમલામાં અટવાઇ ગયો. બોલતો બંધ થઇ એમ પોતાની હાર કબૂલ કર્યા છતાં છોકરીઓ એની ઉપર ચડી બેઠેલી તે ઊઠે જ નહિ. સુમંતે સમય પારખી જોરથી સીટી મારી. રમત પૂર્વવત્ શરૂ થઇ. શરૂ શું થઈ—વિજેતાનાં પાણી જ ઊતરી ગયાં. છોકરીઓએ હર્ષાનંદથી પોતાની વિજેત્રીઓને વધાવી લીધી.

સુમંતે જોયું કે હવે છેલ્લો–ત્રીજો દાવ તરત ને તરત આપવા જેવો નથી. બંને પક્ષોમાં હારજીતનો કેફ ચઢી ગયો હતો. સ્ત્રીપુરુષોનું ટોળું પણ કોઇ દિવસ નહિ એટલું જામી ગયું હતું. આવેશમાં ને આવેશમાં કોઇ પક્ષ સામાનું ગળચું પણ દબાવી બેસે તો, એવી શિક્ષક

જીવનમાં કદી નહિ આવેલી કલ્પના પણ સુમંતને આવી ગઈ. વળી છોકરીઓના પક્ષમાં હારજીતનો મોટો ને લગભગ પૂરો આધાર કમળા હતી. એના પર પોતાના નબળા પક્ષને લીધે વધુ પડતો બોજો આવી ગયો હતો, એટલે ન્યાયને માટે છેલ્લો દાવ આવતી કાલ ઉપર રખાય તે જ તેને બધી રીતે ઠીક લાગ્યું. મગજમાં એક વખત નિર્ણય થઇ જતાં તેણે હુકમ છોડચો : "હવે ત્રીજો–છેલ્લો દાવ કાલે સાંજે."

હુકમ થતાં જ રમત છોડી ચપોચપ ચાલી જવા ટેવાયેલી આખી નિશાળમાંથી, જાણે કોઇ કાનમાં ફૂંક મારી આવ્યું હોય તેમ–કોઇ જ ન ચાલ્યું. છોકરીઓના લાભની એ વાત હતી, છતાં ઉતાવળે ચાલી જવામાં એમને હીણપત નડી હોય તેમ એ પણ ન જ ખસી. બાજુમાં જોવા મળેલું ટોળું જે રમત પૂરી થતાં ચાલવા માંડતું એ ય જાણે સુમંતના શબ્દો સાંભળ્યા ન હોય તેમ ઊભું જ હતું.

ઠીક તમાસો જામ્યો છે તેવો અર્થ કરનારમાંથી કોઇ ટોળામાંથી બોલ્યું ય ખરું કે, "ના માસ્તર! છેલ્લો દાવ પૂરો જ કરવા દો." છોકરાઓ પણ એ જ માગતા હતા, છતાં કોઇએ પોતાની ઇચ્છા વ્યક્ત કરી ન હતી.

"ચાલો અંદર જાવ, કહ્યું તે સાંભળ્યું નહિ?" સુમંતે સૈનિકની અદાથી ફરીથી હુકમ કર્યો. એ છોકરાઓનું મન પારખી ગયો હતો.

સેનાપતિ તરીકે હવે પોતે જ જવાબ આપવો જોઇએ માની રામસંગ બોલ્યો: "સાહેબ, ત્રીજો દાવ પણ અત્યારે જ પૂરો કરવો છે."

"કેમ?" સુમંતે નરમ પડતાં કહ્યું.

કારણ ન આપતાં એણે કહ્યું: "જાણે રમી જ લઇએ."

"પણ કાલ નહિ રમાય?" સુમંતે પૂછ્યું.

"પણ અત્યારે રમીએ તો શો વાંધો છે?" જશુએ વકીલની અદાથી સુમંતને સામો પ્રશ્ન કર્યો.

પોતાનો મૂળ વિચાર જણાવી દેતાં સુમંતે કહ્યું: "જુઓ, તમે બધા તો સરખેસરખા છો એટલે નહિ થાક્યા હો, પણ કમળાને

નાની છોકરીઓના પક્ષમાં રમવાનું એટલે થાકી જ જાય."

કમળા કંઈ બોલવા જતી હતી પણ એને સુમંતે ચૂપ કરી દીધી. એ જાણતો હતો કે વટના કટકા જેવી કમળા પાછી એમ સહેજમાં નમતું નહિ મૂકે, ને એથી એને પોતાને જ અન્યાય કરી બેસશે.

પરંતુ કમળાના થાકને લીધે સુમંત દાવ બંધ રાખે તે છોકરાઓને ખુલ્લો પક્ષપાત જણાયો. એક છોકરો બોલ્યો: "સાહેબ કમળાનો પક્ષ કરે છે!"

બસ! હવે કમળા એ સહી જ શી રીતે શકે? એણે સુમંત શું કહે છે તે સાંભળ્યા પહેલાં જ પોતાના પક્ષને હુકમ કર્યો: "ચાલો, બધાં પોતપોતાની જગાએ ગોઠવાઇ જાવ. જોઉં છું કે એ બધા કેવાક હરાવી જાય છે."

સુમંત ભોંઠો પડી ગયો. એને પોતાને પણ કંઇ અનિષ્ટ બનવાના ભણકારા વાગવા માંડ્યા. પણ બાણાવળી અર્જુનને પણ કાબાએ લૂંટી લીધો હતો તેમ સુમંત પોતે માસ્તર હોવા છતાં, એ ના કહે એટલે છોકરાંએ રમત બંધ કરવી જ જોઈએ, કરે જ—છતાં 'સમય સમય બળવાન' પ્રમાણે કમળાના હુકમ પછી એ ન તો ના કહી શકયો કે ન 'ચાલો ત્યારે રમી લો' એમ પણ કહી શકયો. છોકરાઓનો પક્ષ રમવાને સળુસળી રહ્યો હતો એટલે કમળાનો પક્ષ ગોઠવાઈ જતાં એ તો ચૂપચાપ સામા પાટમાં જઇને ચોંટી જ ગયો.

આ વખતે પહેલ કરવાનો વારો કમળાના પક્ષનો હતો, છતાં એણે દુસ્મનને પડકાર કરતાં કહ્યું: "ચાલો, આવો." એ શબ્દો તો એ જ હતા. પરંતુ એમાં ભાવ તો ઘણોઘણો હતો. 'કટકા થઇ જાઉં તો બહેતર પણ તમને તો ના જ જીતવા દઉં! થાકી હોઇશ કે નહિ એ તો મારું મન જાણે છે, પણ તમે બધા પાણીવાળાને ફેં ફેં ન કરાવી દઉં તો તો આ કમળા રમી જ નહોતી. તમે મોટા મારતા મીર છો તે લો પહેલો ઘા કરી લો, પછી સામો કેવો સવાદ ચાખવા મળે છે તે જુઓ. છોકરી છું એટલે કંઇ તમારા કરતાં જવાની નથી!' અને પોતાનો એ ભાવ તથા અભિલાષ આ વખતે એણે પોતાના પક્ષની છોકરીઓને કહ્યો ન હતો છતાં મનોમન સાક્ષીની માફક સૌથી નાની લલિતા પણ

સમજી ગઈ હતી કે આ વખતે કાંડું તૂટી જવાનું હોય તો તૂટી જાય, પણ જે હાથમાં આવી જાય તેને પગમાં એવી ચૂડ ભીડું કે એનો બાપ આવે પણ ન છૂટે.

આટલી હિંમત છતાં દાવ જે રીતે આમળ વધતો હતો એ જોતાં તો કમળાની તો શું પણ બાજુએ ઊભેલા ટોળાની પણ છાતી બેસી જતી હતી. એના પક્ષમાંથી એને સારા મદદ રૂપ પાંચ યોધ્ધાઓ તો હણાઇને હડસેલાઇ ગયા હતા. છઠ્ઠો મરતાં મરતાં બચી ગયો હતો જ્યારે સામી બાજુએ બે જ—ને તે ય પ્યાદાં ગણાય તેવાં પૂછેટિયાં જ ગયાં હતાં. કમળા ગમે તેટલું કરે તો પણ હવે જીતી રહી, એનામાં ગમે તેટલી ખબરદારી હોય પણ એક હાથે કંઇ તાળી પડતી હશે? સામે બોકડા જેવા છોકરા હોય પછી એનું બિચારીનું એકલીનું શું ગજું? જોશભરી રમે છે પણ હારશે એટલે છેવટ ભેંકડો તાણશે, બીજું હવે કંઇ થાય તેમ નથી: ટોળામાંથી આવતા એવા કોક કોક શબ્દ એને કાને અથડાયા પણ હતા.

પરંતુ તીરે ઊભાં તમાસો જોનારની એ બધી વાતો હતી. દરિયામાં પડેલાંઓ એ અર્જુનના લક્ષ્ય—પક્ષની આંખના નિશાનની જેમ રમત સિવાય કંઇ જોતાં જ ન હતાં. એમને તો જીતવું હતું ને જીતવા માટે તૂટી મરવું હતું. ગણગણાટ કરતું લોકોનું ટોળું થોડી ક્ષણમાં કમળાને પકડવા જતાં એકીસાથે ચાર મહારથી દુશ્મનોનો ઘાણ નીકળી જતાં બોલવા લાગ્યું કે, "અલ્યા, કમળી જીતી જશે કે શું? આ છોકરી તો જબરી કહેવાય!" સુમંત પણ આ એનું વિરાટ રૂપ જોઇને વિચારમાં પડી ગયો હતો. ધણીને બચાવવા પ્રતાપનો ચેતક ઘોડો જે જીવ ઉપર આવ્યો હતો એવી જ કમળા જીવ ઉપર આવી હતી. એ જીતે તો ય એને શી રીતે સંભાળી લેવી એની ચિંતામાં સુમંત પડી ગયો હતો.

બંને પક્ષો સરખા બળમાં થતાં હવે આ પાર કે પેલી પાર એવા છેલ્લા તબક્કે જઇ ઊભા હતા. કોઇ કોઇનું ગળું ન દબાવી દે એ જ સુમંત મનમાં ને મનમાં ઝંખતો હતો, છતાં એ સર્વસત્તાધીશ હોવા છતાં રમત બંધ નહોતો કરાવી શકતો એ ય એક અણઉકલ્યો કોયડો હતો.

હારજીતનો પ્રશ્ન એક ઘડીમાં જ—પળમાં નક્કી થવાનો હતો.

છોકરાઓના પક્ષનો સેનાપતિ રામસંગ સપડાઈ ગયો હતો. એને કમળા સુધ્ધાં બધી છોકરીઓએ ઘેરી લીધો હતો—એને વળગી પડયાં હતાં. ઘેરાયા છતાં પણ એ છૂટવા જબ્બર હવાતિયાં મારતો હતો. એ ધીમે ધીમે આ ટોળાને ગબડાવી પોતાના માર્ગ તરફ પ્રસ્થાન કરતો હતો. એક ગબારો તો એણે એવો માર્યો કે એનો હાથ, જો વચ્ચેથી સમયસૂચકતા વાપરી કમળાએ ઝાલી ન લીધો હોત તો લીટીને ભાંગી સામે પડ્યો જ હોત! ને બસ, એ જ વખતે કમળાનું કર્યુંકરાવ્યું ધૂળ થાત. પણ એ ચૂકે ત્યારે કમળા શાની? એણે પોતાના સારા ય શરીરનું બળ કાંડામાં લાવી એને એવો પોતાના પાટમાં અંદર ખેંચ્યો કે હવે એ બહાર નીકળી શકે એ આકાશકુસુમવત્ હતું. છતાં રામસંગ પણ મરણિયો થયો હોય એમ એનો પટપટારો 'હતતતત' બંધ કરતો ન હતો. છેવટ કમળા એના ઉપર ચડી બેઠી. ખુદ ખુદા ય હવે નહિ બચાવી શકે એવી ખાતરી થતાં રામસંગનો ચાલતો શ્વાસ 'હતતતત' બંધ થઇ ગયો. ચોમેર તાળીઓનો ગડગડાટ થયો. છોકરાઓના પક્ષે બે મહારથીઓ હતા, છતાં પોતાનું વધુ પાણી બતાવ્યા સિવાય હાર કબૂલ કરી દીધી. જે ઘડીની સુમંત રાહ જોતો'તો એ આવી ગઇ. એણે કમળાને ત્યાં ને ત્યાં જ બેસાડી દીધી. છૂટથી ચાલતા શ્વાસને એમ ને એમ ચાલવા દેવાની તેને સૂચના આપી. ચોમેર વળેલા છોકરાંના ટોળાને 'જાવ અંદર' કહી હઠાવી દીધું. લોકો પણ વાતો કરતાકરતા વીખરાઈ ગયા.

ગામમાં વાત ફેલાતાં જે હોય તે છોકરાઓને એક જ કહેતું : "એક છોકરી તમને એટલા બધાને હરાવી ગઇ તો ઢાંકણીમાં પાણી લઈ ડૂબી મરો ડૂબી !"



[૧૫]

**પોપટને** નિશાળે જતાં રસ્તામાં અને માસ્તર અંગ્રેજીનો વિષય લેતા હતા ત્યારે પણ એના એ વિચારો આવ્યા કર્યા. કમળાની

જીત થઇ એથી એના દોસ્ત રમણે કહ્યું : " પોપટ ! તને તો કમળી ગાંઠી રહી."

પોપટનો પક્ષ લેતાં મનુ બોલ્યો : " વહુ તે શું ના ગાંઠતી'તી ? સોટું લઇને ફરી વળતાં શું થાય છે ? "

પોપટ તરફ આંગળી કરતાં રમણે કહ્યું : " ફરી વળે એવાં એનાં મોઢાં નહિ કહેતાં હોય ! આપણે બધા રમીએ છીએ ત્યારે સૌ પહેલાં ઠોકર ખોતો એ નીકળી જાય છે ને કમળીએ એકલીએ બધાને ઉડાડી દીધા. પછી એને એ શું ફરી વળવાનો હતો ? "

" તને અક્કલ જ ક્યાં છે ? " મનુએ વરવહુના હક્ક જણાવતાં કહ્યું : " વહુ શરીરે કંઈ લાંબીપહોળી કે જબરી હોય તેથી વરને મારવાની હતી ? જો એમ એનાથી મરાતું હોય તો લક્ષ્મીકાકી મણિકાકાનો માર ખાય એવી છે ? છતાં મણિકાકાનો એ ઓછો માર ખાય છે ? " કાયદે સ્થાપિત થયેલી વરની આટલી સત્તા બતાવ્યા પછી મનુ પોપટ તરફ જોતાં બોલ્યો : " બીતો નહિ પોપટ ! હાંજિયું લઇને ફરી વળવું—એના શા ભાર છે કે એ તને ના ગાંઠે ? "

પોપટને બિચારાને બોલવા વારો જ એ બંને જણ આવવા દેતા ન હતા. કદાચ પોપટને પણ શું બોલવું એ નહિ સૂઝતું હોય એટલે એ જાણીને નહિ બોલતો હોય તો પણ કોણ જાણે ! ગામમાંથી એ ત્રણ જણા જ અંગ્રેજી નિશાળે જતા હતા એટલે ચોથો કોઈ એમાં ભળી શકે તેમ ન હતો એ સારું હતું. મનુ એમાં સૌથી મોટો હતો અને તે ત્રીજી ભણતો હતો એટલે એને એ બે કરતાં વધુ જ્ઞાન જણાતું. રમણ વચેટ હતો અને એ બીજી ભણતો હતો, જ્યારે પોપટ સૌથી નાનો અને હજુ એ–બી–સી–ડી ઘૂંટી પરાણે Popat (પોપટ) લખતાં શીખ્યો હતો, એટલે એ બંને આગળ એ બહુ દલીલ ન કરે એ સ્વાભાવિક હતું; તેમાં ય એની વહુની વાત, પછી એનાથી બોલાય જ શું ?

મનુની વરની સત્તાની વાત તોડી નાખતાં રમણે કહ્યું : " તું 'એના શા ભાર છે' કહે છે, પણ બધાં બૈરાં તું લક્ષ્મીકાકી જેવાં ભાળે છે ? બૈરાં પણ ભાયડાના માથાનાં નથી હોત્તાં ? અમારા ફળિયામાં પેલી હતા......"

રમણુને આગળ બોલતો અટકાવી મનુએ કહ્યું : " બસ, રાખ હવે તારી વાત. એ તો કાનજી બાયલો છે તેમાં એ એટલી ચઢી વાગી છે, બાકી એ શું એને મારતી'તી ? "

બીજો દાખલો આપતાં રમણે કહ્યું : " જડી માસી તો ખરી કે નહિ ? "

મનુએ એનો જવાબ રમણુને આપ્યા સિવાય પોપટ તરફ દૃષ્ટિ કરતાં કહ્યું : " જો પોપટ, પહેલેથી લગાવ્યે જ રાખવી."

" પહેલેથી ને છેલ્લેથી " દફતર બીજા હાથે બદલતાં રમણુ નિરાશાનો ઉદ્દ્ગાર કાઢતાં બોલ્યો : " ભૈ કેટલામાં છે એ એનું કંઇ અજાણ્યું છે ? બહારના ગામની કોઇ હોય તો એ બધો ભાર તું કહે તે રહે."

રમણુની દલીલોથી થાક્યો હોય તેમ મનુ વિચારમાં પડી ગયો. એ પોતે પોપટની તરફેણુ કરતો હતો, પરંતુ એના મનમાં તો થતું હતું કે કમળી આટલી જબરી છે ને લાંઠ નીકળે તો પોપટનું કંઇ ન ચાલે.

પણુ વિચાર કરીને જવાબ આપવાની મનુને જરૂર જ ન રહી. એમની હમેશની માનીતી કોઠી એક ફર્લાંગ રહે એટલે કોઠા માટે ત્રણે દોડે જ. પોપટનો તો ભાગ્યે જ કોઇ દિવસ નંબર લાગે. ખરી હરીફાઇ રમણુ અને મનુ વચ્ચે જ જામતી. એમાં ઊંચો ને પહોળો મનુ જ મોટે ભાગે સૌથી આગળ જતો. પહેલા જવાની તો માત્ર હરીફાઇ હતી એટલું જ, બાકી કોઠાં તો જેટલાં જડે તેટલાં એ ત્રણે ભાગે વહેંચીને જ ખાતા. તેથી જ પોપટ દિલ ચોરીને પૂરું દોડતો નહિ એ ય ખરું. બરાબર અણીને વખતે દોડ શરૂ કરવાનો વળાંક આવ્યો. મનુ વિચારમાં હતો એનો લાગ સાધી રમણુ પોચે પગલે દોટ મૂકી થોડું દોડ્યો ત્યારે જ મનુ જાગ્યો. પોપટ જાગતો હતો પણુ એનામાં દોટ મૂકવા જેટલો ઉત્સાહ ન હતો. છતાં એમનાથી જુદું ન પડી જવાય તેટલા પૂરતું એ પણુ એમની પાછળપાછળ અણુમાનતે મને દોડ્યો. દરેક વખત કોઠું મળતું એવું પણુ નહિ, મોટા ભાગના દિવસો તો ખાલી દોડી મરવાનું જ થતું, પરંતુ એમને તો કોઠાં કરતાં દોડવામાં જ વધુ રસ પડતો એટલે કોઠું મળ્યા ન મળ્યાનો અફસોસ થતો નહિ. ભોગજોગે આજે સામટાં ત્રણુ કોઠાં મળી ગયાં, પછી વરવહુની

ખાલી ચર્ચા કરવાનું કોને યાદ રહે? હવે તો કોણ કયું લે તેની જ ભાંજગડ ચાલી. રમણ કહે કે, "મેં આગળ આવી લઈ લીધાં છે એટલે હું મોટું લઉં." મનુ કહે કે, "એમ તો હું ઘણી વાર આગળ આવું છું." પોપટ કહે કે "છેલ્લો આવે તે મોટું લે એમ રાખો!" જમણા હાથનો અંગૂઠો બતાવતાં રમણ કહે કે "તું તો ખાય તેવો જ છે! કોઈ દહાડો દોડવું તો છે નહિ ને ભાઈને વળી મોટું કોઠું ખાવું છે!"

આ તો દરરોજની ચર્ચા ને દરરોજ છેવટ ભાગીને કકડા કરીને જ વહેંચણી થવાની એમાં ફેર નહિ. રમણ અને મનુ રોજની જેમ કોઠું ખાવામાં તલ્લીન થઈ ગયા—પોપટ કમળાને ગાંઠશે કે નહિ એ વાત તો કોઠાનો મીઠો ગર્ભ ચાટતાં કયાં ય ભૂલી ગયા કે પછી તલાવડીમાં હાથ મોં ધોઈ નિવૃત્ત થયા ત્યારે પણ એમને એ વાત સાંભરી નહિ. રમણ ગઈ કાલે આપેલા પાઠમાંના નવા શબ્દોના સ્પેલિંગ રસ્તામાં એ તો ગોખી નાખીશ એમ સંકલ્પ કરી સવારમાં ગિલ્લીદંડા રમવામાં રોકાઈ ગયો હતો તે નિશાળની નજીક એના પગ પડતા ગયા ત્યાં એકાએક તેને એ સાંભરી આવ્યું. દફતરમાંથી ચોપડી કાઢતોક 'જી-આર-ઓ-યુ-એન-ડી=ગ્રાઉન્ડ એટલે જમીન, જી-આર-ઓ-યુ-એન-ડી=ગ્રાઉન્ડ એટલે જમીન.' ગોખવા જ મંડી પડયો. મનુ ભૂમિતિની ભાંજગડમાં પડી ગયો કે એક સીધી લીટી ઉપર ગમે તેટલા ખૂણા કરવામાં આવે પણ ૧૮૦ ડીગ્રી કરતાં એ વધારે કોઈ દિવસ થાય જ નહિ.

ફક્ત આખી ચર્ચા દરમ્યાન પોપટ સાવ મૌન રહ્યો હતો, એટલે હવે એનો વારો બેઠો હોય તેમ કમળાના વિચારમાં એ ગૂંચવાઈ ગયો. "રમણ છોને કહેતો—મારે એ તો બોલવું નહોતું—બાકી કમળી મને શું ના ગાંઠતી'તી! એની મગદૂર છે કે મારા સામું બોલે? એ તો મારી ટાઢી નજર હોય ત્યાં સુધી એ રમે, હું એને આંખ કાઢી કહી દઉં કે ખબરદાર, હવે જો કોઈ દહાડો છોકરા ભેગી રમી છે તો! અને એ બિચારી રમી છે ય કયારે? હું હતો ત્યાં સુધી તો એ કોઈ દિવસ રમી જ નથી. બીજી છોડીઓ એને રમવા ખેંચે તો ય કયાં ઊભી થતી'તી? મેં એમને આંખની ઇશારતથી કેટલા વખત કહ્યું

હશે કે રમને, આપણે ક્યાં ભેગું રમવું છે કે પંચાત ? પણ કાછડો મારી એ કોઈ દિવસ ચાર વર્ષ સાથે ભણ્યાં ત્યાં સુધી રમી નથી. એટલી બધી તો એણે મારી આમન્યા રાખી છે, પછી એ મને નહિ માંડે એમ રમણ કહે પણ હું શી રીતે માનું ?"

વળી વિચારનું નવું મોજું આવ્યું : "રમે એની કંઈ ના નહિ, એમ તો હું કંઈ નથી રમતો ? પણ હવે એ કંઈ સાવ નાની ના કહેવાય. એણુ ચોથી પાસ થઈ જશે એટલે એને બારસું વરસ પૂરું થઇ રહેશે એમ એની બા કહેતી'તી, એટલે છોકરાં ભેગી કાછડો મારી રમે, બાથમબાથા કરે એ સારું તો ના કહેવાય."

પણ રમવામાં એના દોષ કરતાં માસ્તરનો દોષ દેખાઇ આવતાં પલ્લું એ બાજુ નમ્યું. એ કયે દા'ડે છોકરાં ભેગી રમે એવી છે ? પણ આ માસ્તર—ગઇ કાલ સુધી એને સુમંત દેવ જેવો દેખાતો હતો, એની સાખપાડોશમાં રહેતો હતો એટલે રોજ એમને ઘેર અમસ્તો જતો ત્યારે એ એવી મીઠાશથી બોલાવતો—"વાત કરતો કે પોપટને થતું કે મગન માસ્તર બે વરસ વહેલો ટળ્યો હોત તો આમના હાથ નીચે પોતાને પણ ભણવાનું મળત ! એટલે સુમંત વિષે કંઇ ખરાબ વિચારતાં એનું મન અચકાયું.

એને પાછી શહેરની નિશાળ સાંભરી આવી. "માસ્તર તો કહેવા પડે—એવો માસ્તર જ વળી ક્યાં જોયો છે ? પણ ગામના લોક જ ખરાબ છે. શહેરમાં મોટી મોટી વીસ–વીસ ને પચ્ચીસ–પચ્ચીસ વર્ષની છોકરીઓ નિશાળે જાય છે, છોકરાઓ સાથે રમે છે, એમની કોઇ કંઇ વાત કરતું નથી ને કમળી રમી અને જીતી એમાં લોકોએ કેટલી હોહા કરી મૂકી ? જીતી એમાં એણે શું ગુનો કર્યો ? એ તો ઊલટું સારું કહેવાય, ત્યારે આ રમણિયો કેવો અરથ કરે છે ?"

નિશાળના ઝાંપામાં આવતાં થોડીક વાર પોપટનો વિચાર જંપી ગયો. પણ પાઠના શબ્દો લખાવી લીધા પછી પોતપોતાની મેળે મનમાં પાઠ વાંચી જાવ એમ કહી માસ્તર બીજા વર્ગને લેસન લેવા વળગ્યા કે પોપટનો જંપી ગયેલો વિચાર પાછો જાગી ગયો: "રમણ છો ગમે તે અરથ કરે, પણ હું કમળીને ન ઓળખતો હોઉં ત્યારે ને ? એ મને

'પાડા પાડા' કહી જગાડતી, ઘોડો કરી ચાબૂક મારતી, ને બા આગળ મારી હજારો ફરિયાદ કરતી. બાપુજી તો એ કહે એટલું સાચું જ માની લેતા, પણ વિવાહ થયા પછી એ એક અક્ષર પણ બોલી નથી. ઊલટી મને એક દહાડો ન જોયો હોય તો અધીંઅધીં થઇ જતી તે, પછી મારું ઘર જ ભૂલી ગઈ. ન છૂટકે એની બેન પાસે કે કંઇ ચીજભાવ આપવા આવવું પડે છે તો પણ એ કેટલું મારાથી શરમાય છે? એક વરસથી તો ઓઢણી ઓઢીને આવે છે ને મને જુએ છે ત્યારે જાણે મારી લાજ કાઢતી હોય તેમ કેવો ધીરે રહીને છેડો જરા ખેંચી લેઇ મોઢું ઢાંકી દે છે! એને જ નર્યું હું શું કામ કહું છું?—મને પણ ક્યાં શરમ નથી આવતી? એને બોલાવવાનું મને ઘણું ય મન થાય છે પણ ક્યાં બોલાય છે? બધાંના દેખતાં તો જાણે શરમ આવે, પણ એ એકલી હોય છે ત્યારે પણ ક્યાં એટલું ય પુછાય છે કે કેમ કમળી મઝામાં છે ને? છ મહિના ઉપર એ માંદી પડી ત્યારે એને જોવા જવાનું મને ઓછું મન થતું'તું? પણ પગ જ ઊંચો ન થાય એનું શું? પોર મેળામાં હું ભૂલો પડ્યો ને રાતે દસ વાગ્યા સુધી હું જડ્યો નહિ ત્યારે એણે છેવટે સાવ નહિ રહેવાયું હોય ત્યારે જ ઉઘાડું રડી દીધું હશે ને? તે દા'ડે ય હું પાંચ કલાક ખોવાઇ ગયો એમાં તે રડી, ત્યારે બધાંએ કહ્યું કે આ છોડી તો બહુ પોચી. એને કંઈ લેવાદેવા હજુ નથી તો ય આમ રડી પડે છે, તો હજુ તો ક્યાં? આજ એ છૂતી ત્યારે કહે છે કે જબરી છે, પોપટને ગાંઠે તો ભાગ્ય! એ તો સારું થયું કે એ માંદી પડી ત્યારે હું છાનોમાનો પથારીમાં રડ્યો'તો, બાકી મનુ જેવો એ વાત જાણે તો મને બાયલો જ કહે ને?"

માસ્તરની નજર પોતા તરફ જાય તો પોતે વાંચતો નથી એ પકડાઇ ન જાય માટે એણે હાથમાં ઝાલી રાખેલી ચોપડીનું એક પાન ફેરવ્યું, અને એનું 'વાચન' આગળ ચાલ્યું: "કમળી ગાંઠે કે ન ગાંઠે, પણ મનુ કહે છે તેમ એને મારવાનું તો મારાથી ન બને. એ તો કહે છે કે પહેલેથી લગાવતો રહેજે; પણ એને મારે શી રીતે કહેવું કે મારે કમળીને લગાવવી શી રીતે? હું કંઇ એમ કાનજી જેવો બાયલો

નથી, જો કોઈ બીજી હોય તો તો એટલી લગાવું કે...પણ કમળીને...

"રમણ કહે છે એ ય ખરું. ગામમાં ને ગામમાં અને એક-બીજાનું આટલું બધું મન ગોઠી ગયું એટલે મારતાં વાર લાગે—બાકી કમળી શું વાઘનું માથું લાવી કે ન મરાય? પછી એ તો ગમતી હોય, વહાલી લાગતી હોય પણ વહુ થઇ એટલે મારવી તો પડે; કશું ન બોલીએ, વાંક આવે તો ય જવા દઇએ, તો પછી વરવહુની ચઢઊતર શી રીતે રહે? સાથે રમ્યાં ત્યાંસુધી બહુ રમ્યાં, પાડો કહ્યો ત્યાંસુધી કહ્યો, પણ હવે વહુ થઇ એટલે વહાલી લાગે તો ય મારવી તો પડે! વાંક હોય તો કહેવું ય પડે. કમળી છે એટલે એને શું કહેવાય, એમ જાણી માંડી વાળીએ તો વરવહુનો સંબંધ શી રીતે ચાલે?"

આમ ચોમેરનો વિચાર કરી છેવટનો નિર્ણય થઇ ગયો હોય તેમ પોપટના મગજમાં કમળાને શું કહેવું તેના નિર્ણયની ગડ બેસી ગઇ: "જો કમળી! માસ્તર સારા છે, ભલા છે, મને ય ગમે છે, પણ હવે એ કહે તો ય તારે છોકરા ભેગું ન રમવું. તું મને વહાલી છે, ગમે છે, તું રમે તેથી કંઇ મને ઝેર નથી આવતું, પણ તું મારી કમળા છે ને કાછડો મારીને રમે એ મને નથી ગમતું. મને ન ગમે એ તારે નહિ કરવાનું. ને તું પહેલાં રમતી'તી ય ક્યારે કે રમ્યા વગર તને નહિ ગમે? માટે તારે ગાવું હોય તો ગાજે, સાત ચોપડીઓ પૂરી ભણવી હોય તો પૂરી ભણજે—એ તો મને બહુ ગમે—તું વળી શહેરની છોકરીઓ પેઠે અંગ્રેજી ભણે તો તો આપણે પછી કોઇ ન સમજે તેમ અંગ્રેજીમાં વાતો કરીએ—ને કમળી! જરૂર હું—મને એક વખત ભણી રહેવા દે ને—આપણે સાથે રહીશું ત્યારે તને અંગ્રેજી ભણાવી દઇશ. ને મને ભણી રહેતાં શહેરમાં જો નોકરી મળી જાય છે ને, તો તો આપણે પછી સાથે ફરવા જઇશું. એ બધી તે દા'ડાની વાત તે દા'ડે છે, પરંતુ અત્યારે મેં શું કહ્યું કે છોકરાઓ ભેગું રમવાનું ભૂલી જજે. મને એ ગમતું નથી. ને હું તને એથી શું વધારે કહું?

"પછી છેવટ મારે...ના, ના, કમળીને એમ કહેવું જ ન પડે."



[૧૬]

પોપટને જ આવા વિચાર આવ્યા હતા એમ નહિ, કમળાને પણ એવા જ ઊલટાસૂલટી વિચારો આવ્યા હતા. પોપટને જેમ રમણે વિચારતો કરી મૂક્યો હતો, તેમ કમળાને સંતોક શેઠાણીએ કરી દીધી હતી. કમળાની અદ્વિતીય જીતની વાત ફળિયામાં આવી ત્યારે એ બૈરાંમંડળ સાથે તડાકા મારી ઊઠવાની તૈયારી હતી. ચૂલો ચેતાવવાની તૈયારી થઈ હતી એટલે એમને અને એમના મંડળને ઊઠ્યા વિના છૂટકો ય ન હતો. કમળા દફતર લઈને આવી એટલે શેઠાણી મશ્કરી કર્યા વિના ન રહ્યાં. એમની મશ્કરીનો ઊંડો અર્થ તો કમળા કરતાં લક્ષ્મીને જ વધારે સ્પર્શતો હતો. લક્ષ્મી એ વેણ સાંભળી સમસમી પણ ખરી, એને પોતાને પતિ તરફથી મળતા મારના દુ:ખ કરતાં આમ સ્ત્રીમંડળ વચ્ચે નીચું જોવું પડે એ દુ:ખ વધું હતું.

"કેમ કમળી, ખરું ને?" સંતોક શેઠાણીએ કંઈ કહ્યા વિના પ્રશ્ન કર્યો.

કમળા સમજી કે પોતે જીતી તે વિષે પૂછે છે એટલે તેણે કંઇ જવાબ આપ્યા વગર ડોકું હલાવી હા પાડી.

ખડખડ હસી પડતાં સંતોક શેઠાણી બોલ્યાં: "હું કહું એ ખોટું હોય જ નહિ. લક્ષ્મીની પેઠે કમળી માર ખાય ત્યારે તો થઈ જ રહ્યું!"

"તમે ય વળી કાકી!" એમ બોલી છણકો કરી મોં વીંઝી કમળા ઘરમાં ચાલી ગઈ. પણ અંદર ગઈ તો ય એના કાન બહાર જ મૂકતી ગઈ હતી.

લક્ષ્મી તરફ આડકતરી રીતે ઘા થતાં એનો પક્ષ લેતાં મહાકોર બોલી: "લક્ષ્મી, કમળા, હું કે તમે, કોઇ ધણી આગળ શું કરવાનાં હતાં? ધણીનો કોઇ ધણી છે? એ તો એમ કહોને કે શેઠ સારા છે, બાકી લક્ષ્મીને કહો છો પણ તમે જ શું કરો?"

સંતોક શેઠાણી મનનો ભાવ ફેરવી નાખતાં બોલ્યાં: "તને મા'કોર, કંઇ લક્ષ્મીનું બહુ લાગી આવ્યું! હું તો એમ કરીને જરા કમળીને હસતી'તી એમાં....."

"કમળીને હસીને કે લક્ષ્મીને હસીને શું કરવાનું છે? લક્ષ્મી માર ખાતી હશે કે કોઇની શું કરવા વાત કરું, હું જ ખાતી હોઇશ તે કંઇ સામું મારવાનું જોર નહિ હોય તે માટે? કોઇનામાં ઓછું વધતું બળ હોય તો બે–પાંચ વાગે ત્યારે એકે ય મારે કે ન મારે? પણ સ્ત્રીની જાતને એમ કંઇ સામો હાથ ઊપાડવાનો છે? બત્રીસ મણનું ગાડું ખેંચે છે તે બળદમાં કંઇ ઓછું જોર છે? પણ એ માર ખાય છે તે કંઇ જોર નથી માટે? પછી લક્ષ્મીને હસો તે ય ખોટું ને કમળીને ખીજવો તે ય ખોટું. એ ગમે તેટલી જબરી હશે, બધા છોકરાઓને એણે પછાડી નાખ્યા હશે, માટે કંઇ પોપટ સામે એનાથી હાથ ઉપાડાશે? એ મારે તો શું એનાથી સામું મરાશે? પછી એવી ખાલી કોઇની વાત કરવી......!"

વિદાય થતાં ચર્ચાને સમેટી લેતાં સંતોક શેઠાણીએ કહ્યું: "લ્યો બોન, હવે કોઇ દા'ડો નહિ કહીએ—થયું?"

માં'કોર પણ ચાલતાંચાલતાં બોલી: "ના કહેવાનું કોણ કહે છે? બીજી ઘણી ય મશ્કરીઓ કરવાની છે, કરો ને, પણ આપણો ધરમ જેમાં લાચાર હોય તેમાં કોઇની મશ્કરી શું કામની?"

એ બધાં તો ગયાં, પણ કમળાના મગજમાં સૂઇ રહેલો કીડો જગાડતાં ગયાં. એ નિશાળેથી ઘેર આવી ત્યાંસુધી સંતોક શેઠાણીની જેમ બે–ચાર જણાએ આવી ટકોર કરી હતી.

એકે કહ્યું: "જબરી છોકરી!"

બીજો બોલ્યો: "એ શું, બધાં બૈરાં જબરાં જ માનવાં. કહેવત કંઇ અમસ્તી પડી છે કે બૈરી રહે તો આપણું ને જાય તો સગા બાપનું?"

ત્રીજો બોલ્યો: "જબરી હોય કે ન હોય, પણ ઘાણીમાં જોડાશે એટલે એની મેળે સીધી દોર થઇ જશે!"

ચોથો કહે: "વાઘ પાંજરામાં પુરાય છે, પણ એનો ઘુઘવાટો બંધ પડે છે?"

વળી કમળા ઘેર આવી ત્યારે સંતોક શેઠાણીએ કહ્યું કે, "લક્ષ્મીની પેઠે કમળી માર ખાય ત્યારે તો થઇ જ રહ્યું!"

કમળાને એ જ વાત નહોતી સમજાતી કે પોતે છૂતી તેને પોપટનો માર ખાવા સાથે શો સંબંધ છે? વળી પોતે પોપટનો માર ખાવો ય શા માટે? મારની સાથે જ એની સામે લક્ષ્મીકાકીની છબી ખડી થઈ જતી. 'ઓ બાપા! મરી ગઇ!' એમ એ બૂમાબૂમ પાડતી, પણ ન તો મણિકાકા એને મારવાનું બંધ રાખતા કે ન તો કોઇ પાડોશી એને મુકાવા જતું. એની હૈયાફાટ ચીસો કમળાથી ન સહેવાતી ત્યારે એ મંછાને કહેતી—"બા, જાને, મણિકાકાને કહે તો ખરી, લક્ષ્મીકાકી કેટલી ચીસો પાડે છે!" પરંતુ મણિકાકાના ખરાબ સ્વભાવને સારી પેઠે જાણતી મંછા કમળા જેવી બાળકબુદ્ધિ ન બતાવતાં કહેતી: "એ મૂઆનું નામ જ જવા દે ને! કહેવા જનારને જ ઊલટો કરડવા તડે છે. એને મારી નાખશે ત્યારે એ જંપવાનો છે!" અને લક્ષ્મી તરફ પણ અસંતોષ વ્યક્ત કરતાં મંછા જણાવતી: "લક્ષ્મી ય માગે છે—એ મૂઆનો સ્વભાવ તો એ જાણે છે, પછી શું કામ...?" પરંતુ મંછાની એ ન્યાયાન્યાયની બાજુ પૂરી સાંભળ્યા વિના એ પોતે જ છેવટ દોડતી. મંછા એને પાછી બોલવવા "કમળી! ઓ કમળી! પાછી વળછ કે..." એમ કહેતી જ રહે, પણ લક્ષ્મીને ઘેર—મણિકાકા મારતા હોય ત્યાં ઠેઠ પહોંચી જતાં બે હાથે 'ન મારશો' એમ ઇશારત કરતાં કહેતી: "મણિકાકા, હવે ના મારશો..." અને આગળ શું બોલવું તે સમજ ન પડતાં એ બોલતી બંધ થઇ જતી. ગમે તેવો વડીલ ગણાતો આદમી પણ લક્ષ્મીને મારતી વખતે ડહાપણ કરવા આવે તો મણિકાકો અપમાન જ કરી નાખતો—ને તેવા સ્વાનુભવે જ સૌ કોઇ લક્ષ્મીની ચીસો સાંભળ્યા છતાં—'બાળ્યને હવે એનું મોંઢું', એને મારી નાખશે ત્યારે જંપશે'—કહીને જ પાડોશીધર્મ પૂરો કર્યાનો સંતોષ માનતાં. પહેલાં એકાદ બે–વખત કમળા માતાના ના કહેવા છતાં દોડી હશે ત્યારે મંછાનો જીવ જ ઊડી ગયો. એ અક્કર્મી બેભાનમાં કંઇ છોકરીને આડુઅવળું મારી બેસે તો...પણ કોણ જાણે એ કમળાને કશું કહેતો જ નહિ. એ આવતી ત્યારે એક વખત તો મોં બગાડી નાખતો, એના તરફ આંખ કાઢી—જાને હવે છાનીમાની, એમ ભાવ પણ વ્યક્ત કરતો; પરંતુ કોઇ વખત એણે મોંમાંથી

કમળાને ધમકાવતું વેણુ ઉચ્ચાર્યું નહોતું. ઘરમાંથી એ ચાલ્યો જતો, નાના બાળકને મોટું માણસ ડહાપણ દેખાડીને છાનું રાખે તેમ કમળા લક્ષ્મીને છાની રાખતી, પાણી લાવીને પાતી, અને એ જ ભાવને વશ થઇ લક્ષ્મીને તાવ આવતો ત્યારે કમળા જ એને પાણી કે કંઈ બીજી ચીજ જોઈતી હોય તો લાવી આપતી. એટલે વર વહુને મારે એ જ્ઞાન એને શીખવા જવાનું ન હતું. લક્ષ્મીકાકીનો પદાર્થપાઠ એની આંખ આગળ જ ભજવાતો અને તેમાં એ પોતે પણ થોડો ભાગ ભજવતી, એટલે વરના મારનો એને પૂરેપૂરો ખ્યાલ હતો. તે વખતે ય એને પોતાને થઇ આવતું કે પોપટ જો પોતાને આમ મારે તો પોતાનાથી આટલો માર ના ખાઇ શકાય. વળી પાછો એને વિચાર આવતો કે "ના, ના, પોપટ મારે જ નહિ. એમ તો કંઇ બધાં બૈરાંને ઓછા એમના વર મારે છે? સંતોકકાકીને તો ઊલટા ડાહ્યાકાકા હું હોઉં છું તો ય કેવી ગમ્મત કરાવે છે?

"ને પાછાં એ જ સંતોકકાકી મને મરાવાની વાત કરે છે! સંતોક કાકીને ય ડાહ્યા કાકા છાના નહિ મારતા હોય તેની શી ખબર? જમના ફોઇ તે દા'ડે નહોતાં વાત કરતાં કે આદમી કહ્યા એટલે બધા સરખા. કોઇ આકળો હોય તો ચાહેન બધાં વચ્ચે ભવાડો થાય તેમ મારે, કોઇ થોડો સમજુ હોય તો વખત આવ્યે સામટું સાટું વાળી લે. ને કોઇ બહુ સમજુ હોય તે મારે ને પછી વાળે એટલે કોઇને ખબરે ન પડે. બાકી, કોઇ કહેતી હોય કે ના, મને તો ફૂલ લઇને પૂજે છે તો જાણવું કે એ બધું જૂઠ. ત્યારે શું બધા ય આદમી સરખા હશે? પોપટ પણ બધાંની જેમ મને મારવાનો? પણ બધા મારતા શું કામ હશે? વાંક પડે એટલે મારે, પણ મારવાની ય હદ તો હોય કે નહિ? લક્ષ્મીકાકીને તે દા'ડે મોઢે લોહી પડયું તો ય મણિકાકા મારતા બંધ નહોતા રહ્યા. હું નિશાળે ના હોત તો ત્યાં ગયા વગર રહું? વહુનો વાંક પડે ત્યારે વર મારે, ને વરનો વાંક જ નહિ પડતો હોય? હું મૂરખી છું કે શું? વહુને કંઇ વરનો વાંક તો જોવાનો હોતો હશે? વર એટલે વર, એનો વાંક હોય પણ કંઇ વહુને એ જોવાનું છે? વર તો એનો ધણી છે તે મારે, પણ વહુ કંઇ એનો

ધણી છે? ધણી હોય કે ના હોય, પણ આપણાથી તો બા એટલો બધો માર ના ખવાય. પોપટ મારે તો હું ચોખ્ખું જ કહી દઉં કે આપણાથી માર નહિ ખવાય. પણ એને મારે કહેવા વારો જ શું કામ આવવા દઉં? વાંક આવે ત્યારે એ મારે ને? પણ વાંક આવે એવું હું કરું જ શું કામ? એને ખોટું લાગતું હોય એ કામ જ ન કરવું— પછી એને કંઇ કહેવાનો વખત જ શું કામ આવે?

"ના, ના, હું જ અમસ્તી બિચારા પોપટને માટે ખોટુંખોટું ધારું છું. એ વરપણું જ ક્યારે દેખાડે છે? એ તો ઊલટો સાથે નિશાળમાં હતો તો ય હું રમવા ન ઊઠતી ત્યારે રમવાની ઇશારત કરતો. પણ હું કંઇ એમ એનું માન રાખું તેવી નથી? એ કહે પણ મારે સમજવું જોઇએને કે એના દેખતાં હું કાછડો મારી રમું ત્યારે એમાં પછી વર-વહુ જેવું રહ્યું જ શું? આજે ય એ નિશાળમાં આવતો હોય તો છો ને આ માસ્તર સારા હોય, એમનું કહ્યું કર્યા વિના જંપ ન વળે એવા હોય, પણ આ કમળી રમવા ઊઠી ત્યારે થઇ જ રહ્યું! એ તો એ નથી એટલે બધી ધિંગામસ્તી કરવાની ને બીજાંને પાણી બતાવવાનું; મારે કંઇ એના આગળ બહાદુરીનો ઓછો શિરપાવ લેવો છે? અને એનું મન ના હોય તો મને કંઇ રમ્યા વગર જંપ નથી વળતો એવું ઓછું છે? બંધ જ કરી દઉં."

અને એ જ વિચારમાંથી કમળા, પોતાનું રમવું પોપટને ગમતું હશે કે નહિ એ તરંગમાં ચઢી ગઇ. "હું સાવ ગાંડી જ છું કે બીજું? એણે કોઇ દિવસ ન ગમતું હોય તો ય કશું મને કહ્યું છે? હું એને ઘેર બહુ નથી જતી એ એને ઘણું ય નથી ગમતું, પણ એણે કે દા'ડે કહ્યું કે કમળી, તું કેમ નથી આવતી? અને છતાં હું સાવ થોડા દહાડા જોવામાં નથી આવતી ત્યારે એ કોઇ ને કોઇ બહાનું કાઢી, એને ગમતું હોતું નથી તો પણ મારે ઘેર આવે છે કે નહિ? પછી "ભાભી મને પરાણે તેડી લાવી" એમ બહાનું કાઢે, પણ મારું કંઇ અજાણ્યું છે? કોઈ કોઇ વાર અમે બંને એકલાં ભેગાં થઇ જઇએ છીએ ત્યારે છાના માના બોલ્યા વિના છટકી જવાનું એને કદી ગમ્યું નથી, છતાં એણે કોઈ દા'ડો જીભ ઉપાડી છે? પછી હું રમું છું એ એને ન ગમતું હોય તો

પણ એ બોલે ખરો ? મને એ રમવાનું કે'તો'તો એ વખત જુદો હતો અને આ ય જુદો છે. તે દા'ડે છોડીઓ-છોડીઓ રમતી'તી, આજે છોકરા-છોડીઓ ભેગાં રમે છે. તે દા'ડે હું ઘાઘરી-પોલકું જ પહેરતી હતી અને આજે ઓઢણી ઓઢ્યા વિના નિશાળે જતાં મને જ શરમ આવે છે. બા સુધ્ધાં ય કહે છે કે બાર વર્ષ હજુ પૂરાં થયાં નથી તે પહેલાં મોટો સોળ વર્ષનો ઓળિયો હોય તેટલી વધી છે ને ! બાને જ હું બહુ મોટી થઈ ગયેલી લાગું છું તો પછી એને નહિ લાગતું હોય ? પછી હું જ એને ગમે છે એમ માનીને છોકરાઓ ભેગી રમ્યા કરું તો એ કહે નહિ પણ ખોટું તો લાગે જ ને ? એ બધું મારે જ સમજવું જોઇએ ને ? ગામમાં ને ગામમાં રહેવાનું એટલે સહેજ ચૂક આવવા ના દેવી જોઇએ. હું રમું તેમાં કદાચ એને કંઇ ન હોય, પણ એના ભાઇબંધો મશ્કરી તો કરે જ ને કે કમળી મોટી ઓળિયો થઇને છોકરાઓ ભેગી રમે છે તો તું કશું કહેતો ય નથી ? તારી આંખ આગળ આજથી એ આમ ચાળા કરે છે તો પછી મોટી થશે ત્યારે તને કેમ ગાંઠશે ? એટલે એને ગમતું હોય તો ય, એના ભાઇબંધો એની મશ્કરી ન કરે તે માટે પણ મારે ન રમવું જોઇએ. આજ સુધી આ માસ્તર આવ્યા તે પહેલાં છોડીઓ છોકરાઓ ભેગી રમતી ક્યારે ય ?"

અને જાણે એ બધા વિચારને અંતે પોતે છેલ્લા કયા નિર્ણય ઉપર આવી છે તે પોપટને કહી સંભળાવતી હોય તેમ બોલી : "જો પોપટ ! લોકોને-તારા ભાઇબંધોને અને સંતોકકાકી જેવાંને જે કહેવું હોય તે કહે, પણ કમળી તારા પગ ધોઇને પી જશે, એ તને પરમેશ્વર જેમ પૂજશે, તને દુઃખ પડશે તો રાતદા'ડો નહિ ઊંઘે, એનાથી થાય તેટલી તને મદદ કરશે, માંદોસાજો થઇશ તો ખડે પગે તારી ચાકરી કરશે, તને નહિ ગમે તે કામ જ એ નહિ કરે. તું કહીશ કે અહીં કૂદી પડ, તો કૂવો હશે તો પણ પડશે. આ બધી અત્યારે વાતો લાગતી હશે, પણ વખત આવતાં—એ કંઇ આવ્યા વગર રહેવાનો નથી અને બાપુજી કહે છે તેમ તો બે વરસ પછી જ આવવાનો છે—કમળી એ બધું કરી બતાવશે. પણ એના બદલામાં એ તારી પાસે શું માગે છે

એ તું જાણે છે? એટલું જ મારે માગવાનું છે કે તું મને મારીશ નહિ! તને એ તો ખબર છે જ કે કમળી માર ખાવા ધારે તો કંઇ ના ખાઇ શકે એવી ય નથી–પણ વરનો વહુને માર ખાવો પડે એ જ મને નથી ગમતું."



[૧૭]

જેમ કોઇ મકાન ઉપર વીજળી પડે ને એને ખેદાનમેદાન કરી નાખે, તેમ ચંપાના વૈધવ્યે ગજાનનના ઘરને જાણે પ્રાણ વિનાનું બનાવી દીધું હતું. ચંપા તો હિમ પડતાં ઝાડવું ઊભું ને ઊભું ઠરી જાય તેમ ઠરી જ ગઇ હતી. જાણે ગઈ કાલની એ ચંપા જ નહિ. એના મોં ઉપરનું હાસ્ય, ભાભી સાથે વાતવાતમાં વિનોદ કરવાની વૃત્તિ, શરીરની ચપળતા, ચહેરા ઉપરનું નૂર, કંઈ જ ચંપામાં રહ્યું ન હતું. માણસ ગમે તેટલું લાગણીપ્રધાન હોય છતાં વખત જતાં દુઃખ વિસારે પડે છે, પરંતુ આજે આઠ મહિના ચંપાને વૈધવ્ય આવ્યાને થયા, છતાં એની ઉદાસીનતા ઓછી થઇ ન હતી. એને વૈધવ્ય આવતાં અત્યારે સૌ કોઇને દુઃખ થતું હતું. જસોદાથી તો એની સામું આંખ માંડીને જોવાતું જ ન હતું. જ્યારેજ્યારે એ જરા ધ્યાન દઇને એને જોઇ રહેતી ત્યારે ત્યારે અચૂક એના હૈયાને થતું: એના સામું શું જુએ છે? ચંપા તો ક્યારની ય મરી ગઈ, તું જુએ છે એ તો એનું ભૂત છે!—ને ભૂત કરતાં ય ચંપા બિહામણી લાગતી હતી. કોઇ વાર એ જસોદા સામે એકીટશે આંખ ફાડીને તાકી રહેતી ત્યારે સાચે જ જસોદાના મનમાં ફડફડાટ પેસતો. પોતાના બે માસના પુત્રને એ જ જસોદાનો જીવ ચંપાને રમાડવા સુધ્ધાં આપતાં નહોતો ચાલતો. ચંપા તરફ કંઇ એ વિધવા થતાં એનો પ્રેમ ઓછો નહોતો થયો, બલ્કે એના આ અસહ્ય દુઃખથી ઊલટી એના પ્રત્યે વિશેષ લાગણી ઉત્પન્ન થઇ હતી;

પરંતુ એ લાગણી ચંપાના પ્રાણ વિનાના શરીરને જોતાં ઊડી જતી, અને એ કોઈ આશ્ચર્યચકિત ભૂત હોય તેવી લાગણી મનમાં પેદા થતી. જસોદાને પોતાની જાત માટે તિરસ્કાર આવતો. ચંપાના દુઃખમાં પોતે એને ધીરજ તો આપી શકતી નથી, પરંતુ એને ભૂત કહેતાં પોતાનું મન શરમાતું નથી એમ વિચાર આવતાં એનાથી રડી દેવાતું. અને એથી જ પુત્રને એના હાથમાં સોંપતાં તેનો જીવ ચાલતો નહિ. તો પણ એ પાણી ભરવા કે કપડાં ધોવા કૂવે–તળાવે જતી ત્યારે એ છોકરાની માયાથી કદાચ એના સુકાઇ ગયેલા જીવનમાં સંજીવની પ્રગટે એમ માની જસોદા કહેતી જતીઃ "ચંપાબેન! એ રડે તો એને જરા બહાર કાઢી રમાડજો." છતાં ય મન એવું નાપાક હતું કે એ કૂવે–તળાવેથી આવે ને ચંપાએ પુત્રને લીધો હોય તો તેના અંતરમાં ફફડાટ પેસી જાય. તે દિવસે જસોદા પાછી પશ્ચાત્તાપ કરતી છાનીમાની રડતી "આજે એને બિચારીને માથે આભ ફાટી પડયું ત્યારે એને આવું પ્રાણ વિનાનું જીવન જીવવું પડે છે ને? એને બદલે મને ........" અને એ કલ્પના આવતાં જ એને ધરતી ચક્કરચક્કર ફરતી લાગતી. ચંપાબેનને કોઈ રીતે બોલતાં કરાય તો જ એનામાં પાછું ચેતન આવે એમ જસોદાને લાગતું હતું અને તેથી એ એની સાથે વાત કરી એની બંધાઇ ગયેલી જીભને છૂટી કરવા પ્રયત્ન કરવા લાગી. પણ આજ આઠ માસ થયા ચંપાની સિવાઇ ગયેલી જીભ જસોદાથી છૂટી તો ન જ થઇ શકી.

મહાલક્ષ્મીના દુઃખનો પાર જ ક્યાંથી હોય? જુવાનજોધ જેવી દીકરીને રંડાપો આવે તે માબાપના દુઃખનો પાર કોણ પામી શકે? ચંપાનું મોં જોઇ દા'ડો ઊગે ને એનું પોતાનું શેર લોહી બળી જતું. સ્ત્રીનો અવતાર, બાળરંડાપો ને તેમાં બ્રાહ્મણ જેવી ચીકણી નાત! આખો જન્મારો ઓશિયાળો કાઢવાનો. ભાઇ–ભોજાઇઓના ઠોસલા ખાવાના. જોકે જસોદા ઉપર તેને વિશ્વાસ હતો કે બીજી ભોજાઇ જેવું એ ન કરે, છતાં ઓશિયાળો અવતાર તો ખરો જ ને? સુખેદુઃખે એ સૌ તો કદાચ, ચંપા એમ કંઇ દુઃખ ન સહી શકે કે ભોજાઈના રાજમાં ન સમાય એવી તો ન હતી, પરંતુ સ્ત્રીની જાતને જે સૌથી વધુ

સંભાળવાનું......પોતાના ગજથી માપતાં જ મહાલક્ષ્મીનાં હાજાં ગગડી જતાં. "આટલાં છોકરાં મોં આગળ છે, ખાઈ–પી ઊતર્યાં જેવાં ગણાઈએ, છતાં મન જિતાયું નથી તો આ તો બાળરંડાપો! જાળવીજાળવીને ગમે તેટલું ડગ મૂકે પણ એટલા લાંબા રસ્તામાં ભૂલેચૂકે એકાદ વખત આડુંઅવળું પગલું પડી ગયું તો........ પુરુષ હોય તો દબાયુંચંપાયું રહે, પણ સ્ત્રીની જાત તો છાપરે ચઢીને બોલે. મનખો રદ જ ને? ચંપા! ચંપા! આ દુઃખ તારાથી શે સહેવાશે? શું મોઢું લેઈને કહું કે તું સહેજે, ત્યારે દીકરી બીજો રસ્તો ય શો? આપણો કણબીકોળીનો ઓછો અવતાર છે કે નાત.....રું થાય?" નાતરું બોલતાં મહાલક્ષ્મીને મનમાં ને મનમાં શરમ આવી, ને પાછો છુટકારો ય લાગ્યો. "એક રીતે જોતાં, કંઈ આડુંઅવળું થાય તે કરતાં—ને ક્યાં થયા વગર રહે છે—એ ખોટું ય શું? માંદાને ખાટલામાં ને ખાટલામાં સડવા દીધા કરતાં દવા કરાવવી શું ખોટી? બધાં મનમાં તો સમજે છે, પણ કંઈ સમજે એટલું ઓછું આચરણ થાય છે? નાતમાં રહેવું એ ય પાછો વિચાર કરવાનો ને?" મહાલક્ષ્મીને નાતનો, જાતનો ને કુટુંબનો બધો વિચાર આવતો, એના કરતાં ચંપા આખો ભવ શી રીતે આમ ને આમ કાઢશે, એ મોટું દુઃખ એને એટલું સતાવ્યા કરતું હતું કે સ્વપ્નામાં પણ એને ચંપાના દુઃખ વિના બીજું કંઈ દેખાતું નહિ. પણ બિચારી મહાલક્ષ્મી—માનો જીવ રહ્યો એટલે ઘણો બાળે પણ શું કરે? દીકરીનું દુઃખ જોઈને એ રડતી અને જોડે દીકરીને રડાવતી. એનું હૈયાફાટ રુદન કાચાપોચાની છાતી ફાડી નાખે તેટલું કરુણ લાગતું.

શિવાનંદ બોલતો નહિ પણ એના મનમાં ય દુઃખનો પાર ન હતો. પોપટ તો ચંપાને જોતાં જ ડઘાઈ જતો. એને લાડ લડાવતી એની આમ એકાએક મૂંગી થઈ ગઈ, એ રાંડી—રંડાવાનું ખરું દુઃખ એની કલ્પનાથી પર હતું છતાં એથી એણે પણ જે વ્યથા ભોગવી તે માન્યામાં ન આવે તેટલી હતી. કમળાને તો એ ઘરમાં પગ મૂકવો જ ભારે થઈ ગયો. ચંપા હજુ કંઈ ઘરનો ખૂણો મૂકી બહાર નીકળતી ન હતી, એટલે કમળા એકબે વખત ઘેર આવી હતી ત્યારે એણે એને પૂર્વે

અનેક વખત ગેલ કરાવતી અને મૂંઝવતી ચંપાને જોતાં એના હોશકોશ જ ઊડી ગયા. આ ચંપાબેન! ના, ના, કોક બીજું હશે—પણ બીજું કોણ હોય? એ જ હતી. કમળાને થયું, માણસ પણ ઝાડની પેઠે સુકાઇ જતું હશે કે શું? નહિ તો ચંપાબેન આવાં નરાતાર મૂઢ થઇ જતાં હશે? અને એમના વર મરી ગયા એનું દુઃખ યાદ આવતાં તો એનો જીવ જાણે હમણાં ઊડી જશે એમ એને લાગ્યું. ચંપા બેનના વરની જેમ પોપટ........રસ્તામાં ઘેર જતાં જતાં એને એવો વિચાર આવતાં જ ચક્કર આવ્યાં ને ત્યાં ને ત્યાં બેસી જવું પડ્યું. "પોપટ ને હું તો હજુ પરણ્યાં નથી, એ........ તો મારે કંઈ ચંપાબેનની જેમ રાં...પણ ન પડે. તો ય મને થાય છે—થાય છે શું—ચંપાબેન તો સુકાઇ જઇને ય જીવે છે, પણ મારાથી તો જિવાય જ નહિ." અને ત્યારપછી તો કમળા ખબરદાર હતી તો ય પોપટને ઘેર જતાં ગભરાતી, જતી તો ય ચંપાબેન તરફ પૂરી નજર માંડતી નહિ, ને માંડે તો ય વાત તો નહોતી જ કરી શકતી.

પણ સૌ કરતાં ગજાનનના હૃદયમાં જે મંથન ચાલતું એનું તો વર્ણન જ થય તેમ નથી. પ્રથમ તો ગૌરીશંકરના ગુજરી ગયાની વાત એમણે માની જ નહિ. "મારા શંભુ એ વખત આવવા જ ન દે, એમને પૂછીને તો મેં બધો વ્યવહાર કર્યો છે, પછી મારો ભોળોનાથ એમ બનવા જ કેમ દે?" પરંતુ ભોળોનાથ બનવા દે કે ન દે, પણ મનસુખભઇના પોતાના લખેલા અક્ષરો કહેતા હતા એનું શું? નર્મદામાએ મા થઇને એનો ભોગ લીધો એનું શું?

નર્મદા નદીમાં મિત્રોની આખી ટોળી નાહવા ગઇ હતી. સાથેનો મિત્ર કોણ જાણે ધોતિયાનો કચ્છ છૂટી જઇ પગને વીંટાવાથી કે પછી થાકી જવાથી થોડે છેટે જ ડૂબવા લાગ્યો—તણાવા લાગ્યો, એટલે એને બીજા બધા જોઈ રહ્યા હતા પણ ગૌરીશંકર એને બચાવવા દોડ્યો. કહેવાનું તો બધાંને મન થયું હતું કે ડૂબતાને બચાવવા જાય છે, પણ જોજે, તને જ વળગી પડી ભેગો ડુબાડી ન દે. પરંતુ ડૂબતા મિત્રને બચાવવા જનારને એવું કોણ કહે? બધાંના મનમાં હતું તે જ થયું. ડૂબતો મિત્ર એને ગળે મડાગાંઠ પાડી વળગી જ પડ્યો. શલ્યાનો

ભાર છાતી ઉપર આવ્યો હોય તેમ ગૌરીશંકર નદીમાં નીચે પેસી ગયો. ઉપર આવવા એણે બહુ ધમપછાડા કર્યા પણ જાણે કોઇ—એનું મોત એને અંદર ને અંદર ન ધકેલતું હોય તેમ નીચે ને નીચે ઘસડવા લાગ્યું. મરતાંમરતાં એક વખત એ ઉપર તો દેખાયો—એના મિત્રોએ તીરે ઊભાં ઊભાં જોયો—મદદ માટે મોટીમોટી બૂમો પાડી પણ તે વખતે ગૌરીશંકરનો આત્મા બ્રહ્મરંધ્રમાં પોઢી ગયો હતો. જીવ છતાં શરીર મડું જ બની ગયું હતું. પછી તો એ અંદર ગયું તે ગયું. મિત્રો માછીને બોલાવી લાવ્યા. પોલીસને ખબર આપતાં એ આવી ગઇ. ચાર માછીઓની ત્રણ કલાકની મહેનત પછી ગૌરીશંકર અને તેનો મિત્ર જડયા તો ખરા, પણ એ બંને તે વખતે આ લોકથી પર થઇ ગયા હતા.

પછી ગજાનનનો માન્યા વિના છૂટકો હતો? તેમણે તે દિવસે શંભુ આગળ જે અવિરત કલ્પાંત કર્યું હતું તે કદી વિસરાય તેમ નહોતું. આંખમાં આંસુનો ભંડાર હશે એ જ તે દિવસે સમજાયું. શંભુના ધ્યાનમાં એ બહારથી તો લીન થઈ ગયા હોય એમ લાગતા હતા, ફક્ત એમની બંને આંખોમાંથી ખળખળ અશ્રુઓનો એકસરખો પ્રવાહ વહે જતો હતો. શંભુને એ જ પૂછતા હતા કે, "તમારી ઇચ્છા વિરુદ્ધ મેં કદી કંઇ કામ કર્યું નથી ને આ બન્યું શું? તમે મને કહેશો કે આ કયા ભવના પાપનું ફળ તમે મને આપ્યું? ને તમે મારું માથું માગ્યું હોત તો મસ્તકપૂજા કરતાં હું બ્રાહ્મણ છું છતાં પાછો ન પડત, પણ બિચારી ફૂલ જેવી છોડીએ તમારું શું બગાડયું'તું —શું પાપ કર્યું'તું, કે તમે એને જીવતાં મૂએલી કરી મૂકી? ભોળાનાથ! તમે તો મને જ્યારે ને ત્યારે એમ કહેતા હતા કે ચંપા ભાગ્યશાળી છે, તારે કોઇ જાતની એના પાંતીની ચિંતા કરવી નહિ, ને તમારું જ વેણ આમ ખોટું પડે તો પછી સૂરજ જ શી રીતે ઊગશે?" એમ ગજાનને શંભુને તે દિવસે જેટલો ઠપકો અપાય તેટલો આપ્યો ને પોતાનાથી જેટલું કહી શકાય તેટલું કહ્યું. ભોળા શંભુએ પણ એનો જે ઉત્તર આપવો હતો તે આપ્યો. તેમ છતાં ય શંભુના ઉત્તરથી ગજાનનને શાંતિ વળી ન હોવાથી એ દરરોજ સંધ્યાવખતે એમની સાથે એ વિષે વાતચીત કર્યા જ કરતા. "પ્રભુની અકળ કળાનો કોણ પાર પામી

શક્યું છે કે હું—તમે કે કોઇ પામી શકીએ ?" એવા છૂટી પડલ જેવા શંભુના જવાબથી અને પૂર્વજન્મના પાપપુણ્યની કોને ખબર છે કે કોણુ કયું દુઃખ ભોગવે છે અને આમ અચાનક આભ તૂટી પડે તેટલું દુઃખ આવી પડે છે, એવું વ્યાપક જીવનદર્શન ગજાનનની જાણ બહાર કંઇ ન હતું. પરંતુ માણસ ઉપર દુઃખ ઓચિંતું આવી પડતાં એનું જ્ઞાન ખસીને દૂર ઊભું રહે છે ને તે અસહાય બની જાય છે, તેમ થોડો કાળ તો ગજાનન પણ અજ્ઞાન બાળક જેવા બની ગયા. કાળ તો પોતાનું કામ કર્યે જાય છે તેમ વખત વહેવા લાગ્યો, ગજાનનને દુઃખની ચઢેલી તમ્મર જરા વળી, સ્વસ્થ થયા ને આવી પડેલા દુઃખને રડયા કરતાં, દુઃખને શી રીતે દૂર કરવું તેના વિચારમાં તે ગૂંથાયા.

પણ ચંપાનું દુઃખ તો દૂર થાય એવું હતું જ નહિ. એને વૈધવ્ય આવ્યું તે ન આવ્યું તેમ ઓછું થાય તેમ હતું ? વૈધવ્યના દુઃખને પૂરેપૂરા સમજતા ગજાનન એ દુઃખ દુશ્મનના ઘરમાં ય આવે તેમ ઇચ્છતા ન હતા, ત્યાં એ પોતાના ઘર ઉપર જ આવીને પડયું. ચંપા! બિચારી પરણ્યાને ચાર વર્ષ થયાં પણ પતિનું મોં પેટ ભરીને જોવા અવસર પામી નથી એને પ્રભુએ કયા ભવના પાપે આ દુઃખ આપ્યું ? એના દુઃખનો ગજાનનને બહુ વલોપાત કર્યો, પણ એ વળે એમ હતું નહિ એટલે એને શી રીતે ઓછું કરવું, એનાથી સહેવાય તેમ કરવું એના વિચારમાં જ ગજાનન હમેશ રહેતા. સુકાઇ ગયેલા ઝાડને મૂળિયામાં પાણી પાઇ લીલું કરી શકાય તેમ ચંપાના ઊડી ગયેલા જીવનમાં કયાં કેવું પાણી પાવાથી ફરી કૂંપળો ફૂટે તેનો ગજાનન એના મોંઢા સામું જોતા ત્યારે તેમને વિચાર આવતો. જસોદાની જેમ એમને પણ લાગ્યું હતું કે એનામાં ચેતન લાવવા એની જીભને વાચા આપવાની જરૂર છે. એમણે તે માટે એને બોલાવવા, વાતોમાં ભેરવવા દુઃખને વિસારે પાડવા પ્રયત્ન કરી જોવામાં બાકી રાખ્યું ન હતું, પણ જેમ ઝાડનાં મૂળિમાં સુધ્ધાં સુકાઇ ગયાં હોય ને તેથી તેને પાયેલું ગમે તેટલું પાણી નકામું જાય તેમ ગજાનનની, જસોદાની, મહાલક્ષ્મીની, સર્વની મહેનત નિરર્થક નીવડી. ચંપાને વાચા ફૂટી જ નહિ. એને માટે પાણીની નહિ પણ અમૃતકૂપાની જરૂર હતી.

હજુ જેમ ગજાનનની આ ગૂંચ નહોતી ઊકલી રહી તેમ બીજી એક ગૂંચ પણ ઘણોઘણો વિચાર કર્યા છતાં ઊકલતી ન હતી. ઓશિયાળો અવતાર તો જાણે એના કપાળે ભગવાને હવે લખ્યો હતો એટલે કશો ઉપાય ન હતો, પરંતુ આજ પોતે છે પણ હમેશ ઓછા પોતે બેસી રહેવાના હતા?

"ભાઈઓ ગમે તેટલા સારા હોય, જસોદા સારી છે, બીજી આવનાર કમળા તરફથી કંઈ ચિંતા નથી, છતાં આજનો પવન કંઈ ઓછો ઢાંક્યો રહે છે? ગમે તેટલો આજ હેતભાવ હોય પણ કાયમનું કરમે ચોંટે એટલે માબાપ પણ અકારાં લાગે, તો પછી બેન લાગે એમાં શી નવાઈ? ને તેમાં વિધવા બેન એટલે એના તરફ શંકા, તિરસ્કાર અને અપ્રીતિ ક્યારે જાગે તેનું કાંઈ કહેવાય નહિ. છતાં કંઈ એમ કોઈ કાઢી મૂકે છે એવું તો ઓછું છે? પરંતુ અણમાનતાને ઘેર પરોણા થવા જેવી એ વાત. એક તો બાળરંડાપો, સંસારનું મોં તો જોયું નથી ને તેમાં ઓશિયાળું બનીને ન મનનાં ભાઈભોજાઈઓના ભેગું અથડાવાનું! સાસરીમાં જાય તો ય એથી શો સવાદ? દિયર બેચાર એટલે એને કંઈ દેખાડે નહિ, ચપટી મૂઠી ખાધાધાન આપે ત્યારે આખા જગતનું સપાડું! ને તેમાંય બધાં સરખાં હોય છે? કોઈ કપાતર નીકળ્યો તો છોડીનો મનખો ધૂળ મળવા ઉપરાંત પાછો કૂવે પડવા વખત લાવે ત્યારે એ નહિ ત્યાંની કે નહિ અહીંની. એટલે સાસરીની તો આશા જ રાખવી ખોટી. વળી અહીંની આશા રાખવી ય એક રીતે ખોટી. બંને ભાઈને સાસરીની મિલકત મળવાની એટલે બેનને માટે ગમે તેટલા લાગણીવાળા હોય પણ વહુથી જરા દબાયેલા ખરા જ. જોકે અત્યારે એવું કંઈ નથી, પણ આજકાલનો કોનો ભરોસો છે? ના ધાર્યું હોય તેવું ક્યાં નથી બનતું?

"પણ એના કરમે જ દુઃખ લખાયું હોય ત્યાં હું કે કોઈ શું કરવાનાં હતાં? હતું તો એના જેવું સુખ કોને હતું? પણ એના કરમમાં નહિ પછી ..... ને હજુ હું ક્યાં એમ મરવા ય બેઠો છું કે એ બધી ચિંતા અત્યારથી કરવી? એમ જ હશે તો મારી મિલકતમાંથી એને થોડો ભાગ લખી આપવાનું મને કંઈ નથી આવડતું? પણ

એ બધો છેલ્લો ઉપાય છે. ભાઈઓ સમજીને આપે કે એને પાલવે તે સારું. બાકી એમ કરવાથી તો ઊલટું એને લાભ થાય તેટલો ગેરલાભ પણ છે. પણ બળ્યો આ જીવ, આવી ચિંતા શું કામ કરતો હશે? એને એક વખત સચેતન કેમ કરવી એ સમજાતું નથી ને બીજી શું કામ ચિંતા કરવી?"

પણ આજ આઠ મહિના થયા, ન તો ગજાનન ચંપામાં ચેતન લાવી શક્યા કે ન બીજી ચિંતાનો નિકાલ કાઢી શક્યા.



[૧૮]

**ગજાનનને** જેમ પુત્રીના દુઃખનો પાર ન હતો, તેમ ડાહીબાને પુત્રના દુઃખનો પાર દેખાતો ન હતો. પરંતુ ચંપા ઉપર તો કુદરતે દુઃખનાં ઝાડ ઊગાડયાં હતાં એટલે એનો ઉપાય ન હોય એ દેખીતું હતું, જ્યારે સુમંતે તો 'આવ પથરા પગ ઉપર' કહીને જાતે જ દુઃખ વહોરી લીધું હતું.

એમની નાત બ્રાહ્મણજ્ઞાતિમાં ખોબા જેટલી હતી. ચોરાશી નાતના બ્રાહ્મણ ગણાય છે, પરંતુ આવી નાનીનાની નાતો અને તેનાં તંડ અને ગોળ ગણે તો કોણ જાણે કેટલી ય થાય! અને તેમાં સુમંતની નાતની વિચિત્ર લગ્નપદ્ધતિ જોઇને તો મોટા ભાગને નવાઇ જ લાગે! ગમે તેવો નાતમાં કુળવાન ગણાતો હોય, પૈસાદાર હોય કે જમીનદાર હોઈ વંશપરંપરાથી અમીન તરીકે ઓળખાતો હોય, પણ એને ય કન્યા મફત ન મળે. પૈસા ખર્ચતાં ય ઠેકાણું પડે તો મોટું ભાગ્ય સમજવું. બાકી મોટા ભાગનાં લગ્ન તો સાટામાં જ ગોઠવાતાં. કન્યાને બદલે કન્યા આપવાની હોય તો જ ઠેકાણું પડે. પછી પોતાના ઘરમાં કન્યા ન હોય તો પોતાના સગામાં કોઇની હોય તો તેને બદલામાં આપે, અને તેને ભવિષ્યમાં પોતાને ઘેર દીકરી હશે ત્યારે અવેજ પૂરો કરી આપવાની ખાતરી આપતું. કોકોક

પ્રસંગમાં, વિશ્વાસભંગ જેવી શંકા હોય તો મિલકતના જેવું કરારનામું પણ લખી લેવામાં આવતું. વળી અમુક પ્રસંગમાં દીકરીઓ હોવા છતાં સગપણ કે ઉંમરના તફાવતને લીધે થઇ શકે તેમ ન હોય તો વચ્ચે ત્રીજાને ભેળવવામાં આવે. એટલે એ ત્રણ સામસામી દાવની તાલી આપતા હોય તેમ તેખડું ગોઠવી લગ્ન પતાવે. આમ સાટું, તેખડું કે ચોખડું અથવા અવેજથી બધાં લગ્ન ગોઠવાતાં. ફક્ત જેને કન્યા હોય પરંતુ એને છોકરાના અભાવે સામી કન્યાની જરૂર ન હોય તે એના પૈસા લઇને એનું 'દાન' કરી દેતો! આ રિવાજ બહારના જગતને ભલે નિંદનીય કે નવાઇભર્યો લાગે પરંતુ એ નાતમાં તો બેન આપી વહુ લાવવામાં કે ભાણી આપીને મામી લાવવામાં કોઇને બેહૂદું કે નવાઇ જેવું લાગતું જ નહિ. સાધારણ ગરીબ કુટુંબને એમ કરવું પડતું હોય અને મોટો કુળવાન ગણાતો વર્ગ એથી જુદો પડતો હોય તો કોઇને એ પગલું ભરતાં ખરાબ લાગે. પરંતુ નાતમાં સરકાર તરફથી અમીનાતની જમીન મળેલાં જે થોડાં અમીનનાં ઘર હતાં તેમને પણ લગ્ન માટે આ જ ગાળામાં થઇને પસાર થવું પડતું, પછી બીજા સામાન્ય કે ગરીબનો તો છૂટકો જ ક્યાંથી થાય? અત્યારસુધી આ રિવાજ કોઇને ખૂંચ્યો હોય તેમ લાગતું ન હતું, ફક્ત એના વિરુદ્ધમાં એ લોકો જ બડબડાટ કરતા કે જેમના ઘરમાં દીકરી આપવાની ન હોય કે અવેજનો ય પત્તો પડતો ન હોય. બાકી, દીકરી-વાળું કુટુંબ તો કદી એના પ્રત્યે તિરસ્કાર લાવતું જ નહિ. અને ભૂલ્યોચૂક્યો કોઈ બીજી નાતોની સરખામણીમાં પોતાની જ્ઞાતિનો આ રિવાજ ઇચ્છવા યોગ્ય નહિ માનતો હોય, તેણે પણ પોતે એકલો જાણીને શું કરે, એમ માની એ ચાલતા ચીલામાંથી પગ કાઢ્યો ન હતો. એટલે ડાહીબાએ પોતે પણ લલિતાના બદલામાં સુમંતને પરણાવવામાં અયોગ્ય ન માન્યું હોય તો એમાં કંઈ નવાઇ ન હતી. મોટા મોટા કુળવાન—અમીન—પૈસાદાર દીકરી આપી દીકરીને લેતા હતા, તો આ તો એક વિધવા—ગરીબ—સામાન્ય સ્ત્રી હતી. ઘરમાં જો કોઈ મોટી ઉંમરનો આદમી હોત કે સુમંતનો બાપ હોત તો એ લગ્ન કેમ ગોઠવવું તે છોકરાને પૂછવાની જરૂર પણ ન પડત. પરંતુ ઘરમાં

પુરુષમાં કે મોટામાં જે ગણો તે સુમંત. ડાહીબાને પોતાના વિચાર એને જણાવવા જ રહ્યા, પછી એ પોતાના લગ્ન વિશે હોય કે કંઈ માગના લેણદેણના હોય.

સુમંત મેટ્રિક થયો તો પણ સાટામાં ય ભાગ્યે જ કોઈ ચાલતાં લગી કન્યા આપવા તૈયાર થશે એની ડાહીબાને ખાતરી જ હતી. એક તો ઘરમાં કોઈ કમાનાર આદમી નહિ, બીજું ઘર ખાલી, માથે દેવું, અને ભણતરનો રીંગણા જેટલો ય ભાવ નહિ. ભણતર કરતાં ય લાગવગ જ મોટે ભાગે માણસને ધંધામાં ગમે ત્યાં ઘૂસવાની લાયકાત હોય ત્યાં બિચારી ડાહીબા પોતાના મેટ્રિક થયેલા છોકરાને ઠેકાણે પાડવા ક્યાંથી લાગવગ લાવે? સુમંતની લાગવગ કે સિફારસ જે ગણો તે બારડ સાહેબ. આદર્શમાં જ સદા મસ્ત રહેતા એ સાધુચરિત શિક્ષકને સુમંત ઉપર જેટલો પ્રેમ હતો તેટલો એમના જીવનની શિક્ષક તરીકેની કારકીર્દિમાં ભાગ્યે જ કોઇ ઉપર હોય તો. પરંતુ વ્યવહારી ને વેપારી જગતમાં માસ્તરની લાગવગ ક્યાંથી હોય ? એ શું કામમાં કદી આવવાનો હતો ? કદાચ બીજો કોઇ માસ્તર હોય તો છોકરાને ન આવડતું હોય તોપણ ઉપર લઇ લે, પરંતુ આ નર્યા માસ્તરને—એના આદર્શ ઉપર મુગ્ધ હોવા છતાં—વેણે કયો ધંધાદારી સુમંતને પેસવા દે? વળી સુમંત એવા સ્વાર્થી ધંધાઓમાં પેસવા જ ક્યાં માગતો હતો? પોતાની હાઈસ્કૂલમાં એક શિક્ષક છ માસ રજા ઉપર જતાં બારડ સાહેબે એને રૂા. ૨૦ના પગારમાં હંગામી રાખી લીધો. સુમંત ઉપર સાહેબનો ભાવ હતો એટલે એને ત્યાં નહિ તો બીજી કોઈ હાઇસ્કૂલમાં પણ ગોઠવી તો શકત, પરંતુ પાંચ–દસ વર્ષ—નોકરીમાં કાયમ થતાં સુધી અવેજી તરીકે એને નકામું ટિચાઇ મરવું પડશે એમ માની એમની સલાહથી જ સુમંત પછી ગ્રામશિક્ષક બનવા ટ્રેનિંગ કોલેજમાં ગયો. વરસ પછી એ શિક્ષકને ધંધે કાયમનો વળગશે એટલે કોઇ નહિ ને કોઇ મળી રહેશે એવી ડાહીબાને આશા બંધાઈ હતી. અને એ આખું વરસ ડહીબાએ નાતમાં પોતાના જેવું સરખા માથાનું કોણ છે અને કોણ તેનાથી પોતાને માટે બેઉ રીતે લાયક છે તેનો જ વિચાર કર્યા કર્યો હતો. રોજ

રાતે ડાહીબા સૂતાંસૂતાં પોતાની લલિતા માટે કયો છોકરો લાયક, પોતાના સુમંત માટે કઇ છોડી લાયક તેનો આગળપાછળનો વિચાર કરી ખાટું-મીઠું કર્યા કરતાં. નાની નાતમાં અને તેમના મોટા અનુભવમાં એમનું કોઇ ઘર કે કોઇ છોકરો છોડી જોયા વિનાનાં ન હતાં કે ઊંઘમાં ય વિચાર કરી ન શકાય. એ આખું ય વરસ એમના મનમાં ચળાતાંચળાતાં બે ઘર રહ્યાં હતાં. તેમાં ય એમની નજરમાં તો એક જ પ્રથમ હતું, પરંતુ ત્યાં જો ન બેસે તો પછી બીજું, એમ મન સાથે ગોઠવણ કરી મૂકી હતી. વળી પ્રથમ જગાએ ન બેસવાનું કંઇ કારણે ન હતું. એમણે કંઈ એવું પોતાના કરતાં બહુ ચઢિયાતું વિચાર્યું જ નહોતું. પોતાના ઘરમાં એની છોડી સમાઇ જાય ને પોતાની લલિતા એના ઘરમાં સુખરૂપે સમાઈ જાય-ભગવાને જે લૂખોસૂકો રોટલો આપ્યો હોય તે સંપીને ખાય એટલે બસ.

સુમંતનું કોલેજનું વરસ પૂરું થયું. પાસ તો એ થવાનો એમાં ડાહીબાને શંકા ન હતી ને એ કોલેજમાં કોઇ નપાસ જ ન થતું એ એની વિશિષ્ટતા હતી. ડાહીબાને પોતે છેવટનો કરેલો વિચાર બીજાને તો કહેવાનો હતો જ નહિ એટલે એમણે વાતવાતમાં એ વિચાર સુમંતને કહ્યો : "ભાઇ! તારે નોકરી ઉપર ક્યારે જવાનું થશે ?"

"આ દોઢ મહિનાની રજાઓ પૂરી થશે એટલે." સુમંતે કહ્યું.

"આટલામાં નજીકમાં જ નોકરી મળે કે પછી આઘે જવું પડશે?" ડાહીબા જોકે આ પ્રશ્ન પૂછતાં હતાં પરંતુ એમના અંતરને તો એની કંઇ જરૂર જ ન હતી. જ્યાં મળશે ત્યાં ઠેકાણે પડશે એટલે જખ મારે છે સૌ-એ એક જ એમને નિરાંત હતી.

"એનું કશું કહેવાય નહિ—દૂરે જવું પડે." સુમંતે સ્વાભાવિક કહ્યું.

છેવટે કહ્યા વિના તો કંઈ એ ભગવાન નથી, કે મનની વાત આપોઆપ સમજી જાય એમ માની ડાહીબા મૂળ વાત ઉપર આવ્યાં: "જો ભાઈ, તું હવે ઠેકાણે પડયો ગણાય. લલિતાને પણ તેરમું ઊતરી બે દાંડામાં ચોદમું બેસશે. વરસ વંટોળ સોરું એનું લગ્ન લેવું;

પડશે, માટે એ બધો ય તારે જ વિચાર કરવાનો રહ્યો ને? હું તો વિધવા ગણાઉં, હું તને ઘરમાં બેઠીબેઠી સલાહ આપી રહું પણ બહાર પાંચ માણસમાં જઇને તો તારે જ બેસવાનું રહ્યું.....''

ડાહીબા બોલી રહે તે પહેલાં સુમંત અકળાઈ જ ગયો. એને તો એક વખત જે લૂખ્ખોસૂક્કો રોટલો મળે તે ખાઇને મા–બેનને સાથે લઈને ગામડામાં દટાઇ જવું હતું–ત્યાં બેનના લગ્નની વગર જોઇતી વાત મા કરતી હશે એમ માની એને તો રડવું કે હસવું એ જ ન સમજાયું. "ચૌદ વર્ષથી વહેલી છોકરી ન પરણાવી શકાય તેવો સરકારે કાયદો કર્યો છે, કંઇ પંદર કે સત્તર વર્ષની થઇ જાય તે પહેલાં એને પરણાવી જ દેવી જોઇએ એવો તો કાયદો નથી કર્યો ને? શું આ ઘરડાં માણસોનો જીવ છે! હજુ લલિતા પાંચમા ભણે છે, મારે એને તો હજુ કંઇ કંઇ કેળવણી આપવી છે. અંગ્રેજી ભણે તો કન્યામાં કેળવણી આવી ગણાય તે શહેરી લોકોનું ભૂત ગામડામાં રહી, મારા હાથ નીચે લલિતાને સ્ત્રીને લાયક કેળવણી આપી, એ ભલે તમે માનો કે ન માનો પણ એ ભૂત જ છે એમ બતાવી આપવું છે, ત્યાં આ મા વળી એને ચૌદમું બેસશે ને વરસવંટોળ પછી.....કેવી ગાંડી વાતો કરે છે!"

સુમંતનાં એ સર્વ સ્વપ્નમાં પોતે સમજે છે એમ ડાહીબાએ કબૂલ કરતાં કહ્યું: "તું મોતીએ ચોક પૂરવા માગતો હોય પણ પાછો નાતનો વિચાર કરવો રહ્યો ને?"

"શું છોડી ચૌદ વરસ પછી કુંવારી રહે તો નાત નાતબહાર મૂકશે?"

"અરે તું સાવ ગાંડો જ છે."

"એ તો આજનો છું?" મીઠું હસતાં સુમંત બોલ્યો.

"પણ મારે તને ડાહ્યો કરવો છે ને?"

"મારે ડાહ્યા ન થવું હોય તો પણ?"

"તારે તો ઘણું ય ન થવું હોય, પણ......"

"'પણ' કહીને કેમ બાકી રાખ્યું—કહી જ નાખોને, એટલે બધો નિકાલ આવી જાય."

ડાહીબાને લાગ્યું કે આ તે વીસ વરસનો જુવાન છે કે બાર વરસનો બાળક? આજે તો બાર વરસનો બાળકે ય કળજુગના પ્રતાપે લગ્નમાં–વરવહુમાં ઝાઝું સમજે છે અને આને આટલી ઉઘાડી વાત—લલિતાનું લગ્ન એટલે સાથે એનું ય કંઈ બાકી રહેવાનું હશે?—એ સમજતો નથી! પણ એ તો એની ધૂનમાં ન સમજતો હોય પણ માએ તો એને એ વાત સમજાવવી જ રહી.

ડાહીબાને વિચારમાં પડેલાં જોઈ સુમંતે કહ્યું: "કેમ, કંઇ ગળામાંથી વિચાર બહાર ન નીકળે એટલો ભારે તો નથી ને?"

"ભારે તો તું જ છે—વિચાર તો બિચારો હલકો ફૂલ છે," ડાહીબાએ પોતાનો મનનો ભાવ જણાવતાં કહ્યું: "તું ભણ્યો પણ ગણ્યો જ નહિ. તારે ઉતાવળ ન હોય પણ સામો કંઇ તારા માટે બેસી રહે?......"

"પણ આપણે ક્યાં કહીએ છીએ કે બેસી રહે?" સુમંતે ફરી હસતાં કહ્યું:

"જો સુમંત! તું વાતને હસી ન કાઢ. તું કહે કે ખોળો પાથરે તો ય કોઈ બેસી રહેવા તૈયાર નથી. માન કે લલિતાને તું કહે છે તેમ મોટી થવા દઇએ પણ સામે એવડી છોડી ય મોટી મળવી જોઇએ ને?"

સુમંત માનો કહેવાનો ભાવાર્થ હવે સમજી ગયો. છતાં જાણે કંઈ સમજ્યો ન હોય તેમ બોલ્યો: "કેમ એને છોડી સાથે પરણાવવી છે કે શું?"

"જા, જા, હવે–બોલતાં કંઇ લાજતો ય નથી ને સાવ! છોડીને છોડી સાથે ન પરણાવાય તે ય કંઇ હું નહિ સમજતી હોઉં?"

ડાહીબાના ગુસ્સાને વારી લેતાં સુમંત બોલ્યો: "લ્યો,—હવે હું તો સમજ્યો–એમ ગોળગોળ વાત કરે......"

"ગોળગોળ વાત ન કરે તો તું કંઇ નાનો કીકો છે? પાંચ વરસનો છોકરો ય અત્યારે તો સમજે છે કે બેનનું લગ્ન એટલે જોડે પોતાનું ય ખરું જ! ને તું વીસ વર્ષનો થઇને–કાલ ઊઠીને ગામડે જઇ પાછો મોટો માસ્તર થવાનો, તને મૂઆ એ પરીક્ષા લેનાર કોણ

જાણે શું જોઇને પહેલો ને પહેલો પાસ કરે છે! એટલું ય ન સમજે કે લલિતાનું લગ્ન થાય ને તારું થયા વિના રહે? સામો કંઇ છોડી ઘાલી મૂકે? ને તું જાગે ત્યારે આપણે લાયક છોડી હોય પણ નહિ, તો?"

સુમંત હવે પૂરેપૂરું સમજી જતાં બોલ્યો: "પણ આ વાત તો અગાઉ કેટલી ય વાર થઇ ગઇ છે."

"શું બોલતો હશે આ છોકરો!" સુમંત તરફ ફાટી આંખે તાકી રહેતાં ડાહીબા બોલ્યાં: "હજુ આજ પહેલવહેલી જ મારા મનમાંથી હું વાત કાઢું છું—હજુ કાઢી તો પૂરી છે જ નહિ—લે ત્યારે તું જ કહે, કોની સાથે, કયે ઘેર, કયે ગામ, એમાંથી એક નામ દે ત્યારે તો હું માનું કે થઇ છે."

"નામબામ હું કંઇ ન જાણું....."

"ત્યારે તું શું જાણે છે?"

"બેનના બદલામાં ભાઇ પરણે એ ભાઇ જ નહિ."

ખડખડ હસી પડતાં ડાહીબા બોલ્યાં: "હત્ તારીની! એ તો તું દા'ડો ઊગે ને બોલ્યા વગર નથી રહેતો."

"બોલ્યા વગર નથી રહેતો ને એ કરી બતાવ્યા વગર રહીશ, એમ તું માને છે?" સુમંતના મુખ ઉપર એનો એ પહેલાંનો સહજ ભાવ જ હતો.

ડાહીબા એકદમ ગંભીર થઇ જતાં બોલ્યાં: "શું તું સાચ-માચ બોલે છે?"

"સાચમાચ નહિ ત્યારે શું હસવાની વાત કરું છું?"

"પણ બધાં ય કરે છે કે તારે એકલાને કરવાનું છે?"

"બધાય કરે માટે ખોટું કંઈ સાચું ન થઇ જાય. જગતમાં જૂઠું તો મોટો ભાગ બોલે છે—અરે! બધાં ય બોલે છે એમ કહીએ તે પણ ખોટું નથી—છતાં કોઇ એમ કહે છે કે જૂઠું બોલવું એ પુણ્ય છે—સત્ય છે?"

"પણ બધાં કરતાં તું વધારે ડાહ્યો?"

"હું ક્યાં કહું છું કે હું વધારે ડાહ્યો છું?"

"ત્યારે આ કહે છે તે શું?"

"એ જ, કે ભલે બધા બેનના બદલામાં પરણતા હોય, તો હું કંઇ એમને આડા હાથ દેવા જતો નથી, એમનો તિરસ્કાર કરતો નથી, એ મૂર્ખો છે એમ પણ કહેતો નથી—પણ હું એને બહુ જ નીચ–બેન દીકરીને કન્યાવિક્રય કરી વેચવા કરતાં ય અધમ માનું છું. —ને એ હું માનું છું એટલે જ હું એવું નહિ કરું."

ડાહીબાને પોતાને ય સુમંતની દલીલ અંતરથી તો સમજાતી હતી, પણ એમનું વ્યવહારુ મન માનતું નહોતું. ગમે તેવી ડહાપણની વાત હોય એથી આપણું શું રંધાયું? એ મોટો આદર્શનો ડાંડો લઇને ફરશે એથી કંઇ નાત આખી સુધરી જવાની છે? કોઈ કંઇ એના જેવો નીકળી કંકુ ને કન્યા આપવા તૈયાર થવાનો છે? આખી જિંદગી ખોટી મૂર્ખાઇને લીધે એમ ને એમ પરણ્યા વિના જ કાઢવાની ને? વળી જો બે–પાંચ દીકરા હોય ને એકાદ આવો નીકળે તો મન વાળી લેવાય કે ચાલો, બીજા પરણ્યા છે એ ઓછું નથી. પણ આ તો એકનો એક—વંશનો વેલો ચાલુ રાખવાનું એક જ મૂળિયું—ને તે જ ઊઠીને પોતાની જાતે વંશનું ઉચ્છેદિયું કાઢવા બેસે ત્યારે એ ગમે તેવી ડહાપણની વાત કરતો હોય પણ શી રીતે મનાય?

ડાહીબાએ જરા અકળાઈ ને કહ્યું: "તું શું તારા પીરને ય કર્યે છૂટકો."

"પીરને છૂટકો ન હોય તો એ કરે, પણ મારાથી તો એ કદી નહિ બને." સુમંતે હાસ્ય ઉપજાવે તેવો જવાબ આપ્યો હતો છતાં એનો ચહેરો તો એટલો જ ગંભીર હતો.

"સુમંત! તું જરા વિચાર તો કર. એમ નર્યો વેદિયો થાય છે, પણ આખી નાતમાં તારા જેવો કયો નીકળવાનો છે કે તને કંકુ ને કન્યા આપે?" ડાહીબાએ શાંત પાડતાં કહ્યું.

"કોઇ મને કંકુ ને કન્યા આપશે કે નહિ આપે એની મારે શી પંચાત? નહિ આપે તો હું કંઇ કોઈના આગળ ત્રાગું કરવા જવાનો નથી. મારું જે થવાનું હશે તે થાય પણ મારાથી......"

"જાણ્યું એ બધું તારું ડહાપણ!" વળી પાછાં અકળાઇ જતાં ડાહીમા બોલ્યાં: "એમ બોલવું એ તને અત્યારે સહેલું લાગતું હશે. પણ સંસારમાં રહેવું એ કંઈ સહેલું ન માનતો. આજે એ

તો હું છું, બેન છે, હાથપગ સાબૂત છે ત્યાં સુધી એ બધું. અમે કંઇ કાયમ પહોંચવાનાં ઓછાં છીએ? પાણી વહી ગયા પછી ડહાપણ આવશે તે કંઈ કામ નહિ આવે. તું તો જરી બે આંકડા ભણ્યો છે, પણ આપણી નાતમાં તારી પહેલાં અને અત્યારે એટલું ય–એના જેટલું પછી કોણ ભણ્યું છે? એ ગોવિંદલાલમાં તારા કરતાં કાંઈ ઓછું ડહાપણ હશે? તું તો બેનની વાત ના કહે છે, પણ એ તો ભાણીના સાટામાં પરણ્યો તે કંઇ અક્કલ નહિ હોય માટે? નાતથી વળી કોણ વધારે ડાહ્યું કે મોટું ગણાય?......"

સુમંતે જાણ્યું કે હવે એક વખત ડાહીબા જો બોલવા માંડશે તો પછી બંધ જ નહિ રહે. એટલે એણે એમને આગળ બોલતાં અટકાવીને કહ્યું: " પણ હું કયારે કહું છું કે હું મોટા કે ડાહ્યો છું?"

"ત્યારે આ બીજું શું કહે છે? અત્યાર સુધી નાત કરતી આવી છે તે તને કરતાં લાજ આવે છે એનો અરથ શો?"

બિચારો રિવાજ! કોઇ પણ રિવાજ જ્યારે લાંબા વખતથી ચાલતો આવેલો હોય છે ત્યારે એ રિવાજ ગમે તેટલો ખરાબ હોય તોપણ એ લાંબે કાળે, અફીણમાંથી જેમ ઝેર મરી જઇ અફીણીને માફક આવી જાય છે, તેમ રિવાજની દુષ્ટતા ને નીચતા સમાજને માફક આવી જાય છે એટલું જ નહિ, પણ પ્રાચીનતાનું ખોટું માન એ દુષ્ટ રિવાજ મેળવે છે. નહિ તો બેન, ભાણી કે બીજી કોઇ કન્યાના બદલામાં વહુ લાવવાનો રિવાજ બ્રાહ્મણ જેવી ઉચ્ચ ગણાતી જ્ઞાતિમાં ચાલે? એવા લગ્નને સંસ્કાર ગણવામાં કોઇને વાંધો ન આવે અને ઉપરથી એ લગ્ન કરવા કોઇ ના પાડે તો માનું પ્રેમાળ હૈયું પણ લાજી મરે! શું રૂઢિનું પ્રાબલ્ય ને શી સમાજની જડતા! વિચાર કરતાં સુમંતના મગજમાંથી માને જવાબ આપવા કોઇ શબ્દ જ ન જડયો! ગોવિંદલાલ જેવો, નાતમાં એક જ ભણીગણીને એલએલ; બી. થઈ વકીલાત કરતો યુવક ભાણીના બદલામાં પરણ્યો, ત્યાં ડાહીબાનું શું ગજું? કંઇ પણ દલીલ કર્યા વિના સુમંત બહાર ચાલ્યો ગયો.



[૧૯]

**ડાહીબા** ગમે તેટલું મન મારી રાખે પણ ક્યાં સુધી એમનું હૈયું એ જીરવી શકે? સુમંત નોકરી ઉપર ચઢ્યો. સાથે એ પણ લલિતાને લઈને ગયાં. સુમંતે પોતાના વિચાર પ્રમાણે ઘેર લલિતાને અભ્યાસ કરાવવા પણ માંડ્યો. એક વરસ પૂરું થયું. ફરી લગનગાળાની મોસમ પૂરી થવા આવી, તોપણ સુમંતે એ વિષે કંઈ વાત કરી નહિ. લલિતાને હવે ચૌદ વરસ પૂરાં થઈ ગયાં હતાં. એમણે ધારેલે સ્થળે જો કરવું હોય તો હવે સમય પૂરો થવા આવ્યો હતો. આ સાલ નહિ તો આવતા માગશર–પોષમાં એમની દાઢમાં ઘાલેલું ઘર નહિ જ રહેવાનું –રહેય શી રીતે?–ઉંમરલાયક છોડી કોઈ પણ સમજુ માણસ ઘરમાં ઘાલી મૂકે? પાણી પહેલાં પાળ બાંધવાનું ડાહીબાને અત્યારથી જ જણાતું હતું. પણ સુમંત ગઈ સાલની પેઠે પાછો નન્નો જ ભણે તો? જો એનો બાપ હોય તો એ ના કહેતો રહે ને પગ બાંધીને પરણાવી દે. પરંતુ ડાહીમા બિચારાં એકલાં–અસ્ત્રીની જાત એટલે શું કરે? મોસાળમાં એવો જબરો મામો પણ નહોતો કે વડીલનો મોડ મૂકી એ ના કહેતો રહે ને નાળિયેર ધકેલી દે. એટલે ડાહીબાથી એને અંધારામાં રાખી કાવતરું થાય તેમ હતું જ નહિ. એને પૂછ્યા છતાં એ ના જ કહે, તેના કરતાં ત્યાંસુધી એને પાકવા દેવો એ જ શું ખોટું? આમે ય મોસમ તો ઊકલી જવા આવી હતી એટલે એ હા કહે તો ય બધી તૈયારી કરતાં પોર–કાર્તક–માગશરમાં જ રાખવું પડે એમ હતું, એટલે થોડો વખત એને પૂછ્યા વિના એ પાકે તેમ કરવું એવો ડાહીબાએ મનમાં મનસૂબો ઘડ્યો હતો. એમનું શરીર જોકે અશક્ત તો થઈ ગયું હતું, તેમાં વળી ગઈ સાલથી દીકરો ડહાપણમાં ને ડહાપણમાં વંશ કાઢવા બેઠો હતો એમ લાગી જવાથી ચિંતા વધી પડી હતી, તેની અસર પણ શરીર ઉપર થઈ હતી. છતાં ઘરમાં બીજું કોઈ રહ્યું નહિ, લલિતા પણ અભ્યાસમાં પડી હતી એટલે જરા શરીરને વધારે થાક લાગે તો ય એમણે ઘરનું કામ ઘસડ્યે રાખ્યું હતું. એ થાક પણ ખરો, શરીરની અશક્તિ ય ખરી ને તેમાં સૌથી ખાસ

કારણ તો સુમંતને આવતી મોસમમાં લગ્ન માટે પકવીને તૈયાર કરવાનું ખરું, એટલે એમણે વૈશાખની અધવચથી મુદ્દલે કામ કરવાનું બંધ જ કરી દીધું. અને ઉપરથી આજ તો પગ ફાટે છે, માથે વેગ આવે છે, પેટ પથ્થર જેવું કઠણ થઇ ગયું છે વગેરેવગેરે રોજરોજ કંઇ ને કંઈ ફરિયાદ કરવા માંડી. ઘર એવું સરળ ચાલતું કે સુમંતે બધો વખત ગ્રામસેવાની પ્રવૃત્તિમાં જ રોકી લીધો હતો ને તેમાં આ જવાબદારી આવી પડી. એણે ડાહીબાની સેવા કરવા માંડી, દવા માટે પાંચ ગાઉ છેટે આવેલા દવાખાને ધક્કા ખાવા માંડ્યા, અને લલિતા ઘરકામને પહોંચી ન વળે તો એને પણ મદદ કરવા માંડી. અને છતાં ડાહીબાનો રોગ દિવસેદિવસે મટવાને બદલે વધવા માંડ્યો! સુમંત એમને ઠેઠ શહેરમાં મોટી ડિગ્રીવાળા દાક્તર પાસે પણ લઇ ગયો, પણ દવા જ ન લાગુ પડે ત્યાં શું? એ બે–ત્રણ મહિના શ્રાવણ ઊતરતાં ઊતરતાં ચોમાસામાં અને કાળી જમીનના પ્રદેશમાં એણે જે દોડધામ કરી છે એનું પરિણામ તો ડાહીબાની ફરિયાદો દિવસેદિવસે વધતી ગઈ એ જ! એને દાક્તરો ઉપર પણ ચીઢ ચડી કે મોટી મોટી ડિગ્રીઓ લટકાવ્યા છતાં એમનાથી આવો સામાન્ય રોગ નથી પારખી શકાતો તો પછી એ બીજા અસાધારણ રોગમાં તો કરે જ શું? પણ એને કોણ કહે કે ડાહીબાનો રોગ પણ અસાધારણ જ હતો? રોગ તો ન મટ્યો પણ હવે દરદથી કાયર થયાં હોય તેમ એમનો સ્વભાવ ચીઢિયો થઈ ગયો. સુમંતે એ પણ સહેવા માંડ્યું.

દશેરા આવતાં એમણે જાહેર કર્યું કે પોતે હવે ક્યારે ઢળી જાય તેનું કંઇ કહેવાય નહિ માટે મરતાંજીવતાં પોતાની આંખે છોડીને પરણેલી જોતી જાય એટલે બસ! એમણે જાણીને જ સુમંતના લગ્નની વાત જાતે ઉચ્ચારી ન હતી. એ તો એકના ભેગું બીજું જોડાયેલું જ હતું અને નહિ હોય તો એની મેળે ઘણો ય એ જે કહેવું હશે તે કહેશે એમ માની એમણે આ વખત કોઈ મુત્સદ્દીની અદાથી ઢાંક્યો પોપડો રાખ્યો હતો.

લલિતાના લગ્નની વાત આવતાં સુમંતે કહ્યું: "મારી ક્યારે ના છે? એ કહેતાં હોય તો અત્યારે તૈયાર છું."

વાત પૂરી ન સમજાતાં અને પોતે જે ભાવાર્થ સમજવા ઇચ્છતાં હતાં તે સ્પષ્ટ ન થતાં ડાહીબા બોલ્યાં: "કોણુની વાત કરે છે? કહેનાર વળી કોણુ છે?"

"બીજું કોણુ હોય? જે પરણુનાર હોય તે લલિતા સ્તો!" સુમંતે જવાબ આપ્યો.

સાવ વિચિત્ર જવાબ સાંભળતાં કપાળ ઉપર નિરાશાનો હાથ મૂકતાં ડાહીબા બોલ્યાં: "તું આ શું કરવા બેઠો છે? પરણુવાની વાત એ શું નક્કી કરતી'તી? હું કે તું મરી ગયાં છીએ કે એને જાતે નક્કી કરવાનો વારો આવે?" જોકે એ શબ્દો પાછળ પણુ સાથે સાથે બીજો પણુ એક અર્થ છુપાયેલો હતો જ કે, "તમારે જેને નક્કી કરવું હોય તે કરો પણુ ભેગો તું ય હા પાડે ત્યારે મારો જીવ હેઠો બેસે ને?" પણુ એ વાત તો એમને જણાવવી જ નહોતી એટલે શું કામ બોલી બતાવે?

સુમંતે કહ્યું: "મારે જેમ નાલેશીભર્યું નથી પરણુવું એમ મેં જેમ નક્કી કર્યું છે તેમ એને પણુ....."

ડાહીબાને તો એટલું જ સાંભળવું હતું ને તેમાં પાછું, "બાર વર્ષે બાવો બોલ્યો કે જા બચ્ચા દુકાળ પડશે,"ની જેમ સુમંતે એનું એ જ વેણુ કાઢ્યું ત્યારે એમને કેટલો આઘાત થયો હશે તે તો એ અને એમનો અંતરજામી બે જ જાણુતા હતા. સુમંતને તે વખતે જોકે તેમના મોં ઉપર આવેલા નિરાશાના ભાવ જોઇ થોડોઘણો ખ્યાલ તો આવ્યો હતો. એને એમ પણુ લાગ્યું કે મા આ માનસિક દુ:ખથી તો બિમાર નહિ પડી હોય? પણુ સ્વસ્થ મન પાછું મૂળ જગાએ આવી જતાં બોલ્યું: "માનસિક દુ:ખ હોય કે ન હોય પણુ તેનો શો ઉપાય? બે લાગણીઓ સામસામી અથડાય ત્યારે કોણે નમતું આપવું? સાચે કે ખોટે?"

ડાહીબા છેવટ એક ઉદ્ગાર કાઢીને જ રહી ગયાં: "ત્યારે તું મને મારવા બેઠો છે, નહિ?"

સુમંતને તો કંઈ જવાબ આપવાનો હતો જ નહિ.

બીજાં બે વરસના માના હૃદયના સતત હુમલા છતાં સુમંતનો

આદર્શ જીત્યો, ડાહીબાને નમતું મૂકવું પડયું અને તેમણે સમજીને કે છેવટ મન વાળીને, ગમે તેમ પણ ખુશી થઇને લલિતાના લગ્ન માટે સંમતિ આપી. સુમંતે લલિતાનું લગ્ન કર્યું તો નાતમાં, પણ નાતબહાર હતો તેની સાથે. ડાહીબાએ તે વખતે થોડો વાંધો તો લીધેલો પણ હવે એમના હાથમાંથી જ્યાં સમૂળગી બાજી જતી રહી હતી ત્યાં એ થોડો વાંધો ય શું ટકે? સુમંતે કહ્યું: "એમ તો કાલ ઊઠીને મને ય નાત-બહાર મૂકે માટે શું થઇ ગયું? કંઇ એનો વાંકગુનો જોવો કે બસ જેનેતેને નાતબહાર જ મૂકવો? એ છોકરાએ તો નાતનો કંઇ ગુનો કર્યો નથી. એના બાપે ય શો ગુનો કર્યો હતો? નાતવાળાઓએ કન્યા ન આપી ને એ કાઠિયાવાડથી કન્યા લાવીને પરણ્યો તે ય ગુનો? મને તો એમ થાય છે કે આ નાત વીસમી સદીમાં જીવે છે એમ બહાર જગતમાં કહ્યું હોય તોપણ લોકો ન માને! અને સાચે જ જો એ ગુનો હોય તો નાત દંડ લઇને એને માફ શા માટે કરે છે? હમણાં જો એ નાતને બેત્રણ જમણ આપે ને નાત કહે એટલો દંડ આપે તો એ નાતબહાર મટી જાય! નાતના પાપે એનો બાપ તો બિચારો બહાર રહી મરી ગયો તો ય નાતને પોતાનું વેર નથી વળી રહ્યું? બાપની સાથે બહાર રહેવાથી છોકરો કેળવાયો છે, ઘડાયો છે અને આજે નાતમાં ખોળવા જઇએ તો એના જેવો લાયક બીજો છોકરો કોઇ નથી; તો પછી એને લલિતા પરણે એમાં તમને શો વાંધો આવે છે એ જ મને નથી સમજાતું!" નાતની અજ્ઞાનતા ઉપર રોષ ઠાલવતાં સુમંતે ડાહીબા આગળ મનની વરાળ કાઢી. સુમંતને જેમ નાત નહોતી સમજાતી તેમ ડાહીબાને સુમંત નહોતો સમજાતો.

તેમણે પોતાના મનની છેલ્લી મુરાદ જણાવતાં કહ્યું: "તું બેનના બદલામાં પરણશે એ આશા તો મેં જાણે મૂકી દીધી. બેનનું સારું કરીને તું ન જ પરણે એટલે એ વાત પણ મેં તને ન કરી, હવે પાછો તું જે પગલું ભરવા તૈયાર થયો છે એથી તો મારી છેલ્લી આશા પણ નાશ પામતી દેખાય છે."

માના ભાવને જાણવા માગતાં સુમંતે કહ્યું: "તારી છેલ્લી આશા શી છે એ કહે ત્યારે મને સમજ પડે ને?"

"પણ તારે મારી આશાની ક્યાં પડી છે?"

"મા! એવું બોલીશ?" એટલા ત્રણ શબ્દો બોલતાં સુમંતની આંખમાં પાણી આવી ગયાં. તેણે ડાહીબા ન જાણે તેમ આંખ લૂછવા પ્રયત્ન કર્યો, પણ માની દૃષ્ટિથી કદી કશું છાનું રહેતું હશે? અને જો રહેતું હોય તો સુમંતનો આદર્શ જીતે પણ ખરો?

"સુમંત! તારું મન હું નથી સમજતી એમ ન માનતો, પણ સ્વાર્થને લીધે કહે, જૂની ઘરેડને લીધે માન કે પછી બીજાંથી જુદા પડવાની હિંમત નહિ એમ ગણ, અમારાથી સમજ્યા છતાં ચીલો કપાતો નથી. તું કાપવા જ બેઠો છે—મારી સર્વ મહેનત નકામી જ ગઇ છે એનું મને દુઃખ નથી એમ પણ નહિ, પરંતુ એ દુઃખ વેઠવા જેટલી શક્તિ મારામાં આવી છે. અને એ આવી છે તેમાં મારી છેલ્લી આશાનો થોડો ટેકો પણ ખરો."

"પણ એ આશા કહે ત્યારે ખબર પડે ને?"

"એ જ કે આ જ તું ભલે સાટા–તેખડાથી ન પરણતો હોય પણ પ્રભુ કરે ને કોક રડ્યોખડ્યો, તારું કરમ જોર કરતું હોય તો પૈસા આપતાં કન્યા આપનાર મળી જાય......... પણ તું આમ લલિતાને જ નાતબહાર રહેલા સાથે પરણાવે પછી તને એવો ય ક્યાંથી કન્યા આપવાનો હતો?"

"બા! ત્યારે તું મને હજુ ય સમજી જ નથી." સુમંતે નિઃશ્વાસ નાખતાં કહ્યું.

"હવે તો લાકડાંમાં જઈશ ત્યારે તને સમજીશ." ડાહીબા છેલ્લી આશાનું પરિણામ સમજી જતાં બોલ્યાં.

"જો બા! મને કંઈ નાતબહાર કરવાનો જ મોહ નથી. નાતમાં જો એના જેવો કોઇ છોકરો હોય તો હું ત્યાં કરવા તૈયાર છું. લલિતાના સુખનો જ એમાં તો સવાલ છે."

"એ તો મને ખબર છે. તું મને બોલવામાં પહોંચવા જ ન દે, અને હું બોલું તો ય તું તારું ધાર્યું જ કરવાનો. મારું તો જે થવાનું હશે તે થશે—તને પરણેલો જોવાનું ભગવાને મારા કરમમાં નહિ લખ્યું હોય તો તું શું કરવાનો હતો? તેમાં વળી છોડીના સુખની

વચ્ચે મારે શું કામ આડી જીભ ઘાલવી પડે? તેં નક્કી કર્યું છે, લલિતાને પણ ગમે છે, તો કરો—મારી છેલ્લી આશા ભગવાન પૂરી નથી થવા દેવાનો એ તો મને સમજાઈ જ ગયું છે."

આમ જોકે લલિતાના લગ્ન વિષે ડાહીબાએ સંમતિ આપી પણ કચવાતે મને. અને એમને રાજીખુશી કરવા જાય તો સુમંત પોતાના આદર્શને પહોંચે પણ શી રીતે? એને મન તો ડાહીબાની કચવાતા મનની સંમતિ પણ પૂરતી હતી. છેવટ માની વિરુદ્ધ થઈ કોઈ પગલું ભરવું પડે તે કરતાં એટલું ભાવવાળું વલણ એક રીતે ઓછું પણ ન હતું. લાગણીપ્રધાન અને આશાભર્યું હૈયું ગમે તેટલું બુદ્ધિપ્રધાન હોય પણ ડંખ્યામાંથી તો ન જ જાય. અને માના હૃદયમાં દુઃખ થયા વિના રહે? હવે એને કઈ આશા ઉપર જીવવાનું? એકનો એક છોકરો આદર્શ ખાતર ગરીબાઈને વર્યો, બુદ્ધિ છતાં ગામડામાં દટાયો, સંસારી થવાની શકયતા છતાં લગ્નને કાયમને માટે દૂર ઠેલ્યા જેવું કર્યું અને એટલાથી બાકી હતું તે નાતબહાર થવાનું ય પગલું ભર્યું!

અને તે બધું કર્યા પછી ય મળવાનું શું? માના હૈયાનો વલોપાત કે બીજું? વંશ ઉચ્છેદવાનું કલંક કે બીજું? કોઈ વ્યાવહારિક માણસ એને વખાણવાનું હતું? મૂર્ખો ન કહે તો જ સારું!

પણ જગતમાં આવા મૂર્ખાઓ વસે છે ત્યારે જ સમાજમાં થતો કચરો અવારનવાર સાફ થયા કરે છે. મૂર્ખાઓ વિના એવી ગધ્ધા-મહેનત કોણ કરે?



## [૨૦]

સુમંત ગજાનનની સાખપાડોસ રહેતો હતો એટલે ડાહીબાને અને ગજાનનને સમાનધર્મી તરીકે વાતો કરવાનો મસાલો સારો હતો. એકને પુત્રનું દુઃખ રડવાનું હતું ત્યારે બીજાને પુત્રીનું. વાસ્તવિક રીતે સુમંતને તો કંઈ દુઃખ હતું જ નહિ, છતાં ગજાનનને એ દુઃખ

પોતાની ચંપા કરતાં ય વિશેષ લાગતું. વિશેષ લાગતું એનો અર્થ ચંપાના દુઃખને એ ઓછું માનતા એવું નહિ, પણ એના પરિણામથી આખા વંશનો વેલો જ સુકાઇ જવાનો હતો; જ્યારે ચંપાના જેવું દુઃખ ઘણી ય વિધવાઓ ભોગવતી હતી અને ભોગવ્યા વિના છૂટકો પણ ન હતો.

ડાહીબા પાસેથી સુમંતના લગ્નનો ઇતિહાસ સાંભળી લીધા પછી ગજાનન પૂછતાઃ "તે સાવ પરણવા જ માગતા નથી ?"

ગજાનનના સવાલનો જવાબ આપતાં ડાહીબા બોલ્યાં: "નથી પરણવા માગતો એમ જ માનવાનું હવે તો રહ્યું ને ? સાટામાં એ ન પરણ્યો, કન્યાના પૈસા આપીને એ પરણવા માગતો નથી—પછી નાતમાં એવું કદી બનતું જ નથી કે કોઇ કંકુ ને કન્યા આપવા તૈયાર થાય—ને માની લો કે થાય તો એને કંઇ બીજા પૈસાવાળા ન મળે કે અમારા સુધી આવવા વારો રહે ? વળી બેનને બહાર પરણાવી નાત-બહાર જ અમે થઇ ગયાં; પછી એવું સ્વપ્નું લાવવું એ ય નકામું ને ?"

"ત્યારે તો તમારે ય પાકું દુઃખ રતો !" ચોમેરથી કોઇ રસ્તો સુમંત માટે લગ્નનો બાકી રહેલો ન જોતાં ગજાનને દુઃખભર્યો ઉદ્દ્ગાર કાઢતાં કહ્યું.

"છે રતો !" પાકું દુઃખ કબૂલ કરતાં ડાહીબા બોલ્યાં: "શું કરીએ, કરમમાં—એનાં અને મારાં—એવા લેખ હશે. બાકી આજ સુધી અમારી આખી નાતમાં, ડાહ્યો માનો તો ય અને ગાંડો માનો તો ય આવું—પોતે કુંવારો રહી બેનને નકરી આપી હોય—બન્યું નથી. ઊલટા કોઇ કોઇ તો કન્યાનો સામો અવેજ ન જોઇતો હોય તો એ અવેજ બીજાને અપાવે ને તેના બદલામાં પૈસા લે. આજસુધી હજુ એને ખોટું કહ્યું પણ નથી. વગી એનો બચાવ કરનાર નીકળ્યા હશે—એને અવેજ ન જોઇતો હોય માટે કંઈ સામાને મફત આપી દે ? એને ભવિષ્યમાં જરૂર પડે તો કોઇ દીકરો મફત આપવાનો નથી, પછી એ શું કામ આવ્યો ધા જવા દે ?"

ગજાનન જૂના વિચારના અને સનાતની બ્રાહ્મણ હતા, છતાં એમની નાતમાં પહેલેથી કંકુ ને કન્યા આપવાનો સારો રિવાજ હતો.

ગરીબ હોય કે તવંગર, સૌસૌને સરખા દરજ્જાનું મળી રહેતું અને કોઈને ડાહીબાએ પોતાની નાતની સ્થિતિ વર્ણવી હતી તેવી મુશ્કેલી હતી જ નહિ, એટલે એમને સુધારક તરીકે નહિ પણ ન ટેવાયેલા રિવાજને લીધે સુમંતનું પગલું વાજબી લાગ્યું. સામી બાજુ દુઃખ પણ એટલું જ લાગતું હતું કે આખી જિંદગી હવે ધૂળ થઈ ગઈ ને!

અને જુદીજુદી ન્યાતોની તરેહવાર વિચિત્રતાઓની ચર્ચા ચૂંથવા જતાં પાર નહિ આવે એમ માની ગજાનન બોલ્યા: "ડાહીબા! જો ઊંડા ઊતરી જે બધા ચાલ નાતમાં ચાલે છે તે જોવા જઈએ તો કાદવ જ હાથ આવે. પણ એ તો સૌ દાબમાં ને દાબમાં નાતના કબ્જામાં રહે છે ત્યાં સુધી સારું છે. નહિ તો સૌ ઘરઘરના રાજા થાય એમાં ય પાછો સવાદ નહિ. અમારી નાતમાં બે તડ છે એમાં અમે ત્રણ તડવાળા જ સુખી છીએ, બાકી પાંચ તડવાળા છે એમની તો વળી તમારી નાત કરતાં ય ભૂંડી સ્થિતિ છે. જેને જ્યાં કન્યા આપવી હોય ત્યાં આપે એટલે પછી એમાં કંઈ બરકત આવતી હશે? પાઘડીમાં માથું ને માથામાં પાઘડી છે ત્યાં સુધી સારું છે."

"પણ આજના છોકરા એવું સમજતા હોય ત્યારે ને? આ અમારા સુમંતે લાગલો ચીલો કાપ્યો એમાં શું સુખી થવાનું?" ડાહીબાએ પાછો મૂળ પ્રશ્ન આણ્યો.

"સુખી થવાય કે ન થવાય—એમ પાછા એક રીતે ઊંડા ઊતરીને જોઈએ તો એમાં માસ્તરનો ય દોષ નથી કે તમારો ય નથી. વિધાતાના લેખમાં કોઈ મેખ મારવાનું નથી. મેં ય તમારી પેઠે ચંપા વિધવા થઈ ત્યારથી જીવ બાળવામાં બાકી રાખ્યો નથી. પણ જીવ બાળો કે ન બાળો, લખ્યા લેખ કોણ મિથ્યા કરવાનું હતું?" ગજાનને પોતાના મનનો ઊભરો કાઢતાં કહ્યું.

"ત્યારે હું ય મન વાળીને તેમાં જ બેઠી છું ને! એના કરમમાં હશે તો કોઈ મિથ્યા કરવાનું નથી અને વિધાતાએ લેખ લખતી વખતે જ એ નહિ લખ્યું હોય તો હું અમે તેટલા ધમપછાડા કરીને મરી જઈશ તો ય શું વળવાનું હતું? ને મારાથી મરાય તેટલા ધમપછાડા તો મેં મારી જોયા, પછી બધી બાજુના હાથ હેઠા પડ્યા ત્યારે હવે મન વાળ્યું છે." ડાહીબાએ પોતાના મનની વાત જણાવી.

પોતાના મનની એક અણઉકલી ગૂંચ જણાવતાં ગજાનનને કહ્યું: “હું ય તમારી પેઠે મન વાળીને જ બેઠો છું. એના કરમમાં તો જાણે રંડાપો લખ્યો હશે એટલે કોઈ શું કરે? પણ રંડાપા કરતાં ય ઓશિયાળું જીવન કાઢવું એ કંઇ સહેલું છે?”

ડાહીબા જાણતાં હતાં તે ઉપરથી તેમણે પૂછ્યું: “કહે છે ને સાસરીમાં સારું છે.”

“સારું તો છે સ્તો! પણ આજનાં છોકરાં તો જાણો છો ને? ચાર દિયર છે, એમની વહુ આવે, છોકરાં થાય અને એ બધાંમાં દા'ડો કાઢવો. કોઇનો જીવ કેવો છે ને કેવો નહિ, દરેક કંઇ સારા સ્વભાવનું ઓછું જ હોય છે? તેમાં વળી બાળવિધવા એટલે કોલસાની કોઠી. અમસ્તું કંઇ પવનથી લૂગડું ઝપટાઇ જાય તો ય ડાઘ પડતાં વાર નહિ.”

એટલામાંથી જ સૌ સમજી જતાં ડાહીબાએ કહ્યું: “પણ અહીં રહે તો ય એને કોઈ ખસ કહેનાર નથી.” એમને છ મહિનાના પાડોસી તરીકે જે પરિચય થયો હતો તે મૂડી ઉપર તેમણે જણાવ્યું.

“ખસ શું, ઊંચા સાદે એને કોઇ બોલે એવું પણ નથી. છતાં પીળું એટલું કંઇ સોનું હોય છે? બધાંનો સ્વભાવ કંઈ કાયમ એકસરખો ય રહે છે? જે વિધવાઓનો દહાડો નથી જતો એને ઓછું દુઃખ છે? સુખદુઃખે પાનું પડ્યું એટલે કાઢ્યે જ છૂટકો સ્તો. પણ મારો જીવ બળે છે તે એટલા માટે કે ચંપાના સ્વભાવને હું જ જાણું છું. તમે તો એને જોઇ જ નથી. સોડિયું તાણીને અત્યારે ખૂણામાં બેસી રહે છે તે મારી ચંપા જ નહિ. અને એ સ્વભાવને લીધે જ એ એવી સુકાઇને લાકડા જેવી થઇ ગઇ છે. એનાથી દુઃખ વેઠાય પણ ટકોર ન વેઠાય, એના માથા ઉપર પહાડ તૂટી પડે તો ય એ ન ડગે, પણ એના માથા ઉપર કોઇ કલંક ઓઢાડે તો એનાથી ન સહેવાય. ભાઈ સાથે એને સારું ફાવે છે, જસોદા અને એ, નણંદભોજાઈ છે એમ જ જાણતાં નથી—સગી બેન કરતાં ય વધારે એમને બંનેને એકબીજા પ્રત્યે લાગણી છે. અત્યાર સુધી તો એકબીજાની ઠઠ્ઠામશ્કરી કરતાં ય થાકતાં નહોતાં, છતાં એની એ મશ્કરી થતાં જો એને એમ ખાતરી જ થઇ ગઇ કે પોતાનો

ઓશિયાળો અવતાર છે માટે મહેણું માર્યું, તો આટલી બધી હેતપ્રીત છે છતાં જીભ કરડીને મરી જાય એમાં ભૂલ નહિ. એનો આ સ્વભાવ હું એકલો જાણું છું એમ નહિ, પરંતુ આખું ઘર જાણે છે. એને બાળરંડાપો આવ્યો છે, એ અણીપૂર પાર ઉતારવો સહેલો નથી એમ સૌ જાણે છે, છતાં કુટુંબને કોઈ દિવસ એ કાળું કલંક લગાડશે એવું તો અમારામાંથી કોઈને સ્વપ્ને પણ ખ્યાલ ન આવે. અને તેથી જ મને એની બહુ ચિંતા થાય છે."

"એટલે એને કોઈનું ઓશિયાળું ન રહેવું પડે એ જ કે બીજું?" ગજાનનના એ લાંબા કથનમાંથી એક વાકયમાં આખો સાર કાઢી લેતાં ડાહીબાએ પૂછ્યું.

"ઓશિયાળું તો એના કરમમાં લખ્યું છે એટલે કોણ મિથ્યા કરનાર છે? પણ હું એટલું જ ખોળું છું કે એવો ઓશિયાળો અવતાર કાઢતાં એનું મન કદી ખાટું થઈ ગયું, ત્યારે કોઈ એવો એને ટેકો હોય કે ત્યાં જઈને ઊભી રહે. ભોળા શંભુને મારી રોજ એ જ પ્રાર્થના છે કે તું એને એકલીને તરવું હોય તો તરી શકે એવું કોઈ લાકડું આપ."

"અરે! લ્યોને એ લાકડું હું જ બતાવું." ગજાનનની સાચી ગૂંચ સમજી જતાં ડાહીબા બોલ્યાં.

જાણે સાચેસાચ શંભુએ એમની પ્રાર્થના સાંભળી હોય અને તેનો જવાબ ડાહીબાને આપવા એમણે જણાવ્યું હોય, એવી આશાની ઊર્મિ ગજાનનના હૈયામાં ઊઠી. એમણે ધડકતે હૈયે કદાચ ડાહીબા જણાવે તે ટેકો સાબૂત ન પણ હોય તેવી શંકા સાથે કહ્યું: "અરે તમે જાણો છો ત્યારે શા સારુ અત્યારસુધી કહેતાં નથી?"

"પણ તમે મને પેટ ખોલીને વાત તો આજ કરી," ડાહીબાએ જવાબ આપતાં કહ્યું: "તમને જે આજસુધી ખોળ્યા છતાં જડતું નથી તે અમારા ભણી તમે હો તો કયારનું જડી ગયું હોય, જડવાનું જ એમાં શું છે? આજે અમારા ભણી તો અમારી નાતની જ પાંચદશ વિધવાઓ એ રીતે જીવે છે. અને ટૂંકી મિલકતમાં એ વિના બીજો રસ્તો પણ શો? અમારી જ વાત લ્યોને આ નોકરી ઉપર જ બધો આધાર. વળી જેને બીજી મિલકત ન હોય તેને ઓશિયાળું જીવવું

હોય તોપણ ક્યાંથી જીવે ? એટલે એને એ ટેકો શોધ્યે જ છૂટકો.''

ડાહીબા વાત લંબાવતાં હતાં તેમતેમ ગજાનનનો જીવ, એવો તે એ કેવો ટેકો છે કે એમની ભણીની વિધવાઓ વગર મિલકતે એના આધારે દહાડા કાઢતી હતી, તે જાણવા ઊંચોનીચો થઇ રહ્યો હતો. એમનું બધું ધ્યાન ડાહીબાની એ વાત કરતાં એ ટેકાનું નામ જાણવા આતુર હતું.

ડાહીબાએ તેમને વધારે અધીરા થવું પડે તે પહેલાં જણાવ્યું: "વિધવા મહેતી થાય એ ખોટું ય શું છે? કન્યાશાળામાં છોડીઓ ભણાવવાની, જોડે કામ કરનાર પણ મહેતીઓ હોય એટલે પુરુષથી અલગનાં અલગ ને સ્વતંત્રનાં સ્વતંત્ર. કોઇ નિશાળમાં વળી એકાદ પુરુષ હોય તો બગડી ય શું ગયું ? કંઈ બધા આદમી ખરાબ ઓછા જ હોય છે? ને કોઇ ખરાબ હોય તોપણ જેનું મન સાબૂત છે એને શો ભય છે? શહેરમાં તો બૈરાં દવાખાનાની નર્સો થાય છે પણ એ આના જેવું સારું તો નહિ જ.''

ગજાનનને ડાહીબાનું કહેવું ગમ્યું તો ખરું. મહિને વીસ–ત્રીસ રૂપિયા મળતા હોય તો એકલી જાતને ઓછા ન હતા. નાનાં છોકરાં સાથે રહેવાનું. મન પણ મેલું ન થાય. ધંધો તો સારો જ. પણ મૂળ મુશ્કેલી આવતાં એ બોલ્યા: "એમાં તો છ ચોપડીઓ પૂરી કરી હોય ત્યારે બને ને ?"

"ચંપા કેટલી ચોપડી ભણી છે?" ડાહીબાએ પૂછ્યું.

"પાંચ પાસ થઈને ઊઠી ગઈ છે. એ તો ભણાવી હોત તો ભણત પણ પરણાવી એટલે પછી શું ભણવા મોકલે?" ગજાનને પરિસ્થિતિ જણાવતાં કહ્યું.

"એક ચોપડી તો ઘેરે ય થઈ જશે. મારી લલિતાને સુમંતે ત્રણ વરસ સુધી નિશાળનું ભણી રહ્યા પછી ઘેર ભણાવી હતી." ડાહીબા રસ્તો કાઢતાં બોલ્યાં.

"તમારે તો ઘરનો ધંધો એટલે થાય પણ......"

ગજાનનને આગળ બોલવા દીધા વિના ડાહીબા વચ્ચે બોલી ઊઠ્યાં : "તમારે ય ઘરનો જ માનો ને. ગામનાં ભીલભંગીને એ

ભણાવે છે ને તમારી ચંપાને એ ના કહેવાનો હતો! વળી સાખ-પાડોસ એટલે તમારે વિધવા છોડીને બહાર મોકલવાની પંચાત પણ નહિ."

આજ આઠઆઠ માસથી જાણે પોતે જે કાંઈ શોધતા હતા એ આજ એકાએક ડાહીબાનો કહેવાથી માત્ર જડી ગયું હોય તેમ ગજાનનને લાગ્યું. એ ટેકાનો સારાસાર વિચારતાં પહેલાં એ વિષે એમને જાણે કંઈ કહેવાનું ન હોય તેમ ડાહીમા સાથે એમણે એ વિષે પછી વધુ વાતચીત કરી જ નહિ.



[૨૧]

**ગજાનન** ઊંડા વિચારને અંતે એ નિર્ણય ઉપર આવ્યા કે "ચંપાને ભલે શિક્ષિકા થવાનો વખત ન આવે, પરંતુ સુમંત માસ્તર છે ત્યાં સુધી એ એનો અભ્યાસ પૂરો કરી લે તેમાં કંઇ ખોટું નથી. ભણેલું કંઈ નકામું જવાનું નથી. વિધવા છે, મન ખરાબ વિચાર કરતું હશે તો ભણતર કંઈ પાછું વાળીને જોવડાવશે. વળી સુમંત માસ્તર એવો નથી કે ભણતર માથે જે આળ છે તે સંસ્કાર એની કેળવણીમાં આવવા દે. એના હાથે જ કેળવેલી એની બેન એક માસ જ અહીં તો રહી ગઇ છે પણ એના જેટલો વિનય, સાદાઇ, ચોકસાઇ આજની કોઇ છોડીઓમાં દેખાતાં નથી, એ બધી કેળવણી તો સુમંત માસ્તરની જ ને? એવો કોઇ ઊછાંછળો માસ્તર હોય તો વિધવા છોડીને ભણાવવા મૂકતાં વાંધો, પણ સુમંત તો નામ પાડયું જ પરમાણ છે! વળી ઘરમાં જ માનોને? ડાહીબા ય એને માટે કેટલી લાગણી રાખે છે! વળી કહે છે કે એમાં એને શરમ શાની આવવાની છે, એના કરતાં ય મોટી ઉંમરની છોડીઓ શહેરમાં છોકરાઓ ભેગી ભણે છે. વળી સુમંતથી તે એને શરમાવાનું હોય? હું તો માનીશ કે મારી લલિતા ગઈ ને ચંપા આવી. ઘડીઘડી એને શરૂઆતમાં અતડું લાગતું હશે તો હું સાથે બેસીશ. પણ સુમંત આગળ કોઇને અતડું લાગે જ નહિ. નિશાળનાં

છોકરાં રસ્તામાં એ જતો હોય ત્યારે 'સાહેબ! સાહેબ!' કહી હાથે વળગી પડે છે, પછી ચંપાને એની આગળ શાની શરમ લાગવાની હતી? હમણાં જરા ઘરની બહાર નહિ નીકળેલી અને ન ખમાય એવો ઘા પડ્યો એટલે એને કામમાં જરા અતડાઅતડા જેવું લાગે, બાકી ભણવામાં શરમ શાની?

"આઠ મહિનાથી જીવ ઊડી ગયો હોય તેમ કશી વાતમાં રસ ન લેતી ચંપા એમ હા પાડશે એ ય મને ક્યાં ચોક્કસ ખાતરી હતી? એના મૂળ સ્વભાવ પ્રમાણે તો એ હા પાડે જ અને તેથી તો મેં બધો વિચાર પણ કરેલો, છતાં એ અત્યારે સાવ બદલાઈ ગયા છતાં આ પ્રશ્ન આવતાં કેવી સચેત થઇ ગઇ? તેનું મન જાણી લેવા પૂરતું તો મેં એને માટે ખાનગીમાં પૂછી જોયેલું, કે પછી એનો વિચાર ન હોય તો એ વાત હું અને ડાહીબા જ જાણીએ. પણ એ ય જાણે મારી પેઠે કશાની શોધમાં હોય, મન શોધીશોધીને થાક્યું હોય છતાં જડ્યું ન હોય અને આમ મારા કહેવાથી જ જડી ગયું હોય તેમ એનો નિસ્તેજ ચહેરો કેટલો સચેત થઇ ગયો? આજ આઠ મહિને મેં એને મોઢે તે વખતે જ પ્રથમના ભાવ જેવો 'બાપુજી' શબ્દ સાંભળ્યો! અને એમાં કોઇને ય ખોટું શું છે? ઘેર બેઠાં ગંગા આવી છે, પછી પાણી ન પીએ ને તરસની બૂમો પાડીએ એ મૂર્ખાઈ જ કે બીજું? આવો સારો માસ્તર મોંમાગ્યા પૈસા આપતાં ય ક્યાંથી ઘેર બેઠાં મળે? ને તે ય પાછો વગર પૈસે! એનું એકેએક આચરણ જોઇ મને થાય છે કે મૃત્યુલોકમાં કોઇ દેવ ભૂલો પડે તેમ એ ય આ નખ્ખોદ ગામડામાં ભૂલો પડ્યો લાગે છે. બાકી આ શબ્દો કોઇ માટીનો માનવી ન બોલે—ચંપાને ભણાવીને હું કંઇ તમારો ઉપકાર નથી કરવાનો. ભણાવવું એ તો મારો ધર્મ છે. પેટ માગે એટલું તો મને મળે છે, પછી વધારાનું શું કરવું છે? અને એવો વધારાનો લોભ હોય એણે શિક્ષક મટી સટ્ટામાં કે એના જેવા વેપારમાં પડવું શું ખોટું? અને એમ જે આપી શકે એને જ હું ભણાવવાનો ધર્મ સમજું તો પછી આજે જે ભીલ, ભંગી ને ઢેડને ભણાવું છું એ તો રહી જ જાય ને? તમે તમારે બીજી પંચાત કર્યા વિના સવારની વેળા

એને મોકલજો ને, અરે મોકલવાની ક્યાં છે હું જ એને કાંડું ઝાલી ખેંચી જઇશ, તમારે એ ચિંતા જ ન કરવી."

ગજાનને મહાલક્ષ્મીને એ બાબતની પ્રથમ વાત કરી ત્યારે જેમ કોઈ ઓચિંતું પાછળ આવી બંદૂક ફોડે ને એકદમ ચમક થઈ આવે તેમ મહાલક્ષ્મી ભડકી ઊઠી : "ચંપાને ભણાવવાની વાત કરો છો? અરે, તમારી તે અક્કલ મારી ગઈ કે શું? હવે, આટલે વરસે, વિધવા છોડીને ભણાવવાની વાત કરતાં તમને ય શરમ નથી આવતી? ચૂડી કાઢી નાખેલી છોડી હાથમાં પેન લે, એનો બાપ લેવડાવે અને ઉપરથી મા એમાં હાજીઓ પુરાવે! શું વાત કરો છો!" બે હાથ પહોળા કરી મહાલક્ષ્મી ગજાનનની મૂર્ખાઇનું પ્રદર્શન કરતી હોય તેવો ભાવ કરતાં બોલી : "તમને આ સુઝાડ્યું કોણે એ જ મને નથી સમજાતું! જ્યારે આવી વાત આવીને ઊભી રહે અને પૂછીએ એટલે તમારે બીજું કંઇ કહેવાનું જ નહિ—જે હોય તે બધું તમને ભોળો શંભુ જ સુઝાડે! ભોળા શંભુના તે કંઈ ભોગ લાગ્યા હશે કે આવી, જગતથી જુદી જ વાત સુઝાડે! જોજો મને તો કહ્યું તો કહ્યું, પણ કોઇને વાત કરતા, સાંભળનાર કહેશે કે તમારી ડાગળી ખસી છે. તેમાં ય છોડી જાણે તો એના જીવને શું ન થાય? કે'શે હું ચૂડીઓ ભાગીને બેઠી ત્યારે મારાં માબાપને હવે મને ભણાવવાનો અવસર આવ્યો!"

પ્રથમ ગજાનને દરખાસ્ત મૂકી ત્યારે મહાલક્ષ્મીએ આમ દેખીતી રીતે કંઇ વિરોધ કરવામાં બાકી રાખ્યું જ નહિ. પરંતુ ગજાનને પોતે મનમાં એ વિષે જે વિચાર્યું હતું તે બધું દલીલ સહ કહી બતાવી સમજણ પાડી ત્યારે મહાલક્ષ્મીને થોડી ખાતરી થઇ કે એમની કંઇ ડાગળી ખસી નથી કે જગતમાં એની કંઈ નવાઇ પણ નથી. અને છતાં મહાલક્ષ્મી એ ખાતરીને ય ન ગણકારત, પરંતુ એક તો એમણે જે ધાર્યું હતું કે ચંપા પોતે જ એ વાતની હા ન પાડે, તે જ ઊલટી રાજીખુશી હતી અને વળી, જો સુમંત માસ્તર ન હોત તો મહાલક્ષ્મી ચંપાની એ ખુશીને પણ ગળી જાત. એટલે મહાલક્ષ્મીએ સમજીને કે ઊંડો વિચાર કરીને નહિ પણ એથી કંઇ સારું પરિણામ નહિ આવે તો ય ખોટું તો નથી જ આવવાનું એવી શ્રદ્ધાથી જ હા પાડી હતી

પરંતુ ગજાનનને સ્વપ્ને પણ ખ્યાલ ન હતો એવો જસોદા તરફથી સજ્જડ વિરોધ આવ્યો.

જસોદાએ પૂછ્યું : "બાપુજી! તમને મારામાં તો કદાચ વિશ્વાસ ન હોય, પરંતુ સાથે સાથે તમારા દીકરામાં ય નથી, એમ ને?"

જસોદાએ પ્રથમ પોતાનો વિરોધ મહાલક્ષ્મી આગળ કર્યો હતો. એમની સામે થાય તેટલી દલીલો કરી હતી. છેવટે મહાલક્ષ્મી છૂટી પડી કે "જો વહુ, હું તારી પેઠે એમણે મને કહ્યું ત્યારે ના જ પાડતી હતી. પરંતુ એમણે જે વાત કહી—મને તો એવી વાતો કંઈ ગોઠવીને કહેતાં આવડતી નથી ને એ બધું મને યાદ પણ નથી. મેં તો એક એટલો જ વિચાર કરીને હા કહી કે એથી નુકસાન પણ શું થવાનું છે? અને છતાં તારા કહેવાથી એ બંધ રાખતા હોય તો હું કંઈ ના કહેતી નથી." આથી જ જસોદાને સીધો સસરાને પ્રશ્ન કરવો પડયો હતો.

ગજાનને શબ્દો ગોઠવતાં કહ્યું : "જસોદાવહુ! તમે અરથનો અનરથ કરો છો......"

રસોડામાં બેસીને વાત કરતી જસોદા ગજાનનને પૂરું બોલવા દીધા વિના વચ્ચે બોલી : "બાપુજી! તમે બીજાંને ભલે ગમે તેમ સમજાવી શકયા હો, પરંતુ મને તો લાગે છે કે તમને અમારા ઉપર વિશ્વાસ નથી."

"પણ મને પૂરું કહેવા દેશો કે નહિ?" ગજાનને શું કહેવું તે નહિ સૂઝવાથી જ્યાંત્યાં એક વાક્ય નાખ્યું.

રસોડામાંથી જરા બારણા તરફ ખસતાં જસોદાએ કહ્યું : "પૂરું કહેવા દેવા તો આજ મારે શરમ મૂકીને સામું આવવું પડયું. જે કહેવું હોય તે કહો, હું એ સાંભળવા જ બેઠી છું."

"તમે ખોટું સમજી બેઠાં છો, જસોદાવહુ!" એની એ વાતને ફેરવીને કહેતાં ગજાનને કહ્યું : "મારો તમારામાં વિશ્વાસ નથી એમ કોણે કહ્યું? મારો તમારામાં અને મારા દીકરામાં બંનેમાં—અને સાચું બોલાવો તો તમારામાં એના કરતાં ય વધારે વિશ્વાસ છે."

"અને તેથી જ ચંપાબેનને ભણાવો છો, નહિ? બાપુજી! હું વહુ થઈને તમારી સાથે લાંબી જીભાજોડી કરવા નથી માગતી, તમારા

મનમાં ચંપાબેનને મહેતી કરવાનો વિચાર આવ્યો, કારણ કે તમે ન હો અને અમે એમને પાલવીએ કે ન પાલવીએ માટે."

"વહુ ! જસોદાવહુ ! તમે અવળું સમજો છો."

"બાપુજી ! હું અવળું સમજતી હોઉં તો અવળું, પણ જે સમજી છું તે એક વખત સાંભળી લ્યો, પછી તમારે એ ન માનવું હોય તો મારી બળજબરી ઓછી છે ?" જસોદા જેવી શાંત જણાતી યુવતી, આટલી અકળાઇને કોઇ દિવસ સસરા સાથે વાતચીત કરવાનો પ્રસંગ આવ્યો ન હતો છતાં આજ આટલી બેધડક શી રીતે બોલતી હતી ? "તમે કહો છો કે તમને મારામાં વધારે વિશ્વાસ છે, મને એથી ઊલટું દેખાય છે. તમને કદાચ લાગ્યું હશે કે મને બાપની મિલકત મળવાની છે, વળી અધૂરામાં પૂરી અમે બે બેનો એક ઘરમાં ભેગી થવાની છીએ, એટલે એ બાપની મિલકતથી ઘરમાં અમારું ચલણ થઇ જાય અને તેથી ચંપાબેનને ઓશિયાળું રહેવા વખત આવે તો ભણેલું કામમાં આવે."

જસોદા સહેજ અટકી એટલે ગજાનને કહ્યું: "ભણેલું હશે તો કંઇ નકામું જવાનું છે ?"

"નકામું જવાનું હું ક્યાં કહું છું? આટલા ભણતરે એમનું હેવાતણ હોત તો દા'ડો જાત અને આજે હેવાતણ નથી માટે જ વધારે ભણાવવાની જરૂર ઊભી થઇને? ભગવાને એમનું હેવાતણ લઇ લીધું છે, કંઈ રોટલો તો નથી લઈ લીધો ને? અને એ લઇ લે એવો અવિશ્વાસ આવતો હોય તો એ કહી દો, એટલે નક્કી કરી દેવાનું સૂઝે."

"મારે તો બધું નક્કીનું નક્કી જ છે. મારા ઘરમાં તમારા જેવી લક્ષ્મી બેઠી છે ત્યાં સુધી બધું નક્કી જ છે." ગજાનને કંઇ દલીલ ન સૂઝવાથી પોતાના હૃદયની ઊર્મિ જણાવી.

"ના, એવી વાતથી મારું પેટ નહિ ભરાય. છેલ્લી વાત કરી દઉં, તમને જો વિશ્વાસ ન હોય તો તમારી બધી મિલકતમાંનો એમનો ભાગ, મારો ભાગ જાવ ચંપાબેનને લખી આપો. પછી તો એમને કોઇ દિવસ ઓશિયાળું થવું નહિ પડે ને ? અને છતાં એમને તમારે ભણાવવાં જ હોય તો, કાં તો એ ભણતર નહિ કે હું નહિ."

એકદમ જસોદાની ન કલ્પેલી હઠ જોતાં ગજાનન ભડકી જત

બોલ્યા : "જસોદાવહુ ! તમે ખોટી હઠ પકડી બેઠાં છો. મેં તો તમે આવો અર્થ કરશો એમ ધાર્યું જ ન હતું."

"તમે તો બાપુજી, સાથેસાથે એ ય નહિ જ ધાર્યું હોય કે અમે—હું ને ચંપાબેન—નણંદભોજાઇ નથી. તમે તો મને એકલી એની ભોજાઇ માની હશે, પણ મારે તો એ સગી બેન કરતાં વધારે છે, એ તમને કોણે કહ્યું હોય? અને એને મારે લીધે ટુકડા રોટલા સારુ, આટલે વરસે, હાથમાં સલેટપેન લેવી પડે ત્યારે મારે આ ઘરમાં રહીને જ શું કામ છે?"

ગજાનન શું દલીલ કરે ? ગજાનને પોતાની બાજી સંકેલી લેતાં કહ્યું : "તમારો વિચાર ન જ હોય તો મારી કંઈ એવી હઠ નથી. મારા મનથી તો જાણે ઠીક, ક્યાં બહાર જવાનું છે, કે ભણતર નકામું પડવાનું છે ? તમને એમ જ લાગતું હોય તો ચંપાને તમે ના કહેજો."

"ચંપાબેનને વળી હજુ ના શું કહેવાનું છે? એ કંઈ સાંભળતાં નથી ? ના કહેલી જ છે ને !" જસોદાએ ચંપાની સ્થિતિ જણાવતાં કહ્યું.

"ત્યારે મારો આગ્રહ નથી, એ તમને આ કહી દીધું—પછી કંઈ છે ?" ગજાનને માંડેલી બાજીને ઊઠાવી લઈ બહાર જવા પગ ઉપાડતાં કહ્યું.

ગજાનન ગયા, મહાલક્ષ્મી કંઇ કામસર બહાર ગઈ એટલે જસોદાએ ચંપાને ઢંઢોળતાં કહ્યું : "કેમ ચંપાબેન ! ભણવાનો કંઇ બહુ જ ઉમળકો આવી ગયો છે કે શું ?"

પણ આ શું ? જસોદાએ તો કલ્પ્યું હતું કે ગજાનનને પોતે જીતીને આવી છે એટલે ઊંડો ઊંડો ચંપાને આનંદ હશે. નણંદ માટે ભાભી આટલી બહાદુર ને નિઃસ્વાર્થ લાગણી બતાવે ત્યારે ચંપાને શું પણ દરેક નણંદને ગર્વ થાય. ત્યારે ચંપા આમ જસોદાને કોટે વળગી પડતાં હૈયાફાટ રડવા શું કામ લાગી ? એને એનો પતિ સાંભરી આવ્યો ? એનું ફૂટેલું હેવાતણ દુઃખી આવ્યું ? કે ઓશિયાળું જીવન ગમે તેવું સોનાનું પાંજરું હોય તો પણ મટતું નથી એમ લાગી આવ્યું ?

"ચંપાબેન ! આમ હજુ ક્યાં સુધી રડયા કરશો ? રડવાથી કંઇ જે કરમમાં લખ્યું છે તે મિથ્યા થવાનું છે ?" જસોદાએ ચંપાને

આશ્વાસન આપતાં એની ભીની આંખો લૂછતાં કહ્યું.

"કરમમાં જોડેજોડે રડવાનું ય લખ્યું લાગે છે. નહિ તો વા'લેશરી થઇને તમે આજ દુશ્મન બન્યાં તે ન બનત." ચંપાએ રડવાનું કારણ જણાવતાં કહ્યું.

પાણીમાં પડીને તણાતા વીંછીને બહાર કાઢવા જતાં જેમ એ કાઢનારને ડંખ મારે તેવી સ્થિતિ જસોદાને પોતાની થઇ હોય તેમ લાગ્યું. ચંપાને માટે પોતે મરી પડે ને એ જ ચંપા કહે કે તમે મારાં દુશ્મન! શું નસીબ છે! શી લે'ણાદે'ણી ભગવાને એકબીજાના કપાળે લખી છે! હજારહજાર શંકાકુશંકા આવી છતાં એ સર્વને દાબી દેતાં જસોદાએ પૂછ્યું: "ત્યારે તમારે ય ભણવું જ છે, એમ ને?"

જસોદાને કોટે ફરીથી વળગી પડતાં ચંપા બોલી: "ભણવું તો છે જ, પણ તમે માની લીધું છે તે મહેતી થવા માટે નહિ."

"ત્યારે?" જસોદાએ ચંપાની આંખમાં આંખ પરોવતાં પૂછ્યું.

"કરમમાં રડવાનું લખ્યું છે તે મટે તો મટાડવા."

"એટલે?"

"એટલે એ જ, બાપુજી જે ઉત્તર તમને ન આપી શક્યા તે હું તમને આપું. હેવાતણ હોત તો આટલા ભણતરે શું પણ વગર ભણતરે ય દા'ડો જાત અને બધાંનો જાય છે. હેવાતણ નથી ત્યારે જ ભણતરની ઓથની મોટી જરૂર છે. મનને એ વિના બીજે ક્યાં પરોવવું? નવરું મન શું ન કરે? આજે વિધવાઓ જે રીતે જીવે છે તેમાંથી મારે નીકળવું હોય તો મનને કંઈ ખોરાક તો આપવો જ રહ્યો ને?"

આ શબ્દો સાંભળી જસોદા ચંપા ભણી તાકી જ રહી. એને થયું: "ચંપાને આ દલીલ સૂઝી તે મને કેમ નહિ સમજાઈ હોય?"

ચંપા આગળ બોલી: "બાપુજી ગમે તે માનતા હોય, બા ગમે તે ધારતી હોય, તમે ગમે તે અર્થ કરતાં હો, પરંતુ હું ભણવા તૈયાર છું તે આટલા માટે. મારે આખી જિંદગી રડવાનું જ લખ્યું છે તે ટળે, હું કંઈ બીજી સારી પ્રવૃત્તિમાં મન પરોવી શકું, વિચારી શકું ને કરમમાં રડવાનું છે તે ભૂલી જાઉં; અને એ સિવાય મારા જીવનમાં ચેતન આવવાનું નથી, એ તો નક્કી જ. પરંતુ મારા

કરમમાં જ નથું રડવાનું લખ્યું હશે તે તમે પાછું ફરી એનું એ આગી લીધું."

નરમ થઈ જતાં જસોદા બોલી: "ચંપાબેન! ખોટું ન લગાડશો. મને કંઇ તમારા મનની આ ઊંડી વાત ઓછી સમજાઇ હતી? મને જ શું કરવા બાપુજીને પણ આ તો નથી સમજાઇ. અને મને ન સમજાય ત્યાં સુધી હું તો એ જ સમજું ને? હવે સમજી છું તો જોજો કે તમને ભણાવ્યા વગર મૂકુ છું ખરી?"

અને ચંપાને જોરથી બાઝી પડતાં જસોદાએ કહ્યું: "આટલું બધું કરીને છેવટ એનું એ કર્યું, ત્યારે બાપુજી બોલ્યા ત્યારે જ કહી દેવું હતું ને?"



## [૨૨]

**ચંપાને** ભણવાનો ઉમંગ હતો છતાં એને પ્રથમ દિવસે સુમંત પાસે જતાં સંકોચનો પાર ન હતો. સ્લેટ, પેન કે પુસ્તક હાથ ઝાલતાં શરમ આવતી હતી. ડાહીબા પોતે એને બોલાવવા ન આવ્યાં હોત, જસોદાએ એટલી ધમકી ન આપી હોત કે "જો ચંપાબેન, તમે જાતે નહિ જાવ તો હું ખેંચીને લઈ ગયા વિના તમને રહેવાની નથી," અને એની રાહ જોતાં સુમંત છેવટ થાકીને જાતે બોલાવવા ન આવ્યો હોત તો ચંપા તે દિવસે ભણવા ગઇ જ ન હોત.

"ચાલો તમને શરમ આવતી હોય તો હું ચોપડીઓ મૂકી જાઉં." જસોદાએ પોપટ પાસે ચંપા માટે આણેલાં પુસ્તકો માગતાં કહ્યું.

પરંતુ જસોદાને કે ચંપાને ચોપડીઓ લેવાનો પ્રસંગ જ સુમંતે આવવા ન દીધો. એણે કહ્યું: "ચોપડીઓની આજ ને આજ કંઈ જરૂર નથી. એકાદ અઠવાડિયું તો એમના ભણતર ઉપર રજ ચઢી હશે તે ખંખેરાઇ જશે ત્યારે આગળ ચાલશે ને?"

"લે બેસ અહીં. એમાં સુમંતથી શરમાય છે શું? હું પણ

તારી સાથે ભણવા બેસું છું, પછી છે કંઇ?" ડાહીબાએ ચંપાનો હાથ ઝાલી નીચે પોતાની સાથે બેસાડી હસતાં કહ્યું.

ગોખલામાંથી રેંટિયો કાઢી નીચે આસન જમાવતાં સુમંતે કહ્યું: "જુઓ ચંપાબેન! તમે પાંચ ચોપડીઓ ભણ્યાં હશો, પણ આ એકડો પહેલો આવડશે ત્યારે જ તમારું ગાડું આગળ ચાલશે."

ડાહીમા પણ રેટિંયો સારી રીતે ચલાવી જાણતાં હતાં એટલે એમણે એ જવાબદારી લેતાં કહ્યું : "જાને ભાઈ, ચંપાને રેટિંયો કાંતતાં મારે શીખવી દેવું. મારા જેવી ઘરડીને તેં પાકી કોઠીએ કાના ચઢાવ્યા તો તે હજુ ઊગતી છે. મને તો પંદર દહાડા લાગ્યા'તા, ને એ તો ભલી હશે તો પાંચ દિવસમાં શીખી જશે."

"એમાં કંઈ મોટા વેદ ભણવાના નથી. પરંતુ એની પાછળની ભાવના સમજવી જોઇએ ને?" રેટિંયા પાછળની મહાત્માજીની દૃષ્ટિ જણાવવાના ઉદ્દેશે સુમંતે કહ્યું.

ડાહીબાએ એનો પણ જવાબ આપ્યો : "એ પણ તેં મને બધું કહ્યું જ છે ને! મા'ત્મા ગાંધીને રેટિંયો બહુ ગમે છે, એ પણ આટલી ઉંમરે કાંતે છે."

"તમને તો મેં સહેજ, નહિજેવી એની વાત કરેલી. તમને એ બધું સમજાય પણ નહિ અને એની જરૂર પણ શી? પરંતુ ચંપાબેને તો એ જાણવું જોઇએ જ." પૂણીમાંથી ફરફર એક ધારો તાંતણો કાઢતાં સુમંતે કહ્યું.

"તું નર્યો વેદિયો જ છે." ડાહીબાએ સુમંતને ઝાટકતાં કહ્યું. મોં ગંભીર કરી ચૂપચાપ મા-દીકરાની વાતચીત સાંભળ્યા કરતી ચંપાનું મોં સહેજ મલકાઇ ગયું.

સુમંતે લાંબા થયેલા તારને ત્રાક ઉપર વીંટાળતાં જવાબ આપ્યો: "વેદિયો છું તે તેં આજે નવું જાણ્યું?"

"એ ખરું," એનો સ્વીકાર કરતાં ડાહીબા બોલ્યાં : "પણ માંડમાંડ ચંપા બિચારી શરમાતીચંપાતી આવી છે, તેને બીજી વાંચવાલખવાની વાત મૂકી પહેલે દા'ડે જ આ તારો રેંટિયો બતાવે એટલે એનો ઉત્સાહ ભાંગી ગયા વિના રહે?"

તૂટેલા તારને સાંધતાં સુમંતે કહ્યું : " આ વિના બધું ભણતર નકામું છે, પછી એનાથી પહેલ ન કરું તો શું કરું? વળી ચંપાબેન બાળક હોત તો એમને શું ગમશે ને શું નહિ ગમે, તેનો તમે કહો છો તેમ વિચાર કરવો પડે. પરંતુ આજે એ ભણવા આવ્યાં છે તે એમને ગમે છે માટે નહિ—એમને તો ગમે કે ન ગમે પણ ભણવું જ છે—તો પછી સીધી શરૂઆત કરવામાં એમનો ઉત્સાહ શી રીતે ભાંગી જવાનો છે ?"

"એમ બોલીને તો તું કોઇને નહિ પહોંચવા દે." સામી દલીલ ન કરતાં ડાહીબાએ ચંપા ભણી જોતાં કહ્યું : "લે, હું તારો પક્ષ લઉં છું ને તું તો ટેકો પુરાવા ય લાગતી નથી !"

ચંપા બોલે એમ લાગતું જ ન હતું. છતાં એને જવાબ આપવાનો અવકાશ આપ્યા પહેલાં સુમંત બોલી ગયો : "તારું સાચું હોય ત્યારે એ ટેકો આપે ને?"

ડાહીબાએ ચંપાને બોલવાની ફરજ પાડતાં કહ્યું : "ચંપા, સાચેસાચું કે'જે, તેં ધાર્યું'તું કે એ તને ભણાવવાને બદલે પહેલે દા'ડે રેંટિયાની વાત કરશે ?"

ચંપાએ જવાબ ન આપ્યો. થોડી વાર રાહ જોઇ ડાહીબાએ કહ્યું : "જો ચંપા, આમ શરૂઆતમાં જ તને ન ગમે તે નહિ કે' તો મોત જ સમજજે. તું કંઇ નહિ બોલે એટલે એ એની ધૂનમાં ને ધૂનમાં તને એની પાછળ ઘસડયા કરવાનો. મારી લલિતાની પણ એ જ દશા થઇ હતી. કામ લેવામાં દયા જ રાખતો નથી. બિચારી છોડીએ છેલ્લાં ત્રણ વરસ એની સાથે રહીને જે કામ કર્યું છે—એ પહોંચી વળે એવી હતી છતાં કોઇ વાર થાકી જતી. એ સામી બોલતી તો ય એની એ વલે થઇ'તી, પછી તું તો મોઢામાંથી કંઇ બોલતી નથી, એટલે એ પાછું વાળીને જોશે જ નહિ."

"બા, તારે ચંપાબેનને આજ ને આજ ભગાડી તો નથી મૂકવાં ને?" ચંપા તરફ જોઈ જરા ધીમું હસતાં સુમંતે કહ્યું.

"ભાગી ન જવું પડે તે માટે તો હું એને પહેલેથી રીઢી થવાની વાત કરું છું. તળાવ વચ્ચે રહેવું ને મગરની બીક રાખે તેમ એ તારી શરમ રાખશે તો......"

ડાહીબાને પૂરું બોલવા દીધા વિના સુમંતે કહ્યું : "નાનાં છોકરાં મારી બીક નથી રાખતાં તો ચંપાબેન શરમ રાખી હું જુલમ કરીશ અને એ સહી લેશે એ વાતમાં શો માલ છે?"

ચંપાના મુખ ઉપર ફરી પાછું આછું—કોઇને માલમ ન પડે તેવું—હાસ્ય આવી ગયું.

"લે ને ત્યારે મારે કયા ભાઇને!" ચંપાની જોડેથી ઊભાં થતાં ડાહીબા બોલ્યાં : "એ નહિ બોલે તો એ મૂંઝાશે, મને ઓછો તું કહેવા આવવાનો છે કે આ નથી કર્યું, ફલાણું બાકી રહી ગયું ને ઢીકડું સાવ સમજ્યા વિના જ કર્યું છે!"

ડાહીબા અંદર એક નાના રસોડા માટે ખંડ જુદો પાડ્યો હતો તેમાં જઇ ચૂલો સળગાવવામાં રોકાયાં. સુમંતે શરૂઆત કરી : "જુઓ ચંપાબેન! બાનું કહેવું સાંભળી ગભરાઇ ન જતાં. રેંટિયો તમે આજ ને આજ શીખી જાવ એવું મારું કંઈ કહેવું નથી. તમને હું કહું તો ય એની અગત્ય આજ ને આજ સમજાશે નહિ. પરંતુ એ જોતાં જેટલો સાવ મામૂલી લાગે છે એટલો જ એનું પારાયણ થાય તો ભવ્ય છે. બપોરે નવરાં બેઠાંબેઠાં બૈરાં આડીઅવળી વાતોના ગપાટા મારે છે, રાત્રે મોડેક સુધી તડાકા મારે છે—એ બધાં કામથી થાકીને બેઠાં હોય છે એ હું જાણું છું, આખો દિવસ એમને કંઇ રાજગાદી ઉપર નથી બેસી રહેવાનું હોતું; છતાં રેંટિયો લઇને બેસે તો એથી કંઇ વધારે થાકી જવાય એવું પણ નથી. વાતો ય ચાલે અને સાથે સાથે એમાંથી કોઇને ગામમાં ખબર પણ નહિ હોય તેટલું કાપડ બને.

"પણ બીજાં બૈરાંની વાત જવા દેઇએ ને તમારી જ વાત કરીએ. આજ છ માસથી હું અહીં આવ્યો છું, ત્યારથી જોઉં છું કે જો મનને કોઇ કામમાં પરોવવાનું હોત તો જરૂર તમે આવાં જડ બની ગયાં છો તે ન બની ગયાં હોત. તમારું મન અને શરીર કામ માગે છે."

સુમંતની એ વાત સાંભળતાં ચંપા ભડકી. એને થયું કે માસ્તર મારા મનની વાત વગર કહ્યે ક્યાંથી જાણી ગયા હશે?

સુમંત આગળ કહે જતો હતો : "મને ખબર છે, રેંટિયો કાંતવાની વાત આજે લોકોને ગળે ઊતરે તેવી નથી જ—ને તેમાં ય

ભણતાં છોકરાંને ગળે તો એ મુદ્દલે ન ઊતરે. પરંતુ તમે કંઇ નિશાળમાં ભણવા જતાં છોકરાં જેવાં નથી. તમે મારી પાસે આવ્યાં છો તે કંઇ નાનાં છોકરાંની જેમ ન છૂટકે નહિ; ભલે તમે આજ સંકોચાતાં હશો, કંઇ બોલતાં ય નથી, પરંતુ તમારું મન અહીં આવવા અંદરથી ઉત્સુક છે જ, એ હું ચોખ્ખું જોઇ રહ્યો છું."

ચંપા બીજી વખત ભડકી. પોતાના શરીરના કોઇ અંગની જેમ પોતાનું મન પણ બહારથી દેખાતું તો નહિ હોય, એમ માની સોડિયું વાળીને એ બેઠી હતી છતાં એણે કપડાંને વધુ સંકોર્યાં.

સુમંત તો રેંટિયો ચાલુ રાખી બોલ્યે જ જતો હતો: "તમારું મન જે કામ માગે છે, જે સ્થિરતા ઇચ્છે છે, જે દૃઢતા ચાહે છે, જે એકતા ઝંખે છે તે સર્વ આ રેંટિયામાં છે અને તેથી જ મેં એના એકડાથી શરૂઆત કરી છે."

અત્યાર સુધી ચંપા કંઈ બોલી ન હતી એટલે સુમંતે પ્રશ્ન કર્યો: "કેમ ચંપાબેન! મારું કહેવું તમને સમજાય છે ને?"

ચંપાને કહેવા તો જવું હતું કે "નહિ સમજાય તો ય તમે જે કહેશો તે કરવા પાછી નહિ પડું. તમે તમારે મને એક વખત કામમાં એવી દાટી દો કે બસ કંઇ કહે બાકી નહિ." પણ એની જીભ ઊપડી નહિ. ફક્ત ડોકું હલાવી એણે સંમતિ સૂચવતો હકાર ભણ્યો.

સુમંતને એનું મૌન ખૂંચતું હતું. એની રૂંધાઇ ગયેલી વાચાને છૂટી કરવી હતી. આજે એને કોઈ હિસાબે બોલતી કરીને જ જવા દેવી હતી, એટલી સુમંતે કહ્યું: "જુઓ ચંપાબેન! છાશ લેવા જાવ ને દોણી સંતાડો એ ન બને. તમે કોઇ વાર જોયું તો હશે કે નાનાં છોકરાં ય મને વળગી પડતાં અચકાતાં નથી, ને મારામાં બીવા જેવું કે શરમાવા જેવું છે ય શું? છતાં તમે હું પૂછું તેનો જવાબ પણ શરમમાં ને શરમમાં ન આપો..."

"ના, હું કંઇ એમ શરમથી નથી બોલતી એવું છે જ નહિ." ચંપાએ છેવટ પોતાની શરમ ઉપર સુમંતનો એક સામટો હલ્લો થતાં વચ્ચે જ કહી નાખ્યું. એ આ પ્રથમ જ સીધી રીતે બોલતી હતી

એટલે સુમંત જેમ એને ચંપાબેન કહી સંબોધતો હતો તેમ પોતે પણ એને કયા સંબોધનથી શરૂ કરે તેના વિચારમાં જ ક્યારની એ હતી. સુમંતને ગામમાં તો બધા માસ્તર જ કહીને બોલાવતા. પરંતુ એને નર્યું માસ્તર તોછડું લાગ્યું. છોકરાં 'સાહેબ' કહેતાં એ રીતે સંબોધતાં એને શરમ આવી. પોતે કંઇ નાના છોકરા જેવી ન હતી, સુમંત કંઇ એવો વડીલ નહોતો કે 'સાહેબ' કહેતાં ઝટ એની જીભ ઊપડે. વળી સુમંતનો એને જે થોડો પરિચય હતો એ ઉપરથી તો એ 'સાહેબ' એને કહેવા પણ ન દે. અને કહેવા દે ન દે એ તો પછીનો સવાલ છે, પણ 'સાહેબ' કહેતાં સમો એ હસી પડી ને ઉપહાસ કરે તો? ત્યારે એને કહેવું શું? એ જેમ ચંપાબેન કહે છે તેમ સુમંતભાઇ જ કહેવું? પણ પોતે એની પાસે ભણવા આવી હતી એટલે સુમંતભાઇ કહે એ ય કંઇ સારું તો ન જ કહેવાય. પણ ત્યારે કહેવું શું? વગર સંબોધને બોલવું હોય તો ક્યાં નથી બોલાતું? પછી નિરાંતે શું સંબોધન વાપરવું ને ન વાપરવું એનો નિર્ણય ક્યાં નથી થતો? એ નિર્ણય ઉપર આવતાં જ ચંપાના મોંમાંથી વાચા સ્ફૂરી. અને એણે પોતાના ઉપર મુકાતા શરમના આરોપનો ઇન્કાર કર્યો.

"એમ કંઇ બોલો ત્યારે સમજ પડે ને?" સુમંતે એનો ઇન્કાર સ્વીકારી લેતાં કહ્યું: "હું તમારી આગળ રેંટિયાના નર્યા ગુણ ગાઉં તેથી કંઇ એના સવાદની તમને ખબર ન પડે. એને તમે પોતે ચાખી જોશો એટલે તમે જ કહેશો કે ના, ના, તમે કહેતા'તા એના કરતાં એમાં તો વધારે મીઠાશ છે. આપણાં શાસ્ત્રોમાં સંધ્યાનો જે ઉદ્દેશ છે, પ્રાર્થનાનું જે મહત્ત્વ છે, તેવું રેંટિયાનું—માણસ જો કરી જાણે તો—જીવનમાં મહત્ત્વ છે." અને રેંટિયાના ભાગો બતાવતાં સુમંતે કહ્યું: "રેંટિયાના એકેએક અંગને તલવારની ધાર ઉપર રહે તેમ રહેવું પડે છે. એમાં સહેજ ત્રાક ઠરડાઇ ગઇ કે ખલાસ. આ દોરી તમને ફરતી લાગે છે તે માળ પણ ઢીલીપોચી હોય તો ન ચાલે, પૈડાંની ધરી સહેજ ડોલતી હોય તો પણ નકામું. પૈડું ગાંડું ફરે તે ય કામમાં ન આવે. એકેએક ભાગને એવું ચોક્કસ રહેવું પડે છે કે એવી ચોકસાઇ માણુસ પોતાના જીવનમાં ઉતારે તો જ બસ છે."

ભેંસ આગળ ભાગવત જેવી વાત તો નથી થતી, એમ ખ્યાલ આવતાં સુમંતે રેંટિયા તરફથી ચંપા ભણી દૃષ્ટિ કરી. ચંપા રેટિંયાના એ ભાગોની ચોકસાઇ જોવા સહેજ ઊંચી થઈ હતી તે જરા પાછી ખસતાં હતી તેમ બેસવા ગઈ.

"આઘા ખસવાની કંઇ જરૂર નથી" એમ સુમંત કહેવા જતો હતો, પરંતુ ભલે એને સંકોચ થતો હોય તો એટલે જ બેસે એમ માની એ બોલ્યો: "મારું કહેવું ન સમજાય તો પૂછવું. પૂછતાં રહો ત્યારે મને ખબર પડે કે તમને સમજાય છે કે નહિ."

"હમણાં તો શું પૂછું?"

ચંપાએ કંઇ ન સમજવા જેવો પ્રશ્ન કર્યો એટલે સુમંતે કહ્યું: "કેમ શું પૂછું? તમને હું કહું ને જેમાં ન સમજ પડે તે પૂછવું."

"એ ખરું, પણ હજુ હું રેંટિયો શીખું, એ બધો જાતે અનુભવ કરું ત્યારે શું નથી સમજાતું ને શું સમજાય છે તે ખબર પડે ને?" ચંપાની સરસ્વતી વહેવા માંડી.

સુમંત ચંપાનો જવાબ સાંભળી દિંગ જ થઇ ગયો. ચંપાના મુખ ઉપરથી, એ આમ અત્યારે જોનારને નિસ્તેજ લાગતું હતું છતાં સુમંતને લાગ્યું તો હતું કે એનામાં બુદ્ધિ તો હોવી જ જોઈએ. વળી ઘરમાં જસોદા અને ગજાનન વચ્ચે એના ભણતર સંબંધી જે વાતચીત થઇ, પછી ચંપાએ પોતે જ ભણવાની ઇંતેજારી બતાવી, ત્યારથી જ સુમંતને ખાતરી થઇ હતી કે આ કંઇ બીજી વિધવાની જેમ નરી મહેતી થવા માટે જ ભણવા માગતી ન હતી. છતાં અત્યારે એણે જે જવાબ આપ્યો એટલી એનામાં ઊંડી બુદ્ધિ હશે તેનો તો એને ખ્યાલ જ ન હતો. શહેરના બુદ્ધિવાળા માણસો ને કૉલેજમાં ભણતા યુવકો સાથે સુમંતને કોઈ કોઈ વાર રેંટિયા વિષે ચર્ચા થયેલી ત્યારે એનો અનુભવ કર્યા વિના દરેક જણ રેંટિયાના એ ગુણોનો ઇન્કાર જ કરતો. જ્યારે ગામડાની આ સામાન્ય યુવતી, પાંચ ગુજરાતી ભણેલી—જેને શહેરવાળા ભણેલી જ ન કહે—સુમંતને જવાબ આપતી હતી કે "વગર અનુભવે એ નથી સમજાતું એમ શી રીતે કહું?"

ચંપા ઉપર ઓવારી જતાં સુમંત બોલ્યો : "ચંપાબેન!

તમને રેંટિયો આવડી ગયો જ માનો. હું તો ધારતો'તો કે તમને પંદરવીસ દહાડા તો લાગશે જ, પણ તમે તો એને હાથ અડકાડ્યા વગર જ શીખી ગયાં."

"ના, ના, સાહેબ!" એમ ચંપા કહેવા જતાં રહી ગઇ અને એણે એ ગમી જતાં કહ્યું : "એમ મને વખાણતાં પહેલાં મગન માસ્તરને પૂછી જોજો–એમનો હાથ મને મારીમારીને રહી ગયો છે તે હજુ ય સમો થયો હોય તો એ જાણે!"

"પણ હું મગન માસ્તર નથી તો." સુમંતે મીઠું હસતાં કહ્યું. ચંપાથી પણ આ વખત તો ખુલ્લું હસી જવાયું. અને ચંપા હજુ પૂરું હસી રહે તે પહેલાં સુમંતે પાછું ઉમેર્યું : "અને હું મગન માસ્તર હોત તો તમે અહીં આવતે ખરાં?"

ચંપા આ ત્રીજી વખત ભડકી. તે ક્ષણે જ એને આવેલો એ વિચાર સુમંત ક્યાંથી જાણી ગયો? એ મનના ભાવ જાણી જ શી રીતે જાય છે? એની સાથે બેસવું તે ય એ રીતે તો બહુ કઠણ જ કહેવાય.

બાજીને અધવચ સમેટી લે તેમ ત્યાં જ વાત બંધ કરતાં સુમંતે કહ્યું : "બસ! તમારો આજનો પાઠ પૂરો થયો. હવે બાકીનો કાલે."

સુમંતની બીજી પ્રવૃત્તિ રાહ જોઇ જ રહી હતી, એટલે એણે ચંપા ઊઠે તે પહેલાં રેંટિયો બંધ કરી ગોખલામાં મૂકી દીધો. ચંપાને મન તો થયું કે "એમ રેંટિયો દૂર જોઇને તો હું ક્યારે શીખવાની હતી? એ તો મારી પાસે હોય, ઘેર એની ઉપર માથાકૂટ કરું ત્યારે કંઇક એ આવડે. દૂર રહ્યાંરહ્યાં એ મને બતાવે એથી કંઇ આવડી જાય? પણ મને એ રેંટિયો આપે ત્યારે તો બગડ્યા વગરે ન રહે. સહેજ પણ ચૂકચાક રેંટિયામાં ન ચાલે, ને શીખનારથી આઘુંપાછું થયા વગર રહે? મારો પોતાનો રેંટિયો હોય ત્યારે એ તો બને. પણ હું કહું ત્યારે એ રેંટિયો મંગાવી આપે ને? કહું? ના, ના, એની એટલી શી ઉતાવળ છે? એ મનના બીજા ભાવ જાણી જાય છે ત્યારે એ ય એની મેળે નહિ જાણી જાય? જાણી તો હમણાં જાય, પણ એ કંઈ મફતે આવે છે? શું બેસતું હશે એનું?"

અને હજુ એ વિચારમાંથી જાગીને ચંપા ઊઠી તે પહેલાં સુમંત તો

બહાર ચાલ્યો ગયો હતો. 'હું ક્યારની શું જોઈને બેસી રહી છું' એમ લાગતાં ચંપા ઝટ ઊભી થઈ બહાર નીકળવા ગઈ, પણ ત્યાં તો ક્યારનાં રસોડામાં રઘાંરણાં કામ કરતાં અને બહાર સુમંત અને ચંપા વચ્ચે થતી વાત સાંભળતાં ડાહીબા એને વિદાય થતી જોઈ બોલી ઉઠ્યાં: "ચંપા! લે તું તો નરી સવારથની જ સગી લાગે છે..."

ચંપાએ અંદર મોં ફેરવતાં કહ્યું: "કામ વગર બેસી રહીને ય શું કરું?"

"લે ને કામ કરવું હોય તો ઘણું ય છે." ચંપાને નજીક બોલાવવા હાથમાંની કડછી બતાવતાં ડાહીબા બોલ્યાં.

ચંપાએ નજીક આવતાં કહ્યું: "કામ હોય છે ત્યારે તો કરવા દેતાં નથી અને અત્યારે ખાલી ખાલી..."

"ક્યારે વળી તને ના કહી છે?" ડાહીબા દાળની તપેલીમાં કડછી હલાવતાં બોલ્યાં.

"કેમ, તે દા'ડે તમારું માથું દુ:ખતું'તું ત્યારે ભાભીએ કહ્યું કે બે બેડાં પાણી રેડી આપું..."

"અરે ગાંડી થઈ કે શું? એમ સહેજ માથું દુ:ખતું'તું તેથી કંઈ મારાથી બે બેડાં પાણી ન ભરાય?"

"એ તો મોટો ઘા પડ્યો હોય તો ય ભરવું હોય તો ભરાય, પણ એમ કહોને કે કામ કરવા દેવું ન હતું." ચંપા જાણે હમણાં એ પ્રસંગ બન્યો હોય અને તેથી ખોટું લાગ્યું હોય તેમ મોં બગાડતાં બોલી.

એનો ભાવ જાણી જતાં ડાહીબાએ કહ્યું: "લ્યો, ચંપાને એમાં ખોટું લાગ્યું? હવે એવું હોય ત્યારે ના નહિ પાડું, થયું?"

ચંપા જતાંજતાં બોલી: "ના પાડો તો ય હવે હું એમ તમારું માનું એવી ય ક્યાં છું? એ તો તે દા'ડે મારાથી બહાર નીકળાય તેમ ન હતું અને ભાભી જરા છે જ એવાં—કોઈ જરા દાબીને ના પાડે એટલે ચૂપ થઈ જાય—બાકી, હું હોઉં તો તે દા'ડે ય તમારું કોણ સાંભળે?"

"લે, તને કામ સારુ તો બોલાવી ને તું તો પાછી ચાલી."

ડાહીબા અમસ્તાં બોલાવે છે એમ જાણી જતાં ઉંબરા બહાર

નીકળતાં ચંપાએ ઊંચો હાથ કરી કહ્યું : "હવે કાલે."

એની પૂંઠ તરફ ડાહીબા તાકી જ રહ્યાં.

એમને એ જ ન સમજાયું કે દસપંદર દિવસ સુધી તો એનો સંકોચ જશે નહિ, એમ લાગતું હતું, એને બદલે એ આજ ને આજ સુમંત સાથે કેવી રીતે બોલી શકી?



[૨૩]

ત્યારપછી કેટલોક સમય વહી ગયો.

"જુઓ ચંપાબેન! તમે જો આમ રેંટિયા અને પુસ્તકો પાછળ જ પડશો તો તમારો અભ્યાસ આ વરસે પૂરો નહિ થાય. પરીક્ષાવાળા તમને કંઇ બહારનાં તમારાં વાંચેલાં પુસ્તકોમાંથી સવાલ નથી પૂછવાના." સતત બહારનાં પુસ્તકો વાંચવાની ચંપાની માગણી સામે તથા રેંટિયાની ધૂન સામે સુમંતે ચેતવણી આપતાં કહ્યું.

"આજે હવે રહીરહીને છ મહિને કહો તેમાં મારો શો દોષ?" અભ્યાસ પૂરો નહિ થવાની જવાબદારી પોતાની નથી તે જણાવતાં ચંપાએ ઠાવકું મોં રાખી કહ્યું.

"ત્યારે દોષ કોનો મારો?"

"તમારો નહિ ત્યારે મારો?"

"શું કહે છે તું આ ચંપા?"

"બસ! આજે તમે હૈયામાંથી બોલ્યા."

"ત્યારે આજ સુધી શું હૈયામાંથી નહિ ત્યારે ગળામાંથી બોલતો હતો? પણ ચાલ, તું મને કહી દે કે તને મારો શો દોષ સૂઝ્યો?"

થોડી ક્ષણ સુમંત સામે તાકી રહીને ચંપાએ કહ્યું: "સાંભળો ત્યારે."

"સાંભળું છું જ." સુમંતે તૈયારી બતાવતાં કહ્યું. રસોડામાં

ગયેલાં ડાહીબાએ પણ દાળમાં મસાલો નાખવાનો મુલતવી રાખી ચંપાના અવાજ સામું ધ્યાન આપ્યું.

"પહેલે દિવસે હું તમારી પાસે આવી ત્યારથી કહું કહું થયા કરતું હતું પણ કહેવાતું ન હતું." ચંપા એટલું બોલી થંભી.

સાવ નવી જ વાત સાંભળતાં ડાહીબાએ હળદરનો હાથમાં ઝાલેલો ડબો પણ નીચે મૂકી દીધો. ચંપા એમ કરી મૂળ વાત ઉડાવે છે એમ સુમંતને લાગ્યું તો ખરું, પરંતુ વચ્ચે જો પોતે બોલશે તો ચંપા એથી પણ વધારે વાર કરશે, એમ માની એ સાંભળી રહ્યો.

"છેલ્લા બે મહિનાથી તો કહી જ દઉં–કહી જ દઉં થતું'તું અને એક–બે વાર તો મોઢામાંથી બોલ નીકળું નીકળું થઈને રહી ગયેલો." વળી ચંપા અટકી. ડાહીબા અને સુમંત બંને એ શી વાત કરે છે તે સાંભળવા ઉત્સુક થઈ રહ્યાં હતાં. "તમે મારી એ રીતે રોજરોજ મશ્કરી કર્યા કરો એ સહેવાય પણ ક્યાં સુધી?"

મશ્કરી? ચંપાની? કોણે સુમંતે કરી? ને તે ય આજ ૭ માસથી રોજની રોજ! ચંપા શું બોલતી હતી? કાપ્યું હોય તો લોહી ન નીકળે તેમ બંને, મા દીકરો—સુમંત ને ડાહીબા અચેતન બની ગયાં. ચંપાએ થોડી વાર થોભી જોરથી શ્વાસ લીધો ત્યારે આખા ખંડમાં એના શ્વાસ સિવાય કોઈનો સંચાર દેખાતો ન હતો.

ચંપા આગળ બોલી : "મને કહી દેવાનું તો ઘણું ય મન થતું, પણ તમે તો મારા......" શું કહેવું, માસ્તર–સાહેબ કે ગુરુ એનો નિર્ણય કરતાં ચંપાએ કહ્યું : "સાહેબ રહ્યા......"

જડમાં ઓચિંતું ચેતન આવે તેમ સુમંત બોલી ઊઠ્યો : "શું કહ્યું, ચંપા? ફરી બોલ જોઈએ."

"સાહેબ વળી. કેમ કંઈ ફરી બોલતાં તમારી બીક લાગે છે?" ચંપાએ ફરી 'સાહેબ' કહેતાં કહ્યું.

"હું તારો સાહેબ વળી કે દાંડાનો એ વાત પ્રથમ કર." સુમંતે વળી મૂળ વાત ભૂલી જતાં કહ્યું.

"બસ, મારે તમારી પાસે એ જ કહેવડાવવું હતું." ચંપાએ ફરીથી જોરથી શ્વાસ લેતાં કહ્યું.

"શું કહેવડાવવું હતું ?"

"કે, તમે મારા સાહેબ કે દા'ડાના ?"

"ત્યારે કે' ને ?"

"પણ તે પહેલાં મારે તમને એક સવાલ પૂછવાનો છે."

"એ તો હું જાણું છું કે તું એમ સવાલજવાબમાં જ બ઼ વખત કાઢી નાખીશ."

"ના, આજ તો કહેવા બેઠી છું એટલે કેટલા દા'ડાથી ક કહું થાય છે તે બધું કહી જ નાખવું છે. તમારે નહિ સાંભળવું હે તો ય પરાણે સંભળાવીશ."

ચંપા એવી છટાથી બોલી કે અંદર રહ્યાંરહ્યાં જોઇ રહે ડાહીબા ય અચંબો પામી ગયાં—આ છોડી શું કરે છે? જાણે સુમંતની માસ્તર હોય અને એને ભણાવતી હોય તેવી છટા વાત કરે છે.

સુમંતને પણ ચંપાની આ છટાથી આશ્ચર્ય થયું. એણે ચંપા બુદ્ધિ ધારી હતી, પણ આટલી બહાદુરી ને વાતથી સામાને—એના ગુરુને ડારવાની શક્તિ તો એણે કલ્પી જ ક્યાંથી હોય? એણે સા ચંપાને જોઇ પણ ક્યારે હતી? એણે તો જોઈ હતી, દસ—બ મહિનાથી ઘરના ખૂણામાં પડીપડી ઝૂરતી અને અચેતન જેવી ચં એ જડ દેખાતા ખોળિયામાં આટલો તેજસ્વી આત્મા હશે એ સુમંતને ક્યાંથી કલ્પના આવે? એથી સુમંતને હસીને પૂછ્યા િ જંપ પણ ન વળ્યો : "ચંપા! તું તો કંઇ દબડાવીને વાત કરે છે ને

ચંપા જાણે સ્વાભાવિક જવાબ આપતી હોય તેમ બોલ "આજ છ છ મહિનાથી તમે મને ભોંયમાં પેસી જવું પડે એવી મશ્કરી ક્યાં કરી તો ય હું બોલી નથી. અને આજ પ્રથમ વાર એનો જવાબ માગું છું, એમાં તમને દબડાવવાની વાત લાગી

વળી પાછી એ મશ્કરીની વાત આવતાં સુમંત ઢીલો ગયો. એણે ક્યારે કોઈ દિવસ એની મશ્કરી કરી હતી? એની કોઈની સુમંતને શું કામ મશ્કરી કરવી પડે? ને તે ય પાછી રોજ! સુમંત ફરી પાછો મૂગો થઇ ગયો. ડાહીબાને ય દીકરા ઉપર

છોકરી ખોટું આળ તો નથી ચઢાવતી એમ શંકા ગઈ. એમનો હમેશાં મૃદુ રહેતો ચહેરો જરા કડક થયો. એ બરાબર વાત સાંભળવા સહેજ નજીક આવ્યાં.

ચંપા એમની ગત જાણી જતાં ધીમેથી, શાંત અને મીઠું લાગે તેવું બોલી: "ડાહીબા! તમારે આ વાત સાંભળવાની નથી. અમારા બેની જ એ તો વાત છે. છતાં તમારે સાંભળવી જ હોય તો હું થોડી વાર ઊભી રહું છું—તમે ચૂલા ઉપર શાક બળી જાય તેને એક વખત ઉતારી લો."

બળીને કોલસો થઇ જતા શાકની વાસ ઓચિંતી આવવા લાગતાં ડાહીબા ઊભા થઇ ગયાં, ચૂલા ઉપરથી શાકને નીચે ઉતારી હલાવવા જાય છે તો નીચે શાક ચોંટીને સજ્જડજામ! એમના હૈયામાં ચંપા માટે ગુસ્સાનો આવેલો ઊભરો શમી ગયો. શી જબરી છોકરી છે! પોતાના મોં ઉપરનો ભાવ પણ એ એટલામાં જાણી ગઈ!

ડાહીબાના વધતા વિચારને અટકાવતાં ચંપા બોલી: "હવે ચાલુ કરું ને ડાહીબા?"

શાકને કઢાઈમાંથી રકાબીમાં કાઢી લેતાં ડાહીબાએ કહ્યું: "તું તારે બોલ ને. હું મારે સાંભળું છું. નહિ સાંભળું તો ય મારે શું કામ છે?"

મીઠી ટકોર કરતાં ચંપા બોલી: "તમારે તો કશા કામનું નથી. પણ સાંભળો તો મારે કોઇ દા'ડો કામનું છે. મેં સાહેબ ઉપર ખોટો આરોપ નથી મૂક્યો એ તમે જાણતાં હો તો મારે કોઇ દા'ડો કામ આવે ને?"

સુમંત વચ્ચે જ બોલવા જતો હતો, પરંતુ વાક્ય પૂરું થતાં સુધી થોભીને બોલ્યો: "જો ચંપા, હું તારો સાહેબ કે દા'ડાનો, એનો જવાબ આપ્યા વિના મને ફરીથી સાહેબ ન કહેતી."

"હું એનો જવાબ આપવા જ તમારી પાસે એક જવાબ માગું છું ને?"

"માગને હવે જે માગતી હોય તે!" અકળાતાં સુમંત બોલ્યો.

"હું તમારી મુરબ્બી કે દા'ડાની?" ગંભીર થતાં ચંપાએ પૂછ્યું.

હસીને જવાબ આપતાં સુમંતે કહ્યું: "પણ તને મુરબ્બી કહ્યું કોણે?"

"એ પછી કહીશ, તમે એક વખત હા કે ના કહો."

"ના, ના, ના—લે, પછી હવે કંઇ છે?" સુમંતે દાંત પીસી જવાબ આપ્યો.

"સારું, ત્યારે હું તમારાથી ઉંમરમાં મોટી છું?"

"એ તો તું જાણે!"

"હું તો જે જાણતી હોઇશ તે મારી પાસે છો રહ્યું. હું તમને પૂછું છું."

"ના, મોટી નથી, પછી?"

"સારું, ત્યારે હું તમારા કરતાં વિદ્વાન છું?"

"ના."

"સારું, ત્યારે હું તમારા કરતાં વધારે ડાહી છું?"

"ના."

"સારું, ત્યારે હું તમારી ગુરુ છું."

"ના."

'ના' સિવાય કોઈ જવાબ જ ન આપવો એમ નિશ્ચય ઉપર આવેલા સુમંતથી છેલ્લી વખત 'ના' કહેતાં હસ્યા વિના રહેવાયું જ નહિ.

"સાંભળ્યું ને ડાહીબા!" ડાહીબાને અંદર સાક્ષીમાં લેતાં ચંપાએ કહ્યું: "તમારે જ હવે ન્યાય કરવાનો છે."

ક્યારની કંઈ સમજ ન પડતાં અકળાઇ રહેલાં ડાહીબા બોલી ઊઠ્યાં: "ચંપા! તું ક્યારની શાની હા—ના કરાવે છે?"

"ડાહીબા! તમારે મોઢે ન્યાય કરો. 'સાહેબે' કહ્યું કે હું એમની વડીલ નથી, એમનાથી વિદ્વાન નથી, ડાહી નથી, કે નથી એમની ગુરુ. છતાં તમે એમને પૂછો કે એમણે મને આજ સુધી વાતવાતમાં 'તમે' 'તમે' કહીને શાથી બોલાવી હતી?"

"હત્ તારી ભલી!" વાતનું પોકળ ઉઘાડું પડી જતાં સુમંત બોલી ઊઠ્યો.

"એમ 'હત્ તારી ભલી!' કહી છૂટી જશો તો નહિ

છૂટવા દઉં, હોં! ડાહીબા, તમે સાક્ષી છો." ચંપાએ ડાહીબા સામે તાકીને કહ્યું.

"પણ તમારી વાતમાં મને હજુ કંઇ સમજ પડી નહિ." ડાહીબાએ પોતાની અજ્ઞાનતા જણાવતાં કહ્યું.

"અરે બા, એની વાતમાં સમજણ પડવા જેવું છે શું? ફક્ત મોઢું ઠાવકું રાખી બિવડાવી માર્યાં. છેવટે કશું બહાનું ન જડયું ત્યારે કહે છે કે હું તમારાથી કોઇ રીતે મોટી નથી ત્યારે મને 'તું' ને બદલે 'તમે' કહી શું કામ બોલાવતા હતા?"

"હત્ ગાંડી!" વાતનો મર્મ સમજતાં ડાહીબા બોલ્યાં: "તેમાં આટલી બધી આકળી થઈ વાત કરતી હતી? રોજરોજ મારી તમે મશ્કરી કરો છો, એમ તેં કહ્યું ત્યારે મારું તો લોહી જ ઊડી ગયું હતું……"

"ત્યારે એ મશ્કરી નહિ તો બીજું શું?" ડાહીબાને વચ્ચે બોલતાં અટકાવી ચંપાએ સવાલ કર્યો: "કોઇ 'તું' કહેવા લાયક હોય તેને વારેવારે 'તમે' 'તમે' કહી બોલાવવું એ મશ્કરી નહિ તો શું કહી? તમે ગમે તે માનતાં હો, પણ હું એને મશ્કરી—ને તે ય ભોંયમાં પેસી જવું પડે તેવી ભારે માનું છું."

"એવું તે ગાંડી હોતું હશે? કોઇને એમ 'તું' કહીને બોલાવવું ય સારું?"

"હું એવી 'કોઇ' છું? તમારી હું કંઇ જ નથી? ને તમારી કંઇ ન હોઉં તો તમે મને 'તું' કહીને કેમ બોલાવો છો?" ગળગળી થઇ જતાં ચંપાએ પૂછયું.

ડાહીબા હવે રસોઈનાં કપડાં બદલી રહ્યાં હતાં એટલે ચંપા પાસે આવી, તેના બરડા ઉપર હાથ ફેરવતાં બોલ્યાં: "એમ તે હોય, ચંપા! તું તો મારી લલિતાની ખોટ પૂરે છે, ને તું મારી કઈ નથી એમ કોણ કહે છે?"

"તમે જ કહો છો ને, તને 'તું' કહીને બોલાવવી એ સારું નહિ."

"પણ હું તો તું કહીને તને બોલાવું છું ને?"

"તમે તું કહીને બોલાવો ત્યારે એ કેમ ન કહે? લલિતાબેનને

એ કેમ કહે છે?"

"અરે! તું ગાંડી છે? એની પાસે તો લલિતા નાનેથી મોટી થઇ ને ભણી ય ખરી, પછી એને એ કેમનો તમે કહેતો હશે?"

"ત્યારે તમે ય ડાહીબા, બે બાજુનું બોલો છો ને—એક વખત કહો છો કે હું લલિતાની ખોટ પૂરું છું અને બીજી વખત કહો છો કે તને લલિતાની જેમ તું કહીને ન બોલાવાય."

આ નજીવી વાતમાં આટલો બધો વાદવિવાદ શો, એમ માની ચંપાનું કહેવું કબૂલ કરતાં ડાહીબાએ કહ્યું: "લે હેંડ, હવે તને તું કહીને બોલાવશે, થયું?"

"કહેશે શું, આજ એમણે 'તું' કહ્યું ત્યારે જ મારે કહેવું પડયું ને કે, બસ! આજ તમે હૈયામાંથી બોલ્યા."

"હૈયામાંથી ન બોલે તો શું મરે?" સુમંતે હૈયામાંથી બોલવાનું કારણ જણાવતાં કહ્યું: "તું અભ્યાસ ન કરે અને મારા ઉપર દોષ નાખે ત્યારે 'તું' તો શું પણ પથ્થર મારવાનું પણ મન થઇ જાય."

"તમારો દોષ સાબિત ન કરી આપું તો પથ્થર શું ફાંસીએ ચડાવજો. પરંતુ એક વાર નક્કી કહી દો કે હવે પછી મને 'તમે' કહીને મશ્કરી નહિ કરો." ચંપાએ સુમંતને બાંધતાં કહ્યું.

સુમંતે પણ બંધાવાને બદલે એવો જ સામો જવાબ માગ્યો: "પણ તું મને એ કહી દે ને કે હું તારો સાહેબ કે દા'ડાનો?"

"કે દા'ડાના તે તમે જાણો!" હસી પડતાં ચંપાએ કહ્યું.

"એમ હસીને વાત ઉડાવાશે નહિ."

"મને ભણાવો છો એટલે સાહેબ તો તમે ખરા જ તો!"

"ભણાવું છું તો આજ છ માસથી."

"ત્યારે ત્યારથી."

"પણ તેં મને સાહેબ કહ્યો તો આજે જ."

"અત્યાર સુધી હું શું કે'તી'તી?"

"એ તો મને શી ખબર?"

"અત્યાર સુધી તમને શું કહેવું એ જ નક્કી નહોતી કરી શકી."

"પછી 'સાહેબ' કહેવાનું નક્કી કર્યું?"

ચંપા કંઈ જવાબ આપે તે પહેલાં ચંપા સાહેબ કહે તે ઠીક ન લાગતાં વચ્ચે ડાહીબા બોલ્યાં: "ચંપા! તારે એની પાસે 'તું' કહેવડાવવું છે અને તારે એને સાહેબ કહેવો છે?"

"સાહેબ કહેવા તો નથી."

"ત્યારે કહે છે એ કેવું?" ડાહીબાએ પૂછ્યું.

"કહેવું પડે છે." સુમંતની સામું જોઈ ધીમું હસતાં ચંપા બોલી.

કર્તરિ અને કર્મણિ પ્રયોગનો ભેદ ન સમજતાં ડાહીબાએ પૂછ્યું: "કહેવું નથી અને કહેવું પડે છે એ વળી કેમનું કહે છે?"

"ત્યારે તમે કહો એ કહું."

"આખું ગામ માસ્તર કહે છે, પછી માસ્તર કહેતાં તને શું થાય છે?"

મોં બગાડી નાખતાં ચંપાએ કહ્યું: "નર્યું 'માસ્તર' તો બાંડું લાગે છે!"

"એમાં વળી બાંડું શું?"

"ત્યારે હું કહું છું કે 'સુમંત' કહેવો છે?" ડાહીબાથી આટલે વર્ષે આવો ઉપહાસ કરતાં ક્યાંથી આવડ્યો તે એમને ય નવાઈ લાગી.

"તમે ય વળી......" મોં મચકોડતાં ચંપા બોલી.

"ત્યારે લલિતા કહે છે તે સુમંતભાઈ તો બાંડું નહિ લાગે ને?" એ સંબોધનમાં તો કંઈ વાંધો હોય જ નહિ એમ દૃઢતાથી જણાવતાં ડાહીબાએ કહ્યું.

"એથી ય કંઈ હજુ જો મોટું વિશેષણ હોય......"

હજુ ચંપા પૂરું બોલી રહે તે પહેલાં અત્યાર સુધી બધો તાલ જોતો સુમંત બોલી ઊઠ્યો: "સુમંત મહારાજાધિરાજ કહે તો હું ધારું છું કે બાંડું નહિ લાગે!"

"આ મોટા મહારાજાધિરાજ ન જોયા હોય તો!" અંગૂઠા-વતી ઠઠ્ઠો બતાવતાં ચંપા બોલતાં તો શું બોલી ગઈ, પણ પછી એને એટલી બધી શરમ આવી ગઈ કે ધરતી માગ આપે તો અંદર સમાઈ જાઉં એવી એણે મનમાં પ્રાર્થના કરી.

પછી તો એને જેમજેમ વિચાર આવતા ગયા તેમ તેમ ત્યાં ઊભાં રહેતાં ભોંય ભારે થઈ પડી. સુમંતે ધાર્યું ય નહોતું કે એ આમ વાત અધૂરી મૂકી ચાલી જશે. ડાહીબા બોલાવતાં જ રહ્યાં 'કે ચંપા, એમ એકદમ કેમ ચાલવા માંડ્યું ?' પણ ચંપા એમનું સાંભળે ત્યારે ને ?



[૨૪]

**ચંપા** જે વિચારસરણીને લીધે ઓચિંતી ઊઠીને આવતી રહી હતી, તે જ વિચારસરણી ઘરમાં પગ મૂકતાં જ બદલાઇ ગઇ. "ડાહીબાએ બોલાવી છતાં પાછી ન વળી તે તેમને કેવું લાગ્યું હશે ? કે'શે, ચંપા છે જ એકલમતીલી. મોટાંનું માન જ ન રાખે. સુમંતને ય ઊઠીને આમ ચાલવા માંડું એટલે ખોટું લાગે જ ને ? કે'શે, મેં માસ્તર જેવું કંઇ રાખ્યું નહિ ત્યારે એ જેમ મન ફાવે તેમ વર્તે છે ને ? ને મને એટલી બધી શરમ જ શાની આવી ? એને ઠઠ્ઠો બતાવ્યો એમાં એટલું બધું લાજી શું મરવાનું હતું ? એણે માસ્તરપણું-ગુરુપણું રાખ્યું છે જ ક્યારે ? મારી ય એ વખત આવ્યે ક્યાં મશ્કરી નથી કરતો ? પછી ઠઠ્ઠો બતાવ્યો એમાં હું આટલી બધી શરમાઇ મરી શું કામ ? ડાહીબાએ બોલાવી પણ પાછી વળી કેમ નહિ ? સામસામી મશ્કરી કરવી, હસવું એ કંઈ ખોટું છે ? સુમંત તો વળી કે'છે કે મહાત્માજી આટલા મોટા માણસ છે પણ જબરા હસનારા ! નાનાં છોકરાં સાથે પણ ગમ્મત કરે. ને ગમ્મત કરવી એમાં એક રીતે ખરાબ પણ શું ? ખોટું કામ કરીએ એ ખરાબ. કંઈ એકબીજાં હસે-બોલે તે ખરાબ છે ? એમ તો મેં 'તમે' ને બદલે 'તું' કહેવાનું કહ્યું એ ય ગમ્મત તો ખરી જ ને ? ના, ના, એમ ગમ્મત વગર તો નર્યું મૂંગુંમૂંગું ભણવાનું તો મને ન ગમે. ચોપડીઓ વાંચું એટલે સામું પૂછવાનું તો મન થાય જ ને ? ને પૂછું એટલે વાતચીત થાય જ. આજે નાઠી છું એટલે કાલે જઇશ કે તુરત એ "મારો શો દોષ ?"

પૂછીને ઊલટા બેવડા બિવડાવશે, પણ હું એમ બીવાની નથી તો. એમનો દોષ છે ને એમનો કહેવાનો છે. મારે ખોટું કહેવાનું હોય તો બીવું કે શરમાવું પડે."

અને તેથી જ ચંપાએ બીજે દિવસે એ પ્રશ્ન આવતાં એનો એ જવાબ આપ્યો : "તમારો જ વળી દોષ છે સ્તો."

"એ તો તેં કાલે ય 'કહ્યું 'તું......"

સુમંતને વચ્ચે અટકાવી ચંપા બોલી : "કાલે કહ્યું 'તું, આજે ય કહ્યું છું ને હજુ આવતી કાલે પણ કહીશ."

એ ચર્ચાને અટકાવતાં સુમંતે કહ્યું : "એ તો હું સમજી ગયો કે તું મરણ પછી ય કહેવાની. મારે એની પંચાત નથી, પણ મારે તો મારો દોષ જાણવો છે."

"લો જાણો ત્યારે." પાર્વતીબાઇ આથવલેની 'મારી આપવીતી' પુસ્તક સુમંતે વાંચવા આપેલું તે પૂરું કરી લાવી હતી તે સુમંતને આપતાં ચંપાએ કહ્યું.

સુમંતે એ પુસ્તક હાથમાં લેતાં કહ્યું : "આમાં શું જાણવાનું છે? એ તો તેં બીજું કોઇ લેવાના લોભે ઝટ પૂરું કર્યું હશે એ મારું ક્યાં અજાણ્યું છે?"

"પણ એ લોભ લગાડ્યો કોણે?"

"ગમે તેણે લગાડ્યો, પણ એમાંથી તને જાણવાનું મળે છે ને?"

"એ પછી વાત, પણ એ લોભ લગાડ્યો તો તમે ને?"

પોતે લગાડ્યો એમ કહી સુમંતને કંઈ પોતાની મહત્તા કે મોટાઈ બતાવવી નહોતી છતાં એ વાતને આગળ ચાલવા દેવા એણે કહ્યું : "લે ને, મેં લગાડ્યો. પણ એથી તને નુકસાન તો નથી થયું ને?"

"નુકસાન થયું છે જ." મીઠું હસીને ચંપા બોલી.

"ચાલ, તારી જોડે વાત જ નથી કરવી. આડું જ બોલે તેની જોડે વાત કરવાનો અર્થ પણ શો?" ખિજાઇ જતાં સુમંત બોલ્યો.

"આડું શાનું? નુકસાન થયું હોય તો ન કહું?" ગંભીર થતાં ચંપાએ કહ્યું.

ગઈ કાલની પેઠે વાત વધી જતાં ચંપા ડાહીબાને સાક્ષીમાં બોલાવે તે પહેલાં આજ સુમંતે એમને સાક્ષીમાં લીધાં : "જો બા ! તું જ કહે, એ આડું બોલે છે કે બીજું ?"

ઉંદરે દર પાડ્યું હતું તે પૂરતાંપૂરતાં બંનેની ચર્ચા ક્યારનાં ડાહીબા સાંભળતાં હતાં, તે સુમંતના કહેવાથી બોલ્યાં : "ચંપા ! આ તો તું આડું બોલે છે એ તો મારે ય કહેવું પડશે."

"પણ મારી વાત સાંભળ્યા વિના જ ?" ચંપાએ પૂછ્યું.

"તારી વાત સાંભળી છે માટે તો કહું છું." પૂરેલા દરને છાણથી લીંપી પાણી લઈ સરખું કરતાં ડાહીબાએ કહ્યું.

"પણ હજુ મેં વાત તો મોંમાંથી બહાર કાઢી નથી ને તમે સાંભળી ક્યારે ?" ખડખડ હસતાં ચંપાએ કહ્યું.

"ફરી ના જતી, હું ને તારી બા—મહાલક્ષ્મી બંને બેઠાં હતાં ને તેં નહોતું કહ્યું કે ઘેર બેઠાં ગંગા છે, પણ આજ સુધી ખબર જ ન પડી. અને આ ચોપડીઓ જો ન મળી હોત તો કોઈ દહાડો ય ખબર ન પડત......"

તેમને આગળ બોલતાં રોકી ચંપાએ કહ્યું : "તમે ય ગયા ભવની વાત કરો છો ને !"

"ગયા ભવની આ વાત છે? ત્યારે એમ કહે ને, કે તારે આડું જ બોલવું છે."

"આડું બોલું છું કે સીધું, એ તો તમે પછી તમારી મેળે જ કે'જો. તમે કહ્યું તે મેં નથી કહ્યું એમ ક્યારે કહું છું? પણ તે દા'ડે એમાં લાભ દેખાતો 'તો અને આજ ખોટ જણાય છે." ચંપા બોલી.

હવે તે જે કહે તે એક વખત સાંભળી જ લેવું એવા નિર્ણય ઉપર ડાહીબા અને સુમંત આવી ગયાં હોય તેમ એમાંથી એકે ય વચ્ચે બોલ્યું નહિ.

ચંપાએ આગળ કહ્યું: "છ મહિનામાં જ મેં એટલી બધી ચોપડીઓ વાંચી કે જો એ ન મળ્યા હોત તો આખી જિંદગીમાં આટલી વાંચત કે કેમ એ સવાલ છે. ને તે ય એક એકથી ચડે તેવી."

"ને તો ય પાછી ઉપરથી શિરપાવ આપે છે કે એથી

નુકસાન થયું." ડાહીબા કહેતાં કહેતાં રહી ગયાં.

ચંપા બોલી: "ઘેર બેઠાં ગંગા તો શું, પણ એથી વધારે લાભ વાંચવાથી થયો એની ના નથી. પણ કાલે વળી નવું જ જાણ્યું કે એથી નુકસાન થયું છે અને હવે એ નુકસાન બંધ થવાનું પણ નહિ."

ડાહીબાથી હવે બોલ્યા વગર ન રહેવાયું. એમણે પૂછ્યું: "એ બધું તારું ડહાપણ જાણ્યું, પણ નુકસાન શું થયું એ કે'ને !"

"સાહેબને પૂછો ને." એમ કહેવા જતાંજતાં ચંપાએ પરાણે જીભ ઉપાડી: "સુમંતભાઇ જાણે, શી ખોટ ગઇ એ તો."

પોતાને વચ્ચે બોલવું નહોતું છતાં ચંપાએ કહ્યું એટલે એ બોલ્યો: "ચંપા ! મને તો તું બોલાવીશ જ નહિ."

"લો ને, મને કંઇ કહેતાં શરમ નથી આવતી." ચંપાએ આગળ બોલતાં કહ્યું: "તમે ગઇ કાલે કહ્યું કે જો આમ પુસ્તકો પાછળ પડીશ તો તારો અભ્યાસ પૂરો થઇ રહ્યો."

"તે મેં ખોટું કહ્યું ?" સુમંતને બોલવું નહોતું છતાં બોલાઈ ગયું.

"પણ હું ખોટું ક્યાં કહું છું ?"

"ત્યારે ?"

"એ જ કહું છું કે નુકસાન થયું."

"એમાં નુકસાન શાનું ? હવે એ ઓછું કર અને અભ્યાસ પાછળ વધારે વળગ."

"એ જ મોટું નુકસાન છે ને. હવે એ ઓછું થઈ રહ્યું !"

"તો અભ્યાસ પણ આ વરસે પૂરો થઈ જ રહ્યો !"

"ત્યારે એ જ તમારો દોષ કહું છું ને !"

"શો ?"

"કે તમે પુસ્તકો વાંચવાનો રસ લગાડ્યો ત્યારે અભ્યાસ પૂરો નહિ થાય ને ?"

"મેં લગાડ્યો તે ઓલવી નાખું તો ?"

"લગાડવું સહેલું છે, પણ ઓલવવું એમ સહેલું નથી તો."

"તો મારે શું ?"

"ત્યારે મારે ય શું ?"

સામસામી આ જીભાજોડી જોઇ રહેલાં ડાહીબા બોલ્યાં : "તું ય ચંપા, કેવી વાત કરે છે ! અભ્યાસ પૂરો નહિ કરે તો એમાં તારું જ જશે કે બીજાનું ?"

"ગયા કરતાં બીજામાંથી વધારે મળતું હોય તો ?"

"ગમે તેટલું મળે પણ પાસ તો ન જ થવાય ને ?"

"પાસ થવું છે જ કોને ?" છેલ્લે પાટલે બેસતાં ચંપા બોલી: "એને ગરજ હશે તો પાસ કરશે, રેંટિયો અને પુસ્તકો મારી પાસે હશે ત્યાં સુધી હું બધું પાસ જ છું."

"તો ય પાસ થયાની વાત તો જુદી સ્તો." ડાહીબાએ પરીક્ષાની કિંમત જણાવતાં કહ્યું.

"જુદી ને ભેગી, આજ હું ચોપડી વાંચીને લાવી તે પાર્વતીબાઇ કંઇ મોટી ભણેલી ન હતી. એના દુઃખ આગળ આપણને તો શું દુઃખ પડયું છે, ને એ દુઃખમાં ય એણે શું કામ કર્યું છે !" ચંપાએ પુસ્તકના અનુભવજ્ઞાનની વાત કરતાં કહ્યું.

"એ તો તું મહાત્માજીની કથા વાંચીને ય કહેતી 'તી ને ?" ચંપાએ મહાત્માજીની આત્મકથા વાંચી ત્યારે જે કહી સંભળાવેલું તે યાદ કરતાં ડાહીબાએ કહ્યું.

"મહાત્માજી તો મહાત્માજી છે !" સુમંત તરફ જોઇ હસવું આવી જતાં ચંપા બોલી: "એ પહેલાં એમના ગુણ ગાતા'તા ત્યારે મને થતું, કે ગુણ ગાયા કર્યા વિના વાત કરતા હોય તો શું ખોટું ? પણ ડાહીબા, એ કથા તો મેં બે વાર વાંચી પણ હજુ મનમાં થયા જ કરે છે કે ત્રીજી વખત વાંચું. સમૂળગી મોટાઇ જ નહિ—જાજરૂ પણ એ જાતે ઉપાડે, પછી કંઇ બાકી રહે છે ? ને એવા મોટા માણસ પણ મનમાં જેવાજેવા ભાવ આવ્યા હોય તે બધા કહી જ દીધા—એમાં ય પાછી કંઈ શરમ નહિ."

ચંપાની એ બધી વાત કબૂલ કરવા છતાં ડાહીબાને લાગતું હતું કે એણે ગમે તે રીતે અભ્યાસ તો પૂરો કરવો જ જોઇએ, એટલે એમણે કહ્યું: "તો હમણાં કાંતવાનું મૂકી દે. અભ્યાસ પૂરો થયા પછી

એ ક્યાં જતું રહેવાનું છે?"

સુમંત તરફ જોઇ એ ચોખ્ખું હસતાં બોલી: "કાંતવાનું તો હવે મુકાઈ રહ્યું. ચોપડીઓમાં ય જે નથી તે એમાં છે....."

"ત્યારે એમ કે'ને કે તારે અભ્યાસ પૂરો નથી કરવો, બાકી બીજું બધું કરવું છે." ચિડાઇ જતાં ડાહીબા બોલ્યાં.

"પણ મેં ક્યારે કહ્યું છે કે મારે અભ્યાસ પૂરો નથી કરવો?" ચંપાએ ત્રીજી વખત સુમંત તરફ જોઇ ધીમું હસતાં કહ્યું.

"ત્યારે બે દિવસથી અમસ્તી માથાકૂટ શું કરવા કરાવે છે?"

"માથાકૂટ મેં કરાવી કે" સુમંત તરફ આંગળી કરી તે આગળ બોલી: "એમણે?"

હવે કંઇ બોલવાની જરૂર ન જોતાં સુમંતે જણાવ્યું: "બા, તું એની જોડે હવે બોલીશ જ નહિ."

"એ તો હું જાણું છું." ઊભી થઈ, વિદાય થવાનો વખત પાકી ગયો છે લાગતાં ચંપા બહાર નીકળતાં બોલી: "એ તો મને ખબર જ છે, તમારે માથે દોષ આવ્યો એટલે તમે નહિ જ બોલવાના."

આ રીતે ચંપાનો સુમંત તથા ડાહીબા સાથેનો પરિચય જેમ-જેમ વધતો જતો હતો, તેમતેમ એક જ કુટુંબનાં માણસો હોય તે પ્રકારની ઘરવટ પણ વધતી જતી હતી. એક વાર ડાહીબા માંદાં પડ્યાં અને સુમંતે હાથે રસોઈ કરવા માંડી ત્યારે ચંપાએ તેના હાથમાંથી કામ ઝૂંટવી લઇને રસોઇ કરી આપી. માંદગી લંબાઇ એટલે રોજ બેઉ વખત ચંપા આવીને રસોઇ કરી જતી. એક વાર તો ડાહીબાએ જસોદાને અને મહાલક્ષ્મીને કહ્યું: "ચંપા અહીં રાંધે અને જમવા તમારે ત્યાં આવે એથી મને એટલો સંકોચ થાય છે કે જાણે હું હવે ચંપાને રાંધવા આવતી જ બંધ કરું; પણ શું કરું? મારાથી હજી ખાટલેથી ઉઠાતું નથી." ત્યારથી ચંપા ડાહીબાને ત્યાં રાંધવા અને જમવા પણ લાગી. જોકે પછી ચારપાંચ દિવસમાં તો ડાહીબા સાજાં થઇ ગયાં એટલે ચંપાને રસોઇ કરવા જવાનું રહ્યું નહિ. આમ એ પડોશાધર્મ ધીરેધીરે નિકટની ઘરવટનું રૂપ લઇને પરસ્પરનો પરિચય વધાર્યે જતો હતો.



# [૨૫]

**પોપટ** આજે કમળાને ત્યાં જમવાનો હતો એમ કહેવા કરતાં એ આજથી સદાને માટે અહીં આવતો હતો એમ કહેવું વધારે સાચું હતું.

પોપટને હવે વધુ અંગ્રેજી ભણવા માટે શહેરમાં જવાનું ઠર્યું હતું. ગૌરીશંકરે " મારે પરણવું નથી " એમ કહીને અંગ્રેજી ભણતરનો ભયંકર પરચો બતાવ્યો હતો તેવું પોપટ તો નહિ કરે ને, એવો એક તર્ક ગજાનનને પણ થોડી વાર મૂંઝવ્યા હતા, એટલે તેમણે મોતીરામનો અભિપ્રાય એ વિષે પૂછ્યો હતો. મોતીરામને તો પોતાનો જમાઈ ભણીગણીને હોશિયાર થાય તે ગમે જ, એટલે તેમણે તેમાં પૂરી સંમતિ દર્શાવી; પણ મંછાએ તો પોતાના પતિ પાસે નવી જ દરખાસ્ત મૂકી કે, " પોપટને આપણે ત્યાં રાખીને તેને ભણાવવાની જવાબદારી આપણે જ કેમ ન લેવી ? પોપટને નાનપણથી આપણે દીકરા જેવો જ ગણ્યો છે અને દીકરો ગણો તો દીકરો અને જમાઈ ગણો તો જમાઈ, આપણે જેટલા લાડકોડ પૂરા કરવા હોય તે બધા એની ઉપર જ કરવાના છે."

મોતીરામને પણ એ વાત તો ગમી. તેમણે ધાર્યું હતું કે ગજાનન આ દરખાસ્ત તુરત વધાવી લેશે, પરન્તુ ગજાનન તે સાંભળીને કશું બોલ્યા નહિ. તે કોઈ અણગમતી વસ્તુ ગળે ઊતારવા મથતા જણાયા.

સસરાની મિલકત પોતાના પુત્રને અપાવવાના લોભે બાપે દીકરાને સાસરે ધકેલી મૂક્યો એવી લોકવાણીનો ભય ગજાનનને લાગ્યા વિના રહ્યો નહિ. પરન્તુ લોકો તો બેઉ બાજુની વાતો કરે. એક જ ઘેર પોતાના બેઉ પુત્રોને વરાવ્યા હતા તેથી પણ લોકો ક્યાં નહોતા કહેતા કે ગજાનનને ઉચ્છેદિયું ખાવાનો જ લોભ લાગ્યો છે ! પૂરો વિચાર કરીને પત્નીની સંમતિ લઈને છેવટે ગજાનને મોતીરામની દરખાસ્ત માન્ય કરી લીધી.

મોતીરામને થયું કે જરૂર પોતાના મનની છેલ્લી ભાવના ભગવાને માન્ય રાખી હતી. પુત્રની આશા છોડ્યા પછી એમણે એક

જ આશા રાખી હતી કે કમળાને પરણાવ્યા પછી પોપટ અહીં રહેવા આવે તો બસ ! અને એ આશા આમ એમની ઇચ્છા પહેલાં સફળ થતી હતી.

પછી તો એમના ઉત્સાહને કહેવાનું જ શું હોય ? પોપટને પોતાને ઘેરથી શહેરમાં ભણવા મોકલવાની, એને શું શું જોઇશે, કઇ નિશાળમાં ભણવા મૂકવો, ક્યાં રહેવાની ગોઠવણ કરવી અને આગળ એ જેમજેમ વિચારતા ગયા તેમતેમ એની તૈયારી માટેની જરૂરિયાત વધતી ગઇ.

કમળા પોતે પણ પોપટ આગળ ભણે તેમ ઇચ્છતી હતી. ગજાનનને જે વિચાર આવ્યો હતો એ તેને પણ ચાડીચૂગલી તો કરી જ ગયો હતો કે, "પોપટ ભણુંભણું કરે છે, પણ તારી જ નણંદ ચંપાની વલે ભૂલી ગઇ કે ? એટલી રૂડીરૂપાળી ચંપાને એ પરણવાની ના પાડતો હતો અને પરાણે પરણાવ્યો તો ય....." એ લંબાતો વિચાર વધારે કાનભંભેરણી કરે તે પહેલાં કમળાએ ત્યાંથી એને હડસેલી જ મૂક્યો. "તું ય શું મૂરખા જેવી વાત કરે છે ? કોઇએ કર્યું માટે પોપટ એવું કરે એમ કહેતાં તને શરમ નથી આવતી ? કોઇના વાદ મારે શા કામના ? અમે ઓછાં કોઈ છીએ ? તે દા'ડે બાપુજી એને હવે અહીં કાયમને માટે રાખવાની વાત કહેતા હતા ત્યારે એનું મન તો શરમને લીધે પાછું જ પડતું 'તું ને ? બાપુજી છોને માને, બા છોને ધારે, પણ મને ખોટું લાગવાની એને બીક ન હોત તો એણે કદી હા પાડી હોત ? બારણા ઓથે બા અને બાપુજી ન દેખે તેમ પોપટ શું કહે છે એ હું જોતી ઊભી જ હતી. એ પણ મારા કરતાં કંઇ કાચો નથી. મને એણે કેવી પકડી પાડી ! મેં ધાર્યું કે એ કેવોક ના કહે છે તે તો જોઉં. મને ય કંઇ એ અહીં રહે તેમાં ઓછી શરમ આવે એમ નહિ. નિશાળમાં છોડીઓ અને છોકરા ય વાતો કર્યા વગર તો ન જ રહે. છતાં કોઇ મારે મોઢે કે' ત્યારે એ બધી પંચાત ને ? અને એ મારે ઘેર રહે તો ય અમારાથી ઓછું સામસામું બોલાવાનું હતું ? આ તો ઊલટું દેખવાનું ને દાઝવાનું. ભેગું રહેવાનું ને પાછું મૂગું રહેવાનું. એ કરતાં એ અહીં ન રહે એ જ શું ખોટું ? પોપટે પૂછ્યું

કે તું કહેતી હોય તો હા કહું ત્યારે અવળચંડા મને આંખો મીંચીને અંદરથી તો ઘણું કહ્યું કે ના કહે, તોપણ હા કહી દીધી! પછી એણે બિચારે મન નહોતું છતાં કહ્યું કે 'જાવ તમારી મરજી છે તો અહીં રહીશ.'

"અને આજ પાછું એ જ અવળચંડું મન કાન ભરે છે કે એ તને પરણવાની ના પાડશે તો? એ શહેરમાં જાય, ભણે, સાહેબ થાય કે એની પાર જતો રહે એટલા માટે હું એની છું તે મટી જવાની હતી? કે મારો એ છે તે મટી જવાનો હતો? શું અવળચંડું મન વાત કરે છે!–શહેરની છોકરીઓ શું પણ ઇન્દ્રના ઘરની પરીઓ આવે તો ય કંઇ કમળીને એનાથી ભૂલી જવાય? એની વાત જવા દઇ તું મારી જ વાત કરને—પોપટ કાલ ઊઠીને લૂલો—લંગડો કે કાણો થઇ જાય માટે એથી કંઇ મારો એના ઉપરનો ભાવ ઊડી જાય? એ સાહેબ ન બને અને છે એવો ને એવો પાછો આવે માટે એ કંઇ મને ગમતો મટી જાય? આવતી કાલે કોઇ કહે કે તારે પોપટને નહિ પણ મોટા રાજાના કુંવરને પરણવાનું છે તો.....પડે નહિ રાજાનો કુંવર ઊંડા ધરામાં! મારે તો મારો પોપટ હોય એટલે બસ, પછી એ કેવો થયો ને કેવો ના થયો એ બધી પંચાત જ શાની કરવાની હોય!"

એટલે મનના નારદવેડા કમળા આગળ કંઇ ચાલ્યા ન હતા. પોપટ પોતાને ઘેર રહે એમાં એને સંકોચ છતાં હર્ષ હતો તેમ પોપટ શહેરમાં ભણવા જાય તે માટે પણ આનંદ જ હતો. આજે પોપટ અહીં જમવાનો હતો, અહીંથી જ તૈયાર થઇ શહેરમાં ભણવા જવાનો હતો, અને એની બધી વ્યવસ્થા કરવા ગજાનનને જવું પડે તેને બદલે મોતીરામ જ સાથે જવાના હતા. હવે તેમણે જ એનો ભાર માથે લીધો હતો એટલે તે જ જાય એમાં નવાઇ પણ નહોતી.

તેથી જ કમળા આજ રોજ કરતાં વહેલી ઊઠી હતી. જમણમાં શું કરવું તે તો મંછાની વાત ઉપરથી એ સમજી ગઇ હતી. શુકનમાં કંસાર હોય એ પણ એ નહોતી સમજતી એમ નહિ, પરંતુ કંસાર પોપટને સમૂળગો ભાવતો ન હતો એ પણ એ જાણતી હતી. નાન-

પણુમાં સાથે જમવા બેઠાં હશે ત્યારે એનો ચોળેલો ને છાંડેલો કંસાર પોતે ખાઇ ગયાનું પણ કમળાને કંઇક ઝાંખુંઝાંખું સાંભરતું હતું. કંસારના શુકન કરવા જતાં એને ન ભાવતું જમાડીને વિદાય કરાય એ ય અપશુકન કે બીજું ? શુકને થાય અને અપશુકન પણ ન થાય એવું બને ખરું કે નહિ ? રાતે એણે સૂતાંસૂતાં એ જ વિચાર કર્યો હતો: "એને પૂરણપોળી ભાવતી હતી એ વાત એણે મંછાને પોતાને બહુ ભાવે છે એ બહાને કરી હતી, પણ શુકનની દલીલ કરી મંછાએ એ ઉડાવી દીધી હતી. મંછાને તો એથી વધારે શું કહે ? પણ જસોદા સવારમાં આવવાની હતી એટલે એને તો કહી જ દેવું કે શુકન માટે કંસાર કરવો હોય તો કરો, પણ પૂરણપોળી ય કરવી જ પડશે. એને કહેતાં શરમે શી ? એને હસવું હશે તો હસશે, પણ મારાથી એવા અપશુકન કેમ થવા દેવાય ?"

વહેલી ઊઠીને ક્યારે જસોદા આવે ને તે વાત કરું તેમ પ્રતીક્ષા કરી રહેલી કમળાએ એના આવતાં કહ્યું પણ ખરું; જોકે બીજા રૂપે કહ્યું કે મને પૂરણપોળી બહુ ભાવે છે ને મારે આજ ખાવી જ છે; પણ પોપટને શું ભાવે છે તે કંઇ જસોદાનું અજાણ્યું હતું ? એણે કમળાનો ભાવ જાણી જતાં કહ્યું: "સારું હવે. કંસારે ય કરીશ ને પૂરણપોળી ય કરીશ." એટલું કહી જસોદાએ એવું મીઠું હાસ્ય કર્યું કે કમળા શરમાઇને ગૂંચળું જ વળી ગઇ. પણ અંદરથી એના આનંદનો પાર ન હતો. આજે એણે પોપટનો—પોપટનો શા વાસ્તે—પોતાનો પણ અપશુકનની મોટી આપત્તિમાંથી બચાવ કર્યો હતો.

પરંતુ આજે પોતે વધારે ઉઘાડી પડી ગઇ એ તો વળી બીજી જ વાત હતી. આવો પ્રસંગ હોય એટલે મોતીરામ ગજાનનના આખા ઘરને જમવાનું આમંત્રણ આપે એ તો ઉઘાડું હોય, પરંતુ ચંપાના વૈધવ્ય પછી ગજાનન અને મહાલક્ષ્મી તો કોઇ જગાએ જમવા જતાં જ નહિ. શિવાનંદ પણ આ વખતે જ પ્રથમ જમવા આવ્યો હતો. જસોદાને બાપનું ઘર હતું, એટલે વાંધો ગણાય જ નહિ, એટલે એ બે તો પોપટ ઉપરાંત આવ્યાં જ હતાં. જમ્યા બાદ ગાડીનો વખત થતાં ગજાનન, મહાલક્ષ્મી અને ચંપા સુધ્ધાં બધાં જ આવ્યાં હતાં. વળી પાંચદસ

આડોશીપાડોશી ભેગાં થઈ જાય તેમાં પણ નવાઇ નહિ. સ્ટેશને જવા મોતીરામે નોકર પાસે બળદ જોડીને ડમણિયું તૈયાર કરાવ્યું હતું. મંછાએ પોપટને કપાળે તિલક કરી અક્ષત પણ ચોડયા. નીકળવાનું મુહૂર્ત સુધ્ધાં મોતીરામે જાતે જોઇ રાખ્યું હતું, એટલે વખત થતાં એમણે કહ્યું: "ચાલો હવે વખત થઈ ગયો છે." પોપટ ઉંબરા બહાર પગ મૂકવા ગયો એવે જ મોતીરામે આખું કોળું શાકમાં જતું રહેતાં બૂમ પાડી: "અલ્યા, દહીંબહીં રાખ્યું છે કે નહિ?"

"રાખ્યું છે ને," કમળાએ મોતીરામના જેટલા જ જોરથી જવાબ આપતાં દહીં લેવા રસોડા ભણી દોટ મૂકી. બધાં શાંત હતાં ને કમળાએ જે જોરથી જવાબ આપ્યો ને એણે જે રીતે દોટ મૂકી એ જોતાં બેચાર જણથી હસી જવાયું—કોઇ મનમાં બબડયું ય હશે કે મૂઇને આપણે આટલાં બધાં ઊભાં છીએ તેની ય શરમ છે!

કમળા બોલતાં તો બોલી ગઇ ને દહીં લેવા દોડી હતી એટલે લાવ્યા સિવાય પણ છૂટકો તો હતો જ નહિ. પરંતુ લઇને પાછી ફરતાં ઠેઠ પોપટ સુધી કે મંછાને આપવા સુધી જવાની એની હિંમત ચાલી નહિ. એણે જસોદાને ઇશારત કરતાં કહ્યું: "લે, આપ તું જઇને."

આવા વખતે ચંપા એની ખાસ વેરણ ગણાતી, પરંતુ એ વિધવા થઇ ત્યારથી કમળા એનાથી છૂટી હતી. ચંપાના જીવનમાંથી રસ જ ઊડી ગયો હતો ત્યાં એ કમળાની મસ્કરી કરવા કયાંથી જાય? પણ એ મરી ગયેલી ચંપા જાણે જીવતી થવા ઉધામા મારતી હોય તેમ આજ બે વરસે ચંપા પહેલવહેલું ઉતાવળું તો નહિ પણ કમળા સાંભળે તેમ ધીમેથી બોલી: "મોટે ઉપાડે લેવા દોડયાં'તાં અને હવે આપવા જતાં શાની શરમ ખાઈ જાય છે?"

ચંપાએ ઠંડો ચાબખો માર્યો એટલે જસોદાને દહીં આપી દેતાં 'હવે હું રાજા છું—આવી જાવ આવી જવું હોય તો' એવો છૂટકારો અનુભવતાં કમળાએ ચંપાને જવાબ ન આપવામાં જ નવ ગુણ છે માની મૌન રાખ્યું. છતાં હૃદયે અંદર ને અંદર બળાપો તો કાઢયો જ હતો કે, "બળ્યું, આવી ખોટી શરમ તે કોણે ઘડી કાઢી હશે? પોપટ ભણવા જાય તેમાં બધાંને આનંદ હોય ને મને ન હોય? અને એ

આનંદ આમ બહાર દેખાઈ જાય તેમાંય આ લોકોથી દીઠું ખમાતું નથી ?"

એ શરમમાં ને શરમમાં પોપટ ડમણિયામાં બેસી વિદાય થયો તોપણ એનાથી ઊંચું ન જોવાયું. કમળાએ ઊંચું નહોતું જોયું માટે જ પોપટ બધાંને 'આવજો...આવજો' કરીને ઠેઠ દૂરદૂર ગયા છતાં હાથ ઊંચો તો નહિ કરતો હોય ?



[૨૬]

**ચંપાને** પોતાને લીધે કે જસોદાના દુરાગ્રહને લીધે, ગમે તેમ માનો, પરંતુ ચંપાને એક વરસને બદલે બે વરસ અભ્યાસ કરવાનું થયું એ તો ચોક્કસ. સુમંતે એને અભ્યાસ પૂરો કરવા માટે ચેતવણી આપેલી જ હતી. ચંપાએ પોતે પણ પોતાનો રેંટિયો અને ઇતર પુસ્તકવાચનની પ્રવૃત્તિ મંદ પાડ્યા વિના અભ્યાસને પહોંચી વળવા તૈયારી કરવા માંડી હતી. પરીક્ષાની દૃષ્ટિએ એનો અભ્યાસ પાસ થવા જેટલો તો થઈ ગયો હતો, પરંતુ પરીક્ષામાં એને એવું કંઈક કરી બતાવવું હતું કે જે આજ સુધી કોઈએ ન કર્યું હોય. અને એ પરીક્ષામાં બેસનાર બાળકોની ઉંમર આગળ ચંપા કંઈક વધુ પાણી બતાવી શકે તેમાં નવાઈ જેવું પણ ન હતું. એટલે સુમંતે એના એ વિચારને હસી કાઢી જણાવ્યું હતું કે, "નાનાં છોકરાં આગળ પાણી બતાવવું એમાં તે શી બહાદુરી કહેવાય ? પાણી બતાવવાનું તો આગળ મોટું મેદાન—ટ્રેનિંગ કોલેજ અને શિક્ષિકા તરીકેનું બાળકોના ભાવી ઘડતરનું કાર્ય—આવે ત્યારે જેટલું હોય તેટલું બતાવજે ને ! તે વખતે તારો ઘોડો સૌ કરતાં આગળ દોડ્યા કરે ત્યારે તો તારું પાણી ખરું. બાકી, બારચૌદ વરસનાં છોકરાં ભેગી પરીક્ષા આપી તું જીતી જાય એમાં તું એમ ના માનતી કે હું તને સાબાશી આપીશ."

પોતે સેવેલા સ્વપ્નનું આમ જડમૂળથી સુમંતે નિકંદન કાઢી

નાખ્યું ત્યાં "આ વરસે મેં મન માને તેટલો સારો અભ્યાસ નથી કર્યો માટે પરીક્ષામાં બેસવા વિચાર નથી" એમ કહેતાં ચંપાને તો ઊલટું શરમાઈ મરવા જેવું થયું. કંઈક કર્યાની સાબાશી તો દૂર રહી, પણ હવે તો પરીક્ષામાં બેસે અને એવું કંઇક જો ચંપાથી ન થયું—સૌથી આગળ જો પાસ ન થવાયું—તો ઉપરથી એને સુમંત આગળ તો લાજી જ મરવું પડે. અને એ રીતે એને હવે તો મોડું તો મોડું—એને કંઈ વરસ જાય તેની ઓછી ઉતાવળ હતી? એક વર્ષ વધારે ખેંચીને પણ હવે તો સંપૂર્ણ તૈયારી કરીને જ બેસવું રહ્યું. વળી આજની એની તૈયારી પણ શી મોટી હતી? ભાષામાં એ કદાચ બીજાંને આગળ ન જવા દે, નિબંધ કે પત્રલેખનમાં એ પોતાના વિચારો બીજા કરતાં સરસ રીતે બતાવીને પરીક્ષકને આંજી નાખે—પણ કંઈ અંકગણિત, ભૂગોળ કે ભૂમિતિમાં તો એની ચાલાકી કામ ન લાગે ને? એમાં એણે બરાબર ચિત્ત પરોવ્યું હોય ત્યારે ને? અને આગળ પાસ થવાનો મોટો આધાર તો મુંબઈગરા રૂપિયાની માફક ગણિતના માર્ક જે પૂરેપૂરા ખણણણ ખણણણ ખખડાવી શકે તેના ઉપર છે, એમ સુમંતે એને ઢોલ વગાડીને કહ્યું હતું.

એટલે સાબાશી લેવા માટે નહિ પણ લાજી ન મરવું પડે તે માટે પણ આ વરસે પરીક્ષા ન આપવી એમ ચંપાએ નક્કી કર્યું હતું. પરંતુ સુમંત આગળ શું બહાનું કાઢી પોતે છટકી શકે એની શોધમાં એ હતી ત્યાં એ જડી પણ ગયું. જસોદાએ ચંપા ભણે એ બાબતમાં કેટલો સજ્જડ વિરોધ કર્યો હતો એ કોઈનું અજાણ્યું ન હતું. એણે છેવટે ચંપાને ભણવા દેવાનું સ્વીકાર્યું હતું તે ય પરીક્ષા માટે નહિ—મહેતી થવા માટે નહિ—પરંતુ એનું મન એ રીતે બીજી બાજુ વળે અને વિધવાનો કપરો અવતાર કાઢવામાં મદદરૂપ થાય તે માટે; એટલે પરીક્ષાનો પ્રશ્ન આવતાં એણે ફરી પોતાનો વિરોધ જાહેર કર્યો.

ચંપાની હડપચી ઝાલીને એનું મોં ઊંચું કરતાં જસોદાએ એક જ સવાલ પૂછ્યો: "બોલોને ચંપાબેન! તે દા'ડે રજા માગતી વખતે આ મોઢું શું બોલ્યું'તું?"

ચંપાને પોતાને તો 'ભાવતું'તું અને વૈદે કહ્યું' એવું થયું,

એટલે એણે કંઇ પ્રત્યુત્તર જ ન આપ્યો. ઊલટાનું એને તો ખસવું હતું અને ઢાળ જડયો, પછી બાકી શું કામ મૂકે?

"જો ચંપા, તું મને સમજાવવા જઇશ એ નહિ બને." ચંપાએ પરીક્ષામાં ન બેસવા માટે જસોદાનું બહાનું જણાવ્યું ત્યારે એના મનનો ભાવ પામી જતાં સુમંતે કહ્યું: "જસોદા ના કહે અને એની ખાળી તું ખળે, એ બીજાંને કહેવું હોય તો કે'જે, પણ હું એ વાત માનું જ નહિ."

પોતાના મનના આવા કેટલાય વિચારો સુમંત પકડી પાડતો હતો એટલે ચંપાને આમાં કંઈ નવાઇ જેવું લાગ્યું ન હતું. પરંતુ એ દલીલને જ જો વળગી રહેવું હોય તો ટેકા માટે ડાહીબાનો ઉપયોગ કરી લેવો જોઇએ એમ પણ ચંપા તરત સમજી ગઇ હતી. ડાહીબાનો તો ખાલી પોતા તરફ અમસ્તો હાથ ઊંચો કરે એટલો જ ટેકો જોઇતો હતો. જીતવાનું આખરી શસ્ત્ર તો એની પાસે છેલ્લું અમોઘ હતું જ. એટલે એણે ડાહીબાનો ઉપયોગ કરતાં કહ્યું: "જુઓ બા, આ તમારા સુમંતભાઇ બોલે છે તે તો સાંભળો!"

ચંપાને 'તમારા' કહીને જ ડાહીબા પાસે જે કહેવડાવવું હતું તે કહેતાં જ ડાહીબા બોલી ઊઠયાં: "મારો સુમંત એમ ને? તારો તો નહિ જ ને?" ડાહીબાની જીભ કદી સુમંતને 'સુમંત' શબ્દથી બીજો કોઈ 'માસ્તર' કે 'સુમંતભાઇ' જેવો પ્રયોગ કરવા ઊપડતી જ નહિ.

ડાહીબા સામે હસીને. એ બહાર જવા કરતાં હતાં છતાં એમનું કાંડું ઝાલી પોતાની પાસે નીચે બેસાડતાં ચંપાએ કહ્યું: "મારા શાના? મારા હોય તો એમને મારા ઉપર વિશ્વાસ ન હોય?"

"તારા ઉપર એનો વિશ્વાસ નથી? કોક તો શું પણ એ પોતાને મોઢે કહે તોય હું ન માનું." ચંપા વિષે સુમંત એની ગેરહાજરીમાં જે વાત કરતો એ ખ્યાલમાં આવતાં ડાહીબાએ કહ્યું.

ડાહીબાનો ઉપયોગ કેમ કરવો એ કંઇ ચંપા કરતાં સુમંત ઓછો જાણતો ન હતો. વળી એમની પાસે કોઇ પણ બાબતની હા પડાવવી એ પણ મોટી વાત ન હતી. ચંપાએ એમને પોતાની પાસે

પરાણે ખેંચીને બેસાડયાં ત્યારથી જ સુમંત સમજી ગયો હતો કે ચંપા એમને મોઢે જ ન્યાય કરાવવાની. એટલે એ વાતની પ્રથમથી જ સ્પષ્ટતા કરતાં સુમંતે કહ્યું: "ચંપા, તું એમ ન સમજતી કે બા પાસે તું કેંવડાવીશ એટલે હું માની જ જઈશ."

"સાંભળો બા, મારા ઉપર ઓછો અવિશ્વાસ છે? તમારી પાસે હું ખોટું કેંવડાવીશ એમ પણ 'સાહેબે' ધારી લીધું." સુમંતને જરા તંગ કરવો હોય ત્યારે ચંપા એને હસીને 'સાહેબ' કહેતી.

પરંતુ સુમંત એની એ યુક્તિ સમજી ગયો હતો એટલે તંગ થવાને બદલે કે વાતને આડે પાટે ચઢાવી દેવાને બદલે, ચંપાનું સાહેબપણું પોતે જાણે સ્વીકારી લીધું હોય તેમ એનો વિરોધ કરવાનું એણે માંડી વાળ્યું હતું. ચંપા ય કંઇ સુમંતનું એ મૌન સમજી નહોતી ગઇ એમ નહિ, પરંતુ સાથેસાથે એનું અંતર પણ એટલું જ પામી ગઇ હતી કે એ બહારથી તંગ નહોતો થતો એટલું જ, બાકી અંતરમાં તો એ અકળાયા વિના નહોતો જ રહેતો.

સુમંતે પણ હસીને સામો જવાબ આપ્યો: "સાહેબે ધારી લીધું હશે તે કંઈ ખોટું તો નહિ જ હોય. ચંપાને બા કરતાં સાહેબ વધારે ઓળખે છે તો!" ચંપાને એના જ શબ્દોથી પરાજિત કરવા ધારી હોય તેમ બીજી વખત હસીને એના એક વખતના 'સાહેબ' શબ્દને બે વખત વાપરી સુમંતે જવાબ આપ્યો.

પરંતુ ચંપાને માટે આ દલીલબાજી નવી કયાં હતી? આખું વરસ આવી સાઠમારી તો થયા જ કરી હતી. એણે ડાહીબા તરફ જોઇ કહ્યું: "સાચેસાચું બોલજો બા, તમે તે ઘડીએ બેઠાં'તાં જ, પરીક્ષાની વાત મેં કરી ત્યારે જસોદા......"

બસ, ચંપાને તો એટલું જ કહેવાની જરૂર હતી. ડાહીબાની આંખ આગળ જ એ સર્વ ભજવાયું હતું, એટલે એ દૃશ્ય આંખ સન્મુખ ખડું થઇ જતાં વચ્ચે જ, ચંપાને તો પૂરું બોલવું ય ન પડયું, ને એ બોલી ઊઠયાં: "હા, સુમંત, એ તો ચંપાનું કહેવું સાચેસાચું છે. હું એકલી ય નહોતી, મહાલક્ષ્મી ય જોડે બેઠાં'તાં."

ડાહીબાના ભોળપણ ઉપર ખિજાઇ જતાં સુમંત જરા ઉતાવળે

બોલ્યો : "તમે એકલાં નહોતાં એમ મેં ક્યારે કહ્યું છે?......"

"ના, ના, સુમંત! બીજી તમારી વાતોમાં ચંપા આડું બોલતી હશે એની હું ના નથી કહેતી, પણ આ તો મેં જાતે જસોદાને કહેતાં સાંભળી છે......"

ચંપાને આટલું જ જોઇતું હતું. ડાહીબાને વચ્ચે નાંખ્યાં અને તેમાંય એમણે પોતે જોયું હોય એટલે થઇ જ રહ્યું. પોતાનો પાસો સફળ થતો જોઇ ચંપાએ મોં આડે સાડીનો છેડો રાખી હસી લીધું.

તદ્દન ખોટી રીતે ડાહીબા ચંપાનું હથિયાર બની જતાં હતાં એ જોઇ સુમંતે વધારે અકળાઇ જતાં કહ્યું : "એ તો મને તારા કહ્યા વગર ખબર છે કે જસોદાએ ના કહી જ હશે, પણ તું અંદરની ઊંડી વાત જાણેકરે નહિ ને વચ્ચે......"

એનો ઉપયોગ કરી લેતાં ચંપાએ કહ્યું: "સાંભળજો બા, 'સાહેબ' વાત કરે છે તે! એમાં મારી ઊંડી શી વાત છે? તમે જ સાંભળ્યું છે કે હું પરીક્ષા આપવા જઉં તો જસોદાભાભી શું કરે."

"જસોદાને નાહકની વચ્ચે શું કામ લાવે છે? તારે પરીક્ષા આપવા જવું જ હોય તો તને એના કાનમાં ફૂંક મારતાં નથી આવડતું એ તું બીજાંને સમજાવવું હોય તો સમજાવજે, મારા આગળ તારો ગજ નહિ વાગે. એમ તો તને ભણાવવા માટે ગજાનનને એના વિરોધ આગળ હાથ ધોઇ નાખ્યા હતા છતાં તારે ભણવું હતું તે તેં એને ચપટીમાં સમજાવી દીધું એ કંઇ મારું અજાણ્યું છે? જસોદાને અને તને હું ઓળખતો નથી? એ તો બિચારી તારી ભલી ભોળી પ્રેમાળ ભાભી છે અને તું તો......તારી તો વાત જ થાય એવી નથી. તેં ધાર્યું જ હોય, તો પછી તને કોઈ રોકી શકે તેમ નથી એ તો હું ક્યારનોય સમજી ગયો છું. પણ ચોખ્ખું એમ કહેને કે તારે જ પરીક્ષા આપવી નથી અને જસોદાને માથે ખાલી ટોપલો મૂકવો છે." સુમંતનું મન ક્યારનુંય આ બધું ચોખ્ખેચોખ્ખું કહી દેવા તલપાપડ થઇ રહ્યું હતું, પરંતુ એની સ્થિતિ એવી હતી કે ડાહીબા એ કહે તોય આ ઊંડી વાત સમજે એવાં ન હતાં અને ચંપા સમજવા દે તેવી ન હતી. એટલે એ મનની વાત મનમાં જ રાખીને

સુમંત ડાહીબા ઉપર સમસમી રહ્યો હતો. ત્યાં ડાહીબાએ કહ્યું: "જો ભાઇ, તમારી ઊંડી વાતો કે આડી વાતો હું કંઈ સમજતી નથી..."

"બસ! તો પછી તું વચ્ચે શું કામ હાજિયો પૂરે છે?"

"પણ આ તો હું હતી ને જ જસોદાએ કહ્યું 'તું કે કાં તો હું નહિ કે કાં તો પરીક્ષા નહિ......"

"અરે બા! એ તો એને ભણાવવાની વાત આવી ત્યારે ય એમ બોલી'તી કે કાં તો ભણતર નહિ કે હું નહિ."

"તે દા'ડાની વાત તમે જાણો ને એ જાણે. હું તો કાલની વાત કરું છું. ને જસોદાનો જે ભાવ છે એ જોતાં ચંપા પરીક્ષા આપે તે ય ખોટું તો ખરું. બિચારી એ ચંપા માટે અર્ધીઅર્ધી થઇ જાય છે ને પછી એને મહેતી થવાની શી જરૂર છે? ભગવાને કંઇ ઓછું આપ્યું નથી......"

ડાહીબાને લાગણીભર્યા હૃદયે બીજી વાતમાં ઊતરી જતાં જોઈ સુમંત વચ્ચે બોલ્યો: "પણ જસોદાના ના ભાવની કે મહેતી થવાની તમને કોણ વાત કરે છે? ભગવાને વધારે આપ્યું છે તે આપણે ક્યારે ના કહીએ છીએ? પણ મારું તો એ કહેવું છે કે ચંપા પરીક્ષા આપવાની ના કહે છે એમાં ચંપાની જ ચાલબાજી છે......"

"ના, ના," વચ્ચે જ સુમંતનું સાવ જૂઠાણું ન સહેવાયાથી ડાહીબાએ ચંપાના વાંસા ઉપર હાથ ફેરવતાં કહ્યું: "આ બિચારીએ તો ઘણું ય સમજાવી કે આમે ય ભણી છું તો પરીક્ષા આપવામાં શું ખોટું છે? પણ જસોદાને મેં તો કાલે જ બરાબર ઓળખી લીધી. હઠ મૂકે એવી જ નથી. ને ચંપા ઉપર એનો ભાવ હોય તો બળીને તારી પરીક્ષા! એ ભણી છે એટલે બસ; પરીક્ષા નહિ આપે તેથી કંઇ એ ખોવાઇ તો નથી જવાનું ને?"

પોતાના અમોઘ શસ્ત્રનો ઉપયોગ કરવાનો સમય બરાબર આવી ગયો લાગતાં ચંપાએ એને બહાર કાઢવાની શરૂઆત કરી: "બા, હું પરીક્ષા ન આપું તેમાં એ આટલા બધા કેમ અકળાય છે તે તમે જાણતાં નથી?"

"બા! જોજે હોં, આ પાછી એક આડું બોલવાની જ વાત એણે કાઢી છે."

"આડી હોય તો તમે જ બા, સાંભળ્યા પછી કે'જો." જાણે સુમંત ડાહીબાને પોતા તરફ ખેંચી જતો હોય તેમ લાગતાં ચંપાએ એમને પોતાના તરફથી ખેંચાવા ન દેતાં કહ્યું.

આવી રોજની ખેંચતાણથી ટેવાયેલાં અને કંઈક અકળાઇ જતાં, વચ્ચેથી ઊઠવા જતાં ડાહીબા બોલ્યાં: "તમે તમારી મેળે જેમ કરવું હોય તેમ કરો, મારે તો કોઈનું ય સાંભળવું નથી."

અણીને વખતે એમને ઊઠતાં જોઇ ચંપાએ બે હાથ વતી તેમનું કાંડું ઝાલી પાછાં નીચે બેસાડતાં કહ્યું: "મારા ભણી તમારે ના બોલવું હોય તો ના બોલશો, પણ વાત તો સાંભળવી જ પડશે."

હવે ચંપા આડી વાત કરે તે પહેલાં સુમંતે પોતાના તરફથી જે કહેવાનું હતું તે કહી નાખતાં જણાવ્યું: "જો બા, એને પછી જે કહેવું હોય તે ભલે કહે, પણ એને પરીક્ષા આપવી નથી તેનું કારણ જસોદા ય નથી, તું ય નથી, હું ય નથી કે કોઇ નથી, પણ એ જ છે. એ પરીક્ષામાં બેસે તો પાસ તો થાય પણ એ ધારે છે એટલે ઊંચે પાસ થવાય તેમ નથી. અને નીચે પાસ થતાં એને લાજ આવે છે, અને તેથી જ એ જસોદાનું બહાનું કાઢે છે. સાથેસાથે એ પણ કહી દઉં કે જો આવતી સાલ જસોદાને ગમે તેમ સમજાવી પરીક્ષામાં ન બેસે તો જોજે હું શું કે'તો'તો."

જો સુમંતનું કહેવું સાચું જ હોય તો ચંપા ભારે ધુતારી કહેવાય એવો ભાવ મનમાં ઉત્પન્ન થતાં ડાહીબાએ ચંપા તરફ જોયું. પણ ચંપા તો ડાહીબા પોતા તરફ જુએ એની જ રાહ જોતી હતી, એટલે તરત જવાબ આપતાં એણે કહ્યું: "નરાતાર ખોટી વાત! હું નીચા નંબરે પાસ થાઉં કે નપાસ થાઉં એમાં મારે લાજી મરવાનું શું હતું?" અને સુમંત તરફ આંગળી કરતાં બોલી: "લાજી મરવું પડે તો એમને લાજી મરવું પડે કે એમણે આખું વરસ શિખવાડ્યું શું? પણ એ તો એ ય મનમાં તો જાણે છે કે એમને લાજી મરવું પડે તેમ છે જ નહિ. છતાં હું પરીક્ષામાં નથી બેસવાની એમાં એ કેમ અકળાય છે એ તો હું એકલી જ સમજું છું!" ચંપા સહેજ અટકી, જાણે વચ્ચે કોઇ કંઈ બોલે છે? પરંતુ સુમંતનું ધ્યાન તો ચંપા પોતા ઉપર કયો નવો

આરોપ ઓઢાડે છે એ ઉપર જ હતું. ડાહીબા હવે થાક્યાં હતાં એટલે ચંપા કહી રહે એટલે ઊભાં થવાની જ વેતરણમાં હતાં. ચંપાએ કહ્યું : "બરાબર સાંભળજો હોં બા, હું પરીક્ષા ન આપું તો પાછું એમને કોણ જાણે ક્યાં સુધી ભણાવવું પડે, એ દુ:ખે તો એ આટલા આકળવિકળ થાય છે."

"આબાદ છેતરાઇ !" ડાહીબા આગળ આ દલીલ સાવ નકામી જવાની તે જણાઇ જતાં સુમંત બોલ્યો : "હવે બા, તું જ ન્યાય કરજે, હું કદી કોઇને ભણાવતાં થાકું એમ તું માને છે ?"

"ચંપા, તું એની ઉપર એવું ખોટું આળ મૂકે તે તો મારાથી નહિ સહેવાય. મારો સુમંત તને તો શું પણ ઢેડભંગીને પણ કોઈ દિવસ ભણાવતાં થાકે નહિ. ભણાવવા આડે તો એ ખાવાનું સુધ્ધાં ભૂલી જાય છે, પછી તું એમ એના ઉપર ખોટું આળ મૂકે તે તો સારું ન કહેવાય."

પોતાનું માની લીધેલું અમોઘ શસ્ત્ર પણ ડાહીબા જેવાં આગળ પણ આમ સાવ નિષ્ફળ ગયું એટલે ચંપાને પરાજય કબૂલ ન કરવો હોય તો ઊઠીને નાસી ગયા વિના છૂટકો જ ન હતો. ડાહીબા ઊભાં થાય તે પહેલાં એ ઊભી થઈ ગઈ. "તને એકદમ શું થયું વળી ?" એમ ડાહીબા પૂછવા જાય તે પહેલાં ચાલતી પકડતાં ચંપા બોલવા ખાતર બોલતી ગઈ : "સાત કરો તો ય, તમે એમના તરફ બોલો ત્યાં સુધી મારા તરફ તો ના બોલો ને બા !"

"શું કહ્યું તેં, ચંપા ? ફરી કહે જોઇએ, ફરી !" એ વાક્ય બોલવાનો અવસર આ વખતે ચંપાએ ડાહીબાને ન આપ્યો.

ચંપા તો ગઈ પણ ડાહીબાના અંતરમાં એક સવાલ મૂકતી ગઈ : "એ છોડી કહે છે તે ખરું ? હું સુમંતનું બોલું ત્યાં સુધી શું એનું ન બોલું ?"

અને એનો તરત જ જવાબ આપી દેતાં એ કામે વળગ્યાં : "એને તો આડું બોલવાની ટેવ પડી છે બીજું શું ? સુમંતનો તો મેં આજ સાચો પક્ષ લીધો અને એના માટે તો મેં કેટલીય વાર ઊલટું સુમંતને ખોટું લગાડ્યું હશે. અને છતાં એ કહે કે સુમંત તમારો ને હું તમારી નહિ, એ હું શી રીતે માનું ?"



## [૨૭]

**અહીં** આવ્યા પછી બે–અઢી વર્ષે સુમંત આ દિવાળીની રજાઓમાં જ પ્રથમ બહાર ગયો હતો. સામાન્ય રીતે ડાહીબા એની સાથે રહેતાં હતાં અને લલિતા સાસરે—સતારા જિલ્લામાં એના પતિ સાથે રહેતી હતી, એટલે સુમંત શાળામાં રજાઓ પડે તો પણ અહીંનો અહીં જ રહેતો હતો. બે–અઢી વર્ષની લાંબી પલાંઠી પછી લલિતાનો અને રામચંદ્રનો પોતાને ઘેર લઇ આવી જવાનો અતિ-આગ્રહ હતો એટલે સુમંત ડાહીબાને લઈ એ બાજુ ગયો હતો. ત્રણ વરસથી લલિતા ત્યાં હતી એટલે એને આ વખતે સાથે તેડી પણ લાવવાની હતી જ. વળી ડાહીબાનું માતૃહૃદય દીકરીની પહેલી પ્રસૂતિ પોતાને ઘેર થાય એ જોવા ઝંખતું હતું, એટલે એને અહીં આવ્યે જ છૂટકો હતો. વળી સુમંતે બેનને ટકોર પણ કરી હતી કે એ પહેલાં કહેતો હતો તેમ ખરેખર એ ભાઇને અને બાને ભૂલી ગઇ હતી, એટલે તે ખોટી પાડવા પણ લલિતા સાથે આવવાની જ હતી. રામચંદ્ર એ બાજુ એના પિતાના વખતથી જ શુદ્ધ ખાદીવણાટનું કેન્દ્ર ચલાવતો હતો અને ખાદીમાં એને ઘણાઘણા અખતરા કરવા હતા અને ઉત્તર હિન્દુસ્તાનમાં ખાદી–કેન્દ્રોનો એને જાતઅનુભવ લેવા જવું હતું, એટલે છ–બાર મહિના લલિતા અહીં આવે તે એને પણ અનુકૂળ હતું.

એ સૌ કરતાં લલિતા અહીં આવે તે માટે ચંપાનો વિશેષ આગ્રહ હતો. એણે લલિતાને જોઈ જ નહોતી, છતાં સુમંતની અને ડાહીબાની વાતોથી જ એને એના તરફ પ્રેમ બંધાયો હતો. પછી તો સુમંત કાગળ લખે તો પણ ચંપાએ ખબર પૂછી છે—નમસ્તે કહ્યા છે—શરીર સાચવવાનું કહ્યું છે, એમ એકાદ લીટી તો હોય જ. ચંપા વિશે પણ લખ્યું હોય જ કે "ચંપાબેનને મારા ઘણાઘણા પ્રણામ કહેજો—એમનું મારી પેઠે ભણાવતાં ધુપેલ કાઢી ન નાખતા—ચંપાબેન, હવે તો તમે મારા ભાઇને સારી રીતે ઓળખી ગયાં હશો, જેમજેમ તમે ભણવામાં જોર કરતાં હશો તેમતેમ એ તમારા ઉપર

વધારે ને વધારે બોજો નાખતા જ હશે—ખરું ને? એથી આગળ વધીને લલિતાએ જ પ્રથમ એને જુદો પત્ર લખ્યો અને સામેથી એવી જ રીતે સ્વતંત્ર પત્ર લખવાની માગણી પણ કરી. સુમંતે તો બીડેલા પત્ર ઉપર 'વહાલી બેન ચંપા' વાંચીને તે દિવસે ડાહીબા આગળ ચંપાની ખરી ગમ્મત કરી હતી. ચંપાએ પણ એનો એવો જ બીડીને જવાબ આપ્યો. પછી તો સબપોસ્ટ ઓફિસમાં બ્રાન્ચ પોસ્ટ ઓફિસની જુદી થેલીઓ હોય જ, તેમ સુમંતના કવરમાં ચંપાનું કવર હોય જ, એ નક્કી થઈ ગયું. અને એ પત્રોમાં ય મોટે ભાગે સુમંતની જ વાતો હોય. લલિતા એના ભાઇ વિશેનાં સંસ્મરણો લખે અને તેમાં ભાઇ વિષે ફરિયાદો હોય તેમ ઉપકારો પણ હોય, અને પોતાના આજના જીવન વિષે કદીકદી લખે ત્યારે એનો બધો યશ સુમંત ઉપર ઢોળતાં ભાઇ વિષે એ જે વર્ણન કરે તે વાંચીને જાણે એ પોતાનો જ યશ હોય તેમ ચંપા જે આનંદ અનુભવતી એની તો અવધિ જ હતી.

આમ છેલ્લા છ માસથી પત્રદ્વારા ચંપાને લલિતા સાથે જે આત્મીયતા બંધાઈ ગઈ હતી તે જોતાં લલિતાને પોતે જોઈ નથી એ કબૂલ કરવા પણ કદાચ એનું મન ના પાડે તો નવાઈ નહિ. એને પોતાને સુમંત સાથે લલિતાને ઘેર જવાનો ભાવ પણ થઈ આવ્યો હતો. ડાહીબાએ પોતે પણ એકાદ-બે વખત ચંપાને કહ્યું હતું: "ચાલને તું ય ચંપા, તું આવે તો લલિતા વળી રાજીરાજી થઈ જાય."

ચંપાનું હૈયું તો ધબકારા મારી જ રહ્યું હતું, પણ મનથી કંઈ ઓછી હા પડાય તેમ હતું? વળી એ કંઈ પાંચ-દસ ગાઉ ઓછું હતું કે 'ચાલો ઠીક ત્યારે આવીશ' એમ કહેવાય? દૂર તો ઠીક પણ ઘેર મહાલક્ષ્મી કે ગજાનનને એનાથી કયે મોઢે કહેવાય કે હું જઉં? વિધવાનો અવતાર, એને વળી ગમે ત્યાં જવાનું હોય? હૃદયને દાબી રાખતાં ચંપાએ કહ્યું: "લલિતા અહીં આવવાની જ છે ને?" ડાહીબા પણ એ ન આવી શકે એમ સમજતાં હતાં એટલે વધુ આગ્રહ શાનો કરે?

સુમંત વિષે ચંપાને વિચાર તો અવારનવાર આવ્યા જ કરતા

હતા, પરંતુ એકસામટા હલ્લા તો દોઢ વર્ષમાં આ પ્રથમ જ એની ગેરહાજરીમાં થવા માંડ્યા હતા. બાવીસ દિવસની રજાઓ હતી, પણ બનશે તો પંદર દિવસમાં આવી જઈશું એમ ડાહીબાએ જણાવ્યું હતું. "પછી તો રામચંદ્રનો જેવો આગ્રહ—બેપાંચ દા'ડા વત્તાઓછા ય થાય. પણ જઈને તરત કાગળ લખીશું એ તો ચોક્કસ." ડાહીબાના કહ્યા પ્રમાણે એ જઈને તરત કાગળ લખે તો પણ પહોંચતાં બે દા'ડા થાય, એકાદ—બે દા'ડે નિરાંતે કાગળ લખે અને બે દા'ડા કાગળને આવતાં થાય એટલે પત્ર આવે તો ય અઠવાડિયે જ આવે એવી ચંપાએ ગણતરી કરી રાખી હતી; છતાં એ ગયાં એને ત્રીજે દિવસેથી જ એણે તો પત્રની રાહ જોવા માંડી.

સવારમાં ઊઠતાં જ એની નજર સુમંતના બારણા સામી જાય ને 'આજ પત્ર આવશે?' એમ મન પ્રશ્ન કરે. 'ના, ના, આજ તો હજુ પાંચ દિવસ થયા,' બુદ્ધિ જવાબ આપે. "સુમંત! સુમંત! કેટલો સારો માણસ છે? માસ્તર છે છતાં કોઈ જાતની મોટાઈ નહિ, વગરપૈસે મારી પાછળ આટલી માથાકૂટ કરે છે પણ કંટાળો નહિ, એની ગમ્મત કરો તોપણ ખોટું લાગવાનું નહિ, એ સામી મશ્કરી કરવા માંડે તો ય બાકી મૂકે નહિ, અને છતાં કેટલો ચોખ્ખો?

"એને તે દિવસે તાવ આવ્યો હતો, માથું દુ:ખતું હતું તો ય મેં મૂઈએ મશ્કરી કરી: 'કેમ સાહેબ! માંદા પડતાં શરમ નથી આવતી?'

"તે દા'ડે મેં એને શરીરે—કપાળે—પ્રથમ હાથ અડકાડ્યો, કેટલો તાવ? બીજાનું તો મગજ જ ફાટી જાય. માથું કેટલું દુ:ખતું હશે તેની મને ત્યારે કલ્પના આવી. છતાં મેં કહ્યું: 'માથે બામ ઘસી દઉં?' ત્યારે ફટ દઈને બોલવાની શક્તિ નહોતી છતાં કેવું માથું હલાવ્યું? હું તરત સમજી ગઈ—મનમાં હસવું ય આવ્યું કે આ તો મશરૂવાળા કરતાં ય ચઢ્યા. 'સ્ત્રીપુરુષની મર્યાદા' એમણે મને વંચાવી ત્યારથી હું સમજી ગઈ હતી કે એ જરૂર વિના મારો તો શું પુરુષનો પણ સ્પર્શ ન કરવો જોઈએ એમ માને છે અને આચરે છે. પણ માંદગી પ્રસંગે એમણે જ્યારે મને ના પાડી ત્યારે મને એમના વિષે જે

લાગણી થઇ તેવી કોઇ દિવસ થઇ ન હતી: આવો માણસ બેનના બદલામાં પરણે જ શી રીતે? ડાહીબા ગમે તેટલાં વલખાં મારે પણ એ પૈસા આપીને તો શું પણ મફત તો નહિ પણ લાખ રૂપિયા લઇને આવતી હોય તોપણ એના પોતાના વિચારને સંગત ન હોય તે વસ્તુ એ કદી સ્વીકારે જ નહિ. એટલી નાની વાતમાંથી હું પણ ઓછું શીખી? એમના કરતાં મારે તો વળી એ નીતિ વધારે પાળવી જોઇએ. જસોદા પહેલાંની જેમ મને વળગવા આવે છે ત્યારે હું ના પાડું છું, એટલે એ કહે છે કે 'તમે ચંપાબેન, દા'ડેદા'ડે ભણતાં જાવ છો તેમ તેમ બગડતાં જાવ છો—અતડાં થતાં જાવ છો, પહેલાંની માફક વાતો પણ કરતાં નથી.' હું એને કહું તો ય હસી કાઢે કે આ વળી ભૂત તમે ક્યાંથી ઘાલ્યું કે આપણે બૈરાંઓએ પણ એકબીજાંને અડકવું નહિ! જબરો તમારો તો ધરમ! એમ કરતાંકરતાં મરજાદી થઇ જશો તો પછી આજ તો અડતાં નથી ને કાલ અમારા હાથનું રાંધેલું ખાશો પણ નહિ.'

"પણ એને એ બધી વાતો કહેવાની જરૂર પણ શી? એનો ધરમ જુદો, મારો ધરમ જુદો. ભગવાને એને સુખ ભોગવવાનું આપ્યું છે, પછી એને દુ:ખની વાતો જાણીને કામે શું છે? મારા અંતરનું ઘમસાણ કહ્યું જાય તેવું પણ ક્યાં છે?

"અને આજે થોડી શાન્તિ છે તે પણ સુમંતના પ્રતાપે જ ને? પતિને ભેટવા મારું હૈયું જે દા'ડા ગણતું હતું—એકએક દા'ડો જે જુગજુગ જેટલો લાંબો અને પૂર્વ ભવનો વેરી લાગતો હતો—તે હૈડાની વાત કહી જાય એવી ક્યાં હતી? કલેજું ચીરીને બતાવ્યા વિના એ શબ્દોથી કહેવાય એવી જ ક્યાં હતી? પણ એ ભાગી પડતા હૈયાને ટટ્ટાર કર્યું, ધીમેધીમે પહેલાંની જેમ ઊભું કર્યું, અને આજે એમાં જે સ્વસ્થતા છે એ બધો કોનો પ્રતાપ?

"સુમંતને તો ખબરે નહિ હોય કે એણે મને આટલું બધું આપી દીધું હતું. પણ એણે મને જે આપ્યું છે તેની કિંમત કરવા બેસું તો થાય એવી જ નથી. આવી પડેલું દુ:ખ જે ભોગવ્યા વિના છૂટકો જ નથી, તે શી રીતે વેઠી શકાશે એ સંતાપમાં હું બળી રહી હતી ત્યાં એ આવ્યો. બસ, એ આવ્યો એ જ મારે માટે ઘણું

હતું. એટલા મારા પૂર્વજન્મના સંસ્કાર કે એની પાસે ભણવાનું મળ્યું છે—અને એથી શું શું મળ્યું એ તો કહેતી જ નથી—પણ એ અહીં આવ્યો અને તેમાં વળી પડોશમાં રહ્યો તેથી જે મળ્યું તેની જ કિંમત આંકી અંકાય તેમ નથી. એનું મન પગલેપગલે મને કહેવા લાગ્યું: 'દુ:ખ દુ:ખ શું કરે છે, તું આવી પડેલું દુ:ખ ભોગવતાં ફટકી મરે છે ને હું એ દુ:ખને હીંડીચાલીને મારે આંગણે નોતરી લાવ્યો છું. બેનના બદલામાં ન પરણ્યો, પૈસા આપીને ન પરણ્યો, બેનને નાતબહાર પરણાવી, નાતમાંથી મફત પરણવાનું બારણું ય હમેશને માટે બંધ કરી દીધું: આ બધું કર્યું તે કંઇ કોઈના દબાણથી? અરે, એ દુ:ખ—જો એને તું દુ:ખ માનતી હોય તો—ઊલટું માની લાગણી દુભવીને નોતર્યું છે; અને તારા લલાટે તે આવી જ પડ્યું છે, તો એ દુ:ખ નથી સહેવાતું?'

"અને તેં પછી મને જે શીખવ્યું છે તેથી હું ખાતરી આપું છું કે વિધવાનો વેશ લજવવા વખત તો નહિ જ આવવા દઉં, સુમંત!

"સુમંત! તું આજે નથી ત્યારે જ મને ખબર પડી કે તું મારામાં વણાઇ ગયો છે. તારા બારણા સામે જોઉં છું ને તું સામો ખડો થાય છે. તારી ભવ્યતા મારી આંખ આગળથી નહિ ખસે એ તો તું જાતે મારી સન્મુખથી હમણાં પ્રથમ જ દૂર ગયો ત્યારે ખબર પડી. ને તું ભૂલ્યો ભુલાય એમ છે જ ક્યાં? હું કંઈ તારી પાસે દોઢ વર્ષ ભણી તેમાં મોટી પંડિતા નથી થઇ ગઇ, ને તું ય ક્યાં કહે છે કે તું પંડિત છે. પણ નાનું છોકરું સમજી જાય તેવી સહેલી વાતો અને એટલી સાદી વાતો, જે આજનાં મોટાં માણસ નથી સમજતાં, એ તેં મને એવી સમજાવી દીધી છે કે એટલો નાનો શો દીવો મારા અંતરમાં સદા બળ્યા કરશે તો ય બસ છે."

આમ સુમંત ગયો ત્યારથી જ ચંપા એનું ભક્તિપૂર્વક ધ્યાન ધર્યા કરતી હતી. અડવાડિયે બરાબર કહ્યા પ્રમાણે એનો ગજાનન ઉપર સુખરૂપ પહોંચી ગયાનો પત્ર આવ્યો ત્યારે એણે ધારી લીધું હતું તેમ અંદર એના ઉપર લલિતાનો પત્ર હતો અને તો ય નહિ ધારેલા જેટલો લાંબો.

•

**વહાલી બેન ચંપા,**

બાના અહીં આવ્યા પછી મને લાગ્યું કે મેં તને અત્યારસુધી બહુ ઓછી ઓળખી હતી. ગઇ કાલે બા આવી છે ત્યારથી આજ પત્ર લખવા બેઠી છું ત્યારસુધીના છવ્વીસ કલાકમાં હજુ બાએ તારા વિના બીજી વાત જ કહી નથી. સાચું કહું તો એથી મને તારી અદેખાઈ પણ આવી છે. હું બહુ લાંબો વખત બાથી દૂર રહીને મારી ખાલી પડેલી જગામાં તું એવી ઘૂસી ગઇ લાગે છે કે હવે તને ત્યાંથી કાઢીને બા મને ફરી બેસવા દેશે નહિ એવી શંકા, જેમજેમ તારી વાત બા પાસે સાંભળું છું તેમતેમ, વધતી જાય છે.

ને વધે જ ને? હું એમની દીકરી છું—તું નથી. એમ માની રખે ખોટું લગાડી બેસતી; તું તો દીકરી કરતાં ય કંઇક વધારે છે. એમણે જ મને ઉછેરીને મોટી કરી હતી, તું તો ભાઈ પાસે—ભૂલી, ‘સાહેબ’ પાસે દોઢ વરસથી ભણે છે, પણ હું તો નાનપણથી એમની સાથે રમી છું અને એમને હાથે ભણી છું અને આજે સુખમાં છું તે ય એમના પ્રતાપે; છતાં બાને આજે તારી વાતો કરવામાં જેટલો રસ આવે છે તેટલો તો, સાચું કહું છું, મારી વાતોમાં નહોતો જ આવતો. ને જો આવતો જ હોત તો આજે એ સંભારવાને બદલે તારા ગુણગાન ગાયાં ન કરત. એટલે હું સાથે ત્યાં આવવાની છું છતાં મને બીક લાગે છે કે હું ત્યાં આવીશ પણ એ ઘર મારી બાનું હવે નહિ હોય પણ કોઇ—કોઈ શા માટે તારી બાનું જ હશે. પણ મારી બા એ તારી બા, તો તારી બા એ મારી તો છેવટ ખરી જ ને? એટલે આવીશ તો ખરી જ. છતાં કદાચ ન આવત, પણ મારી વહાલી બેન ચંપાને મળવું છે એટલે આવ્યા વિના છૂટકો પણ ક્યાં થાય તેમ છે? વળી મને એક બીજી ય શંકા છે કે આજસુધી મેં તને નહોતી ઓળખી એમ બાની વાત ઉપરથી લાગે છે, તેમ કદાચ તને જોયા પછી લાગે—લાગવાનું જ કે બાની વાતથી પણ તને પૂરી નહોતી ઓળખી એટલે તને મળવા કરતાં તને ઓળખવા માટે આવવું જ એમ કહું તો ખોટું ન માનતી.

મને અને બાને જે ભાઈ માન્યા જ ન કહે, તેને તું ચૂપ કરી

દે છે અને ચૂપ ન કરાય તો ય તું એમનું નહિ પણ તારું ધાર્યું જ એમની પાસે કરાવે છે; એટલા ઉપરથી તને મળવા અને ઓળખવા મન તલપાપડ થઈ રહ્યું છે. બા બિચારીને તો ભાઈ માન્યા કહે જ નહિ, હું ય પહેલાંપહેલાં તો દબાતી, પરંતુ પછી મેં ય તારી પેઠે સામું તો થવા માંડયું હતું; પરંતુ હું જ્યાં બંધાઇ જતી હતી ત્યાં તું એમને બાંધી દે છે એમ બા કહે છે, ત્યારે મને મનમાં થઈ આવે છે કે ભાઇને બાંધનારીને કયારે મળું ?

બાના કહેવાથી બીજી પણ મને એક નિરાંત વળી છે. ભાઈ અમને બેને નહોતા ગાંઠતા ત્યાં હું ગઈ એટલે બાને તો નહિ જ ગાંઠે અને બિચારી બા મનમાં ને મનમાં અમૂંઝાશે એમ મને લાગતું હતું; પણ મારા કરતાં તેં ઊલટી બાને વધારે ભાઈ સામે ટક્કર ઝીલવામાં મદદ કરી છે.

અને આટઆટલું તેં ભાઇ સામે કર્યું છે, છતાં મને એ નવાઇ લાગે છે કે ભાઇ સુધ્ધાં તારાં વખાણ કરે છે! મને એમણે પણ એક દાંડો વાતવાતમાં બેત્રણ વાર તારી સરખામણી કરતાં કહ્યું હશે કે ચંપાની બુદ્ધિ આગળ તું તો સાવ ઠોઠ! એ સાંભળીને મને શું થયું હશે તેની તને કલ્પના કદાચ નહિ આવે, પરંતુ ભાઈની પાસે ભણતી વખતે હું જે એની પ્રિયપાત્ર શિષ્યા—બેન હતી માટે નહિ હોં—હતી, તેને બદલે આજે મને 'સાવ ઠોઠ' કહે એથી મને શું નહિ થતું હોય? પણ મેં તારી પેઠે એમની વલે નહિ કરેલી એટલે ઠોઠ તો ખરી ને? ભાઇ પાછા એમ વખાણ કરવામાં માનતા નથી, એટલે બાની જેમ અંતરમાં હોય તેટલું બધું કહે નહિ એ તો હું સમજું છું. છતાં થોડામાં એમણે જે તારાં વખાણ કર્યાં એટલામાંથી હું સમજી ગઈ કે બા જે વાતો કરે છે તે પણ સંપૂર્ણ તો નહિ જ હોય.

પણ વહાલી બેન, બાની માંદગીની પૂરેપૂરી વિગત એમને મોઢે ગઈ રાત્રે મેં સાંભળી ત્યારે અહીં રહ્યાંરહ્યાં તને વારેવારે જે વંદન કર્યાં છે તે હું ધારું છું કે તેં સ્વીકાર્યાં હશે જ. બાનું એક જ વાકય—લલિતા, બેટા! તું હોત તો ય ચંપા જેટલી મારી ચાકરી, ઊઠવેઠ તું ન જ કરી શકત—બસ, એ એક જ વાકયે તેં મારા હૃદયમાં

જે સ્થાન લઇ લીધું છે તેથી બાને મારી પાસેથી તેં ખૂંચવી લીધી તેનું મને સહેજ પણ દુઃખ નથી, અને એવી જ રીતે આવતી કાલે તું ભાઇને પણ ખૂંચવી લે તો પણ તારું સ્થાન મારા હૃદયમાંથી સહેજ પણ ખસે તેમ નથી.

હવે હું ત્યાં આવું ત્યારે આપણે બધાંએ હું, તું ને બાએ મળી ભાઇને બરાબર માન્યા કહેવડાવવું છે. પણ અમે બે તો કહેવાનાં, કારણ ભાઈ અમારાથી તો માન્યા કહેતો નથી. એ તો તું જો માથે લે, તો અમે તારી મદદમાં રહીએ એટલું જ. ભાઇ સાથે ટક્કર લેવામાં તને મઝા પડી ગઇ છે અને શક્તિ તો છે જ, એટલે તું ના નહિ કહે એ તો મેં ધારી જ લીધું છે. થશે ને? હું હવે ત્યાં થોડા વખતમાં આવું છું એટલે પછી......

જવા દે હવે એ વાત. ત્યારની વાત ત્યારે. આટલું લાંબું વાંચીને કંટાળી તો નથી ગઇને? હવે તને કંટાળો આવે માટે હું કાગળ નહિ લખું, પણ ત્યાં આવીશ એટલે તને વધારે કંટાળો આપીશ તે પણ સાથેસાથે સમજી લેજે.

તારી પાસે ઊડી આવવા આતુર
તારી બેન લલિતાનાં વન્દેમાતરમ્.

ચંપા પત્ર વાંચીને તાકી જ રહી. "શી માયા છે! લલિતાને મેં જોઇ નથી છતાં મારા ઉપર એનો કેટલો ભાવ છે? ડાહીબા મારી વાતો કરતાં થાકતાં નથી? કોઇનાં વખાણ ન કરવામાં માનતો સુમંત પણ મારાં વખાણ કરે છે? અને વગર જોયે ચંપા મારા ઉપર વારી ગઈ છે? અને ભાઇને માન્યા કહેવડાવવા જેવી મને ધારી લીધી છે?"



## [૨૮]

**રજાઓમાં** પોપટ ઘેર ક્યારે આવે તેની જ કમળા વાટ જોઈ રહી હતી. શહેરમાં ગયે આ રજાઓમાં એને એક સત્ર થયું હતું, તેમાં તો જાણે એને કદી જોયો ન હોય અને કોઇ વિવાહિતા કન્યા

પોતાના અજાણ્યુ ભાવિ પતિને નીરખવા જેટલી ઉત્સુક બને તેટલી જ ઉત્સુક પોપટને માટે કમળા થઈ હતી. એ ઉત્સુકતામાં મોટો ઉમેરો જાણ્યેઅજાણ્યે મોતીરામે જ કર્યો હતો. પોપટ કંઇ કમળાનો ઓછો અજાણ્યો હતો? એનું કોઇ પાસું—રૂપ, રંગ, સિકલ, સ્વભાવ કે પછી જે જે જોવાજાણવા જેવું મનને લાગતું હોય તે—કમળાએ એવું પચાવી લીધું હતું કે એના લોહીમાં ભળી ગયેલું એ પાચન હવે કોઇ રસાયનવેત્તા પણ છૂટું પાડી શકે તેમ ન હતો. છતાં એ જ પોપટને રજાઓમાં કયારે આવે ને જોઈ લઉં એવી ઘટમાળ કમળાના હૃદયમાં ચાલ્યા જ કરતી હતી.

શહેરમાં નિશાળો ઊઘડી ત્યારે મોતીરામ એને મૂકી આવ્યા હતા, અને ત્યારબાદ આ એક સત્રમાં બે વાર એ એકલા અને એક વખત ગજાનન અને તે બંને, એમ ત્રણ વાર એ પોપટને મળી આવ્યા હતા. એ ત્રણે ય વાર ઘેર આવીને મોતીરામે મંછાને કહ્યું: "શહેરની વાત તે શહેરની. આપણે લોકો છોકરાંને બહાર કાઢતાં ફફડી જઇએ છીએ, પણ આપણા પોપટની જ વાત કરું. સોળ વર્ષ આપણી આંખો આગળ રહ્યો પણ આ વખતે એ આવશે ત્યારે તું જ કહીશ કે દેદાર જ સાવ બદલાઇ ગયોને!"

એટલું કહીને મોતીરામ રહી જતા ત્યારે મંછા પૂછતી: "પણ કહો તો ખરા કે એ કેમનો બદલાઈ ગયો છે?"

"એ આવે ત્યારે તું તારી મેળે જ જોજે ને."

"એ તો તમે ના વાત કરી હોત તો હું કાંઈ ન જુઅત?"

વર્ણન કરવાનું આવતાં છાની ધ્યાન દઇને સાંભળતી કમળા તરફ મોતીરામની દૃષ્ટિ જતી અને પછી તો કમળાનું મન ઘણું ય સાંભળવા આતુર હોય છતાં એના પગને સંકોચના માર્યા બહાર ચાલ્યા જવું પડતું.

કેવો બદલાઇ ગયો, કેમનો બદલાઇ ગયો કે શું બદલાઇ ગયો એનું પગની સાથે બહાર નીકળી ગયેલું કમળાનું મન કલ્પનાઓ જ કરતું.

જન્માષ્ટમી ઉપર પોપટનો કાગળ હતો કે નિશાળમાં અઠવાડિયાની રજાઓ પડવાની હતી. મોતીરામે ઘેર આવવા તરત સામો પત્ર લખ્યો

હતો. પરંતુ પોપટે એટલા દિવસ માટે ખાલી નાસાનાસ ન કરતાં પોતે અહીં સારી રીતે પોતાનો અભ્યાસ કરશે એમ સામો જવાબ લખ્યો ત્યારે કમળા તો ખિજાઈ ગઇ હતી. "એની હું વરસાદની જેમ રાહ જોઉં છું ને એને કંઇ પડી જ નથી! એ જબરો ભણનારો ના થઇ ગયો હોય તો! હું કંઇ ભણતી નથી? કંઇ વાંચવાંચ કરે તો જ પાસ થવાતું હશે? હું કે દા'ડે કલાક ય ચોપડી લઇને પલાંઠી વાળીને બેઠી છું? ને છતાં....."

જોગજોગે સુમંત, ડાહીબા અને લલિતા આવ્યાં તે જ ગાડીમાં પોપટ પણ આવ્યો. પોપટ સીધું પોતાને ઘેર જવું કે કમળાને લીધે હા પાડી હતી એટલે એને ઘેર જવું એનો પાકો નિર્ણય ઊતરવાનું સ્ટેશન આવ્યું ત્યાં સુધી કરી શક્યો ન હતો. સ્ટેશન ગામથી અર્ધો માઇલ જ દૂર હતું, એટલે ગાડીમાંથી ઊતર્યા પછી પણ કંઇ નિર્ણય કરવાનો ઝાઝો અવકાશ પોપટને ન હતો. સુમંત આવવાનો હતો એટલે ગજાનને સ્ટેશને ડમણિયું મોકલ્યું હતું. પોપટ આવવાનો હતો એટલે મોતીરામે નોકર મેલિયાને મોકલ્યો હતો. ડમણિયું હાંકીને આવેલો જેશંગ અને બેગ કે થેલી જે હોય તે ઊંચકી લેવા આવેલો મેલિયો, બંને ગાડી આવી ત્યારે સાથે જ ઊભા હતા. આગલા ડબ્બામાંથી પોપટને ઊતરતાં બંનેએ સાથે જોયો—'આવ્યા પોપટભાઇ!' એમ બંને સાથે જ બોલ્યા, પણ પાછલા ડબ્બામાં સુમંત માસ્તરને જોતાં એમના માટે જ ડમણિયું લઇ આવેલો જેશંગ એ તરફ વળ્યો. મેલિયે પોપટ પાસે જતાં કહ્યું: "લાવો પોપટભાઇ, શું શું લેવાનું છે?" અને ગાડી ઊભી રહેતાં પહેલાં બારણા આગળ જ બેગ, બે થેલીઓ અને મુસાફરીમાં પાથરવા માટે લીધેલો નાનો બિસ્તરો લાવી રાખ્યાં હતાં તેને એકે એકે નીચે મૂકતાં મેલિયે કહ્યું: "તમતમારે ઊતરી જાવ પોપટભાઇ, હું મારી મેળે બધું ઉતારી લેવ છે."

રોજ સાંજે નિશાળેથી છૂટી સ્ટેશને ગાડી જોવા આવવા ટેવાયેલાં છોકરાં 'સાહેબ આવ્યા, સાહેબ આવ્યા' એમ બોલી સુમંત સાથે ઊતરેલી લલિતાને કુતૂહલભરી દૃષ્ટિથી "આ કોણ?" એમ નિરખી રહ્યાં હતાં, ત્યાં પોપટ તરફ દૃષ્ટિ પડતાં "પોપટ આવ્યો,

પોપટ આવ્યો" કરતાં એની તરફ ધસી ગયાં. માથા ઉપર બેગ અને બિસ્તરો મૂકી એક હાથમાં બે થેલીઓ અને બીજા હાથમાં ઠાંગ ઝાલતાં મેલિયો બોલ્યો: "ચાલો, પોપટભાઇ."

"લાવને મેલિયા, થેલીઓ તો હું ય ઝાલી લઇશ." એમ છોકરાંની સાથે ભળી ગયેલા પોપટે મેલિયા તરફ નજર કરતાં કહ્યું.

"તમતમારે ચાલોને ભાઇ, હું એ તો બધું લેઇ લેવ છે." મેલિયાએ સ્ટેશનનો ઝાંપો વટાવતાં કહ્યું.

સુમંત ને એ સૌ ડમણિયામાં બેસી ગયાં. જેશંગ હાંકતો જતો હતો, પણ સુમંતે જ પોપટ પાછળ હતો એટલે ડમણિયું ઊભું રખાવ્યું હતું. મેલિયાની પાછળ પોપટને નીકળતો જોઈ સુમંતે બૂમ પાડી: "ચાલ પોપટ, આવી જા."

પોપટ સુમંતથી જરા સંકોચાતો હતો. માસ્તર સાથેના એવા વર્તનથી જ એ નાનપણથી ઘડાઇ ગયો હતો, એટલે સુમંત પાસે એ ભણ્યો ન હતો છતાં એનાથી એ સંકોચાતો હતો. ગાડીમાં પણ 'કેમ સાહેબ!' એટલી ખબર પૂછી ડાહીબાના આગ્રહ છતાં 'ના, પેલા ડબ્બામાં મારો ભાઇબંધ છે' કહી એ જુદો બેઠો હતો. ડાહીબાએ લલિતાને 'ચંપાનો આ ભાઇ થાય' તેમ તે વખતે જ ઓળખાણ આપી દીધી હતી. ચંપા ય ગજાનનના કુટુંબ સાથે વગરજોયે એટલી પરિચિત થઇ ગઇ હતી કે એને જોતાં એણે કહ્યું હતું પણ ખરું કે "વડોદરામાં ભણે છે એ પોપટ જ આ?"

સંકોચને લીધે જ પોપટે ડમણિયામાં બેસવાની ના પાડતાં કહ્યું: "મારે નથી બેસવું, સાહેબ, હું તો ચાલતો આવીશ."

ડાહીબાએ જરા સંકડાઇને જગા કરતાં કહ્યું: "અરે ભાઇલા! તું ય કેવી વાત કરે છે? અમારા ય કંઈ અધોં માઇલ ચાલતાં પગ ભાગી ગયા છે? તારું ડમણિયું ને તું હીંડતો આવે?"

પોપટને મન તો થઇ જ ગયું કે 'બેસી જ જઉં. એક વખત ઘેર તો જતું રહેવાય, પછીની વાત પછી છે.' પણ હૈયામાંથી અવળું જ નીકળી ગયું: "ના, ના, બા! અમે બધા છોકરાઓ વાતો કરતા કરતા આવીએ છીએ."

ડચકારો બોલાવી બળદોને પગની ઠેસ મારી ડમણિયું વહેતું મૂકતાં જેશંગે કહ્યું : "ગજાનન મોટાએ એના સારુ ડમણિયું નથી મોકલ્યું, એના માટે ના દેખ્યો પેલો મેલિયો પેટી ને થેલીઓ લઈને ગયો તે? એ તો બારોબાર ત્યાં જવાનો છે."

ગામની ભાગોળમાં પ્રવેશતાં જ, મહાદેવના ઓટલા ઉપર ભરાયેલા—રોજ ભરાતા ડાયરાએ સુમંતનું સ્વાગત કરતાં કહ્યું : "કેમ આવી પહોંચ્યા, માસ્તર? સૌ મઝામાં છે ને?"

સુમંત જવાબ આપે તે પહેલાં ડાહીબાએ કહ્યું : "ઊભું રાખ, જેશંગ ડમણિયું—મને ઊતરવા દે."

"બધાં મઝામાં છે." ડાહીબાની સાથે સુમંતે પણ નીચે ઊતરતાં કહ્યું.

"કેમ ડાહીબા, શરીર તો છે ને ખબડદાર?" ગજાનને ઓટલાનાં પગથિયાં ચઢતાં કહ્યું.

મહાદેવના દહેરા તરફ આંગળી કરતાં ડાહીબાએ કહ્યું : "ભોળા શંભુની કૃપા અને આપ સૌની મમતા છે, ત્યાંસુધી શરીરને શું થવાનું છે?"

પોતાને પણ ઊતરવું જ જોઈએ એમ માની લલિતા દર્શનમાં બહુ ન માનવા છતાં ડાહીબાની પાછળપાછળ મહાદેવનાં દર્શન કરવા ચાલી. "કેમ લલિતાબેન! તમે ય મઝામાં ને?" ગજાનને કહ્યું.

ડાહીબાએ મોં પાછું ફેરવી ઓળખાણ પાડતાં કહ્યું : "એ ગજાનન મોટા, ચંપાના......"

બે હાથે લલિતાએ એમને નમન કર્યું.

ડાયરાને પરિચય કરાવતાં ગજાનને કહ્યું : "માસ્તરનાં બેન—લલિતાબેન એમનું નામ."

મોતીરામે પણ બધાંની સાથેસાથે ખબરઅંતર પૂછી હતી, પરંતુ એમનું ચિત્ત સ્ટેશનના રસ્તા ભણી હતું. પોપટ આવ્યો કે નહિ? માસ્તરને પૂછવાનું તો એમને મન થઈ ગયું હતું, પરંતુ આવ્યો હશે તો ખબર પડતાં શી વાર? ત્યાં તો એમણે નાળાની પેલી પારથી મેલિયાને માથે કંઈક લઈને આવતો જોયો એટલે શાંતિ વળી ગઈ.

સુમંતના ધર્મ સંબંધી વિચારો ગજાનનને અને ગામના લોકોને સમજાતા નહોતા અને કોકને કદાચ સમજાય તો ય ગળે ઊતરતા ન હતા, છતાં બધા દેવદેવીઓના અસ્તિકોને એના તરફ ઓછું માન ન હતું. સુમંત મહાદેવનાં દર્શન કર્યા વિના ગજાનનની પાસે ઓટલા ઉપર બેઠો એ દરેકના ધ્યાનમાં તો હતું, પણ એને બધા ઓળખી ગયા હતા અને તેની એની સાથે ચર્ચા કરવામાં પણ બાકી રાખી ન હતી, છતાં એમાંથી કોઈ પક્ષે હાર કબૂલ કરી ન હતી. મહાદેવનાં જોડે જોડે ત્રણ દેહેરાં હતાં એ ત્રણેયને પગે લાગી માદીકરી પાછાં ફર્યાં, ત્યાંસુધીમાં તો પોપટનો બિસ્તરો લઇ મેલિયો નજીક આવી પહોંચ્યો.

એને જોતાં જ ડાહીબા બોલી ઊઠયાં : "ગજાનન મોટા! પોપટે તો કંઇ તમારી અત્યારથી સગાઇ કાઢી નાખી ને!"

"કેમ?" ગજાનનથી પુછાઇ ગયું. મોતીરામ પણ વાત સાંભળવા ઉત્સુક થયા.

"કેમ શું? સુમંતે કહ્યું, મેં ય કહ્યું, પણ એ ડમણિયામાં બેઠો નહિ. પછી જેશંગે કહ્યું ત્યારે મને સમજ પડી કે એ તો બારોબાર" —મોતીરામ તરફ નજર કરતાં કહ્યું : "એમને ત્યાં જવાનો છે."

મોતીરામ અને ગજાનન સામસામું જોઇ હસ્યા, ડાહીબાના એક નાનકડા વાક્યથી મોતીરામનો આનંદ ઊભરાયો.

ડમણિયું હજુ ઊભું હતું એ જોતાં જ ડાહીબા બોલી ઊઠયાં : "જેશંગ, તું ઊભો રહ્યો છે? હાંકી જાને ભાઇ, અમારાથી કંઇ ભાગોળેથી ઘેર ચાલીને નહિ અવાય?"

ડાહીબાનું કહેવું વાજબી હતું. બે ડગલાં માટે ચઢવા-ઊતરવા ને બેસવાનો કંઇ અર્થ ન હતો. જેશંગે ડમણિયું હાંકી મૂક્યું. ડાહીબા અને લલિતા નીચે ઊતરતાં ગજાનન પણ 'જે ભોળા શંભુ' કરી ઊભા થયા. અત્યારે એમને ત્યાં જ બધાંનું જમવાનું બનાવ્યું હતું એટલે સુમંતની સાથે ચાલતાં એ બોલ્યા : "ચાલો ત્યારે, એણે સગાઇ કાઢી નાખી હોય તો આપણે પરાણે રાખીને કામે ય શું છે?" અને પાછળ મોતીરામ તરફ દૃષ્ટિ કરતાં જાણે કહેતા ન હોય : "તમતમારે એને લઈ જજો ઘેર. પછી ઘણો ય નિરાંતે જમીને બધાંને મળવા આવશે."

છતાં એમના પિતૃહૃદયે એને એક વખત જોવા રસ્તા ભણી નજર તો નાખી જ જોઈ. કોઈ વિચારમાં એકધ્યાન બનેલાં ડાહીબાએ જાગી જતાં ગજાનનને જોઈ કહ્યું : "ઊભો રહે સુમંત, એ આપણી પાછળપાછળ આવે છે પણ એમને એક વખત પોપટને આંખે જોઈ તો લેવા દે. ગજાનન મોટા ! તમે સાથે નહિ આવો તો શું અમે ઘર દીઠું નથી ?"

ગજાનન હાસ્ય કરતાં બોલ્યા : "એણે તો જાણે સગાઈ કાઢી નાખી, પણ તમે પાછાં એમ કાઢી નાખો તો મારે પંચાત ને ?"

ગજાનનનો એ કુટુંબભાવ હૃદયમાં અનુભવતાં ડાહીબા બોલ્યાં : "તમારી સાથેનો સંબંધ કાલ ઊઠીને બીજે ગામ કદાચ જઈશું તો ય ઓછો જતો રહેવાનો છે ?"

"પણ બીજે ગામ જાવ જ શું કામ ?" ગજાનને કહ્યું.

આટલી વારમાં તો ચારે બાજુ છોકરાં ફરી વળ્યાં હતાં. સુમંત દરેકની ખબર પૂછતો હતો. સામે છોકરાં એની પણ પૂછતાં હતાં.

પોપટને ભાગોળમાં પેસતાં મૂંઝવણ તો થતી જ હતી કે "મેલિયો પેટી લઈ ગયો પણ એકલાં કમળીને ઘેર જતાં પગ કેવી રીતે ઊપડશે ? માસ્તરે કહ્યું ત્યારે જો ડમણિયામાં બેસી ગયો હોત તો કશી પંચાત જ ના રહેત. મેલિયો ય મૂરખો છે ને ? પેટીને એ લેવા આવ્યો'તો કે મને ? પણ હું ય આ છોકરા સાથે વાતો કરવા ના રહ્યો હોત અને તેની સાથેસાથે ચાલ્યો હોત તો કશી પંચાત જ ન થાત. એમ તો કોઈને—કોઈને શાનો ચંપાને જ સ્તો—કહેવા વારો તો ન જ આવત કે હીંડીચાલીને કમળીને ઘેર એ ગયો ? સીધો ઘેર જાઉં તો ય શું ? બોલાવવા કોઈ આવશે તો જઈશ—કાલે જઈશ તો ય શું ? પણ કમળીને કેવું લાગે ? મેલિયાને સામો સ્ટેશને તેડવા તો મોકલ્યો'તો, પછી ત્યારે કેવુંક તેડાવવું'તું કે સીધો ઘેર જતો રહ્યો ? એ ય મારી રાહ જોઈને એવી બેઠી હશે કે હું જઈશ એવી જ એ કહ્યા વિના નહિ રહેવાની કે હું જાણું તારાં બધાં કારસ્તાન—આણું ફરવા કેમ ગયો તે બધું મારી જાણમાં છે. કમળીને કહેવું હશે તે કહેશે પણ હું શું કરું ? આ પાંચસાત દા'ડા રહેતાં જ ભારે પડવાના છે તો બાવીસ દા'ડા તે કેમનો રહું ?"

વિચારમાં ને વિચારમાં એ મહાદેવ નજીક આવ્યો છતાં એણે બેઠેલા ડાયરા સામે ઊંચી દૃષ્ટિ ન કરી. પણ છેવટ એણે મોતીરામને ઊભા થતા જોઇ નિરાંત અનુભવી—એમની સાથે જવામાં કંઈ પંચાત નથી. "આવ્યો ભાઇ, પોપટ!" કહી મોતીરામે એની ખબર પૂછી એટલે એ ઓટલાના પગથિયાં ચઢ્યો. એને ઉપર ચડતો જોઇ વળાંક ઉપર ઊભેલા ગજાનન બોલ્યા: "પોપટ! આવજે ત્યારે મોડો જમીને."

બસ! છૂટ્યો! પોપટે છેલ્લી નિરાંત અનુભવી.

મેલિયાથી ગણેશ મંડાતા હોય તેમ કમળાને લાગ્યું. પગમાંથી જોડા કાઢી બારણું ઓળંગતાં એણે બૂમ પાડી: "કમળાબેન!" કમળા તો એની બૂમ પહેલાં રસોડામાંથી જાણી ગઇ હતી કે મેલિયો આવ્યો. અને એને તો ગાડી ઉપાડ્યાની વ્હીસલ સંભળાઈ ત્યારથી પોપટ સ્ટેશનની બહાર નીકળ્યો, નાળે આવ્યો, એમ ભણકારા વાગ્યા કરતા જ હતા. પોપટ મહાદેવે આવ્યો તેની પણ એને ખબર પડી ગઈ હતી! રસોડામાંથી બહાર આવી ત્યારે મેલિયો થેલીઓ નીચે મૂકી પેટી ઉપરનો બિસ્તરો માથા ઉપરથી ઉતારતો હતો. કમળા રસોડાના બારણામાં ઊભી રહી. મંછા બહાર ભેંસની સેઢ કાઢતી હતી. એટલે મેલિયે પેટીને નીચે મૂકતાં કહ્યું: "કમળીબેન! પોપટભાઇની આ પેટી ને બધું મૂક્યું."

મેલિયે બિચારે આ શબ્દો કોઇ જાતના બીજા ભાવ વિના કહ્યા હતા, છતાં એમાં કમળાને અવનવો ભાવ જણાયો. "રડ્યો મેલિયો ય ઓછો છે! કેવો મોં ઠાવકું રાખીને બોલ્યો—કમળીબેન! કમળીબેનને શું તારું કપાળ કહેવાનું હતું? કમળીબેન કંઇ અજાણી હતી તે કહેવા બેઠો'તો? નીચે બધું મૂકીને જતાંજતાં ના બોલ્યો હોત—પોપટભાઇની આ પેટી ને બધું મૂક્યું—તો તારા કહ્યા વિના મને ખબર ન પડત? લુચ્ચો પાછો મોં એવું ઠાવકું રાખીને બોલ્યો, એના મનમાં જાણે હું કંઈ સમજતી જ નહિ હોઉં."

મોતીરામ સાથે પોપટે આંગણામાં પગ મૂક્યો તે જ ઘડીએ કમળાની ચકોર આંખોએ પોપટને અંદર-બહાર જોઇ લીધો. અને

મોતીરામના ભોળપણુ ઉપર તરત એનું મન હસી ઊઠયું પણુ ખરું : "ક્યાં પોપટ સહેજે ય બદલાયો છે? આંગણામાં પગ મૂકતાં જ એની આંખો અને જોવા કેવી સીધી રસોડાના બારણામાં મંડાઈ ગઇ! હું એની ગત જાણું, તો એ મારી ય જાણે જ ને? બાપુજી બિચારા ઊંધું ઘાલી જોડા કાઢતા હતા ત્યાં સુધીમાં અમારી ચાર આંખોએ કેટકેટલી વાતો કરી લીધી? પેટની પેઠે આંખોને ય ભૂખ લાગે છે એની તો મને આજે ખબર પડી. કદી શરમ છોડી અમે આટલું સામસામાં તાકી રહ્યાં ન હતાં. આંખ એક થઇ–ન થઇ ને પોપટ કે હું નજર ફેરવી જ લેતાં; તેને બદલે આ વખત મારી આંખો નફ્ટ થઇને એના સામું કેટલું તાકી રહી? એણે પણુ બૂટની દોરી છોડતાંછોડતાં ક્યાં તાકી રહેવામાં બાકી રાખ્યું હતું? એમાં પોપટે શું કરે ને હું ય શું કરું? પાંચપાંચ મહિનાની ભૂખી થયેલી આંખો તૂટી ન પડે તો બીજું શું કરે? તૂટી પડીને ય ક્યાં એ કોઇ હતો કે હું પારકી હતી, પણ બાપુજી એ જોઇ ગયા એટલી જ પંચાત. એ પંચાત ઊભી એમણે કરી એમાં બીજું કોઇ શું કરે? પોપટને અહીં ના આણ્યો હોત તો કશી પંચાત ન હતી, પણ એમને તો એ અહીં આવ્યો તેમાં સ્વર્ગ લાગતું હતું એટલું એ ભોગવે. પણ એમણે બિચારાએ ક્યારે જાણીજોઇને ય મોં બગાડયુ'તું? ઊલટી હું શરમાઇ ન જઉં એટલા માટે એ તો મોં ફેરવીને જ બોલ્યા'તા કે "કમળા, પાણીનો લોટોપ્યાલો તો લાવ." પછી હું જ શરમનું પોટલું થઈ ગઇ એમાં એમનો શો દોષ?"



## [૨૯]

**ચંપા** અને લલિતાએ એકબીજાંને નજરોનજર જોયાં ત્યારે બંનેને જાણે પૂર્વે એકબીજાંને દીઠાં હોય તેમ થયું. એક માસના ટૂંકા પરિચય પછી તો બંને વચ્ચે એટલી ગાઢતા બંધાઇ ગઇ કે એ એઉ જુદાં છે કે એમને પરસ્પર કોઈ જાતનો સંબંધ નથી એમ એમનાં

હૃદયને કોઇ વાર મન કહેતું છતાં એકેને માન્યામાં આવતું ન હતું. સુમંત અને ડાહીબાના દોઢબે વરસના પરિચય છતાં એમના આગળ ચંપાની વાચા જે નહોતી ઉઘડી તે લલિતા આગળ સડસડાટ વહે જતી. કોઇકોઇ વખતે એ બંને એટલાં આનંદમાં આવી જતાં કે લલિતાને પણ એ વખતે થઇ આવતું કે આટલો આનંદ રામચંદ્ર સાથે પણ પોતાના પરિણીત જીવનમાં મળ્યો હશે કે કેમ ?

એ વિચાર ઉપરથી જ્યારે લલિતા ચંપાના જીવનના વિચારમાં ઊતરી જતી ત્યારે એને કંપારી આવી જતી હતી. તેણે કલ્પી હતી તેના કરતાં રૂપમાં ને બુદ્ધિમાં ચંપા કેટલી ય વધારે નીકળી હતી. એના હૃદયસરોવરનો એ તાગ લેવા જતી તો એનો પત્તો જ પડતો નહિ. એનું હાસ્ય, એની વાણી, એની સાદાઈ, અરે એનાં ધૂળ ઉપર પડેલાં સ્થૂળ પગલાંમાંથી પણ લલિતાને એક જાતની સોડમ આવતી હતી ! અને એ સર્વનો અર્થ ? આંખો મીંચી ગયા છતાં લલિતાને આવતાં ચક્કર બંધ થતાં નહિ.

"ભાઇ કહે છે એમાં ફેરફાર નથી. હિંદુ સમાજ આંધળો છે એટલું જ નહિ, મૂરખનો સરદાર પણ છે. આજે ધર્મને નામે સંઘરી રાખેલાં રૂઢિનાં મડદાંનો એની પાસે પાર નથી. હિંદુ ધર્મની વિશાળતા, ભવ્યતા અને સહિષ્ણુતાની એક બાજુ જ્યારે સીમા નથી, ત્યારે બીજી બાજુ એના નામે જ સમાજે ઊભી કરેલી સંકુચિતતા, નીચતા અને અસહિષ્ણુતાનો ય પાર નથી. ભાઈ, તારા આ બળાપાની લોકોને કાંઈ પડી નથી. તારી શું પણ ચંપા જેવી હજારો વિધવાઓ જીવતા જીવે મુડદાં બની રહી છે એની પણ એને ક્યાં પડી છે ?

"ચંપા ! બિચારી ચંપા ! એણે કયું સુખ જોયું છે ? લગ્ન વખતે એણે ચોરીમાં વરનો હાથ ઝાલ્યા સિવાય શું જોયું છે ? અને એટલા ગુના બદલ એને આખી જિંદગી રિબાવાનું ? અંગ્રેજ સરકારના રાજ્યથી આપણે જેટલાં નથી રિબાતાં એથી વધારે આપણા સમાજથી રિબાઇએ છીએ, એ ભાઇનું કહેવું શું ખોટું છે ?

"વિધવાના રિવાજ કરતાં સતીનો રિવાજ સારો કે ચિતામાં બળતી વખતે જ બે કલાક જે પીડા પડવાની હોય તે પડે, આની

જેમ આખી જિંદગી રિબાઇરિબાઇને મરવાનું તો નહિ. ને રિબાવા છતાંય કેટલી વિધવાઓ પવિત્ર રહી? પવિત્ર રહેવું, પરાણે સંયમ રાખવો એ કંઈ ભાજીમૂળા ખાવા જેવી સહેલી વાત છે? હિંદુ સમાજ હૈયાફૂટો છે એટલું જ, બાકી એને અનુભવે ય ન સમજાય કે જે રિવાજને ધર્મનો આધાર નથી, અને જે રિવાજને કારણે જ સમાજમાં દુરાચાર વધે છે, એને સંઘરી રાખવાનો શો અર્થ?

"સમાજનો મોટો વર્ગ તો દીઠે રસ્તે ચાલ્યો જ જવાનો. એને સીધે રસ્તે લઇ જવો તે એ રસ્તાના ભોમિયાઓનું કામ છે. પરંતુ એ ભોમિયાઓ ય આજે આંધળા બની જૂને ને જૂને રસ્તે ચાલ્યા કરે છે ત્યાં બીજા લોકોનો શો દોષ? ભાઇના આ વિચારોમાં શું ખોટું છે? ભણેલા લોકો, અનિષ્ટ રિવાજને સમજતા લોકો, અને સારાસારનો વિચાર કરી શકતા લોકો પણ જૂનો—સડી ગયેલો રિવાજ ક્યાં છોડે છે?"

વિચારમાં ને વિચારમાં જાણે સામે જ ચંપા બેઠી હોય તેમ સંબોધીને લલિતા બોલી: "સમજુ લોકો પડ્યા ચૂલામાં ને સમાજ પડ્યો કૂવામાં, તું તો એમનો એ ગંધાતો રસ્તો છોડી જ દે! તારાથી આખી જિંદગી આમ શી રીતે જશે?

"ના, ના, ચંપાની એ સ્થિતિ જ ક્યાં છે? આખો હિંદુ સમાજ જડ તો છે જ અને તેમાં એમની જડમાં જડ નાત. અરે! મારી નાત પણ એના કરતાં ક્યાં ઓછી જડ છે? ભાઇ સિવાય હજુ કોણે ચીલો કાપવાની પહેલ કરી છે? અને ચીલો કાપવાથી આજે એની સ્થિતિ કેવી કફોડી થઇ ગઇ છે? નાતબહાર થયો—અપરિણીત જીવન જીવવાનું થયું અને આખી નાતમાં મૂરખ ઠર્યો એ જુદું! છતાં હું સુખી થઇ છું, ભાઇને ય કંઈ દુઃખ લાગતું હોય તેમ જણાતું નથી, ફક્ત બાને નાત કરતાં પુત્રને પરણેલો જોવાનો અભરખો રહી ગયો. ને તે ય ભાઇ તો કહે છે ને કે રહી ગયો શું કામ માને છે? હું નહિ પરણું એમ મેં ક્યારે કહ્યું છે? પણ બિચારી બાને એ વાત ગળે શી રીતે ઊતરે? નાતમાં સાટા વગર મોટા ચમરબંધીને ય કન્યા મળતી નથી ને ભાઇ તો સાધુ જેવો ગરીબ ને પાછો નાતબહાર. પણ મને

ખાતરી છે ને કે આવડો લાંબો ચીલો કાપનાર ભાઇ કંઇ પોતાના લગ્ન માટે ઓછો નાતબાત જોવાનો હતો?

"પણ ચંપાનું શું ગજું? અમારી નાતને ય ટપે એવી એમની જડ નાત. આખી નાતમાંથી આજ વીસમી સદી સુધી કોઈ એક પણ માણસે દરિયામાં પગ મૂક્યો નથી! શહેરમાં રહેતા શિવશંકરે કોઇ સ્નેહભોજનમાં નાતજાતનો ભેદભાવ મૂકી ભાગ લીધો એવું છાપામાં બીજાનાં નામ સાથે એનું નામ છપાયું એટલામાં તો નાત ભેગી થઇ ત્યારે એનો સવાસો રૂપિયા દંડ કર્યો! અરે, આખી નાતની વાત શું કરવા કરું છું? ગજાનન મોટા જ આજે ગાડીમાં બેસી ઘેર આવે છે ત્યારે પાઘડી એકલી ઊંચી મૂકી સાબેળ નાહી નાખે છે. મેં હમીતે એમને કહ્યું કે 'ગજાનન મોટા! પાઘડીએ શી ગુનેગારી કરી કે એને એકલીને જ નવરાવ્યા વગર રહેવા દીધી?' ત્યારે એ શિવોહમ્ શિવોહમ્ કરતાકરતા કેવા બોલ્યા—'બોન! અમારા વિચાર તો હવે મરીએ ત્યારે જાય તો કોણ જાણે. બાકી, માસ્તર કહે છે એ બધું અમે સમજીએ છીએ, પણ હવે ઘરડે ઘડપણ ગળે ન ઊતરે.' આટલી અસ્પૃશ્યતાની સીધીસાદી વાત એમને ગળે ન ઊતરે તો પછી ચંપાના પુનર્લગ્નની વાત....."

એ વિચારે થથરી ગઈ હોય તેમ લલિતા પથારીમાં સૂતી હતી તે અર્ધી ઊંચી થઈ ગઈ. "ગજાનન મોટાને મોઢે એ વાત જ કેવી રીતે થાય? હું ય એમ ચોખો દાબી જોઉં એવી તો ક્યાં નથી? પરમ દિવસે મેં છાપામાંથી એક ફોટો બતાવતાં કહ્યું કે 'ગજાનન મોટા, જોયો આ ફોટો? બંને નાગરબ્રાહ્મણ છે, પણ આ બહેને પુનર્લગ્ન કર્યું.' જાણે શહેરમાં ભૂલા પડી જતાં કોઈ ખાટકીની દુકાને લટકાવેલ માંસ જોતાં એમને ચિતરી ચઢે, સૂગ આવે અને મનમાં તિરસ્કાર આવે, એમ જ એ ફોટો જોતાં અને મારી વાત સાંભળતાં એમને લાગણી થઈ આવી. અને ઉપરથી નાગરનાતને સંભળાવતાં બોલ્યા એ જુદું—'એ તો આપણી નાત ઊંધી છે. બાકી નાગરને તે ઊંચા ગણે કોણ? એ તો સારું છે કે એણે નાગર બાઇ જોડે પુનર્લગ્ન કર્યું, બાકી એમને તો કોઇ ભણેલી કે રૂપાળી ઢેઇડી મળી જાય તો

ય ઘરમાં ઘાલતાં પાછું વાળીને જોવાની ચિંતા નહિ. તમે બધાં નાગર ને ફાગરને ઊંચા માનતાં હો તો ભલે, બાકી—અમારી નાત જેવી કોઇ નાત જ દેખતો નથી.'

"મને એમની નાતની વાત સાંભળીને બોલવાનું તો મન થઈ આવ્યું હતું, પણ એમની સામે બહુ વાદવિવાદ કરવાનો અર્થ ન હતો એમ માનીને જ હું ન બોલી. એ ચોખ્ખું કહે છે કે હવે સમજીએ તો ય ઘરડેઘડપણ બીજી વાત મગજે ઊતરવાની નહિ, એટલે એમને કહેવાનું ય શું?

"મહાલક્ષ્મીના વિચાર ગજાનન મોટા જેટલા રૂઢિજડ ન હોય, છતાં નાતમાં કદી ન બન્યું હોય તેવું પગલું લેવા એ ય સંમત ન થાય એ દેખીતું છે. ફક્ત જસોદાને સમજાવી હોય તો એ કબૂલ થાય. પણ તે ય કંઇ સુધારો સમજીને તો નહિ જ, ફક્ત ચંપા પ્રત્યેની એની લાગણી એને પિગળાવે એટલું જ.

"ના, ના, લાગણીનો આ સવાલ જ ક્યાં છે? ગજાનન મોટાને, મહાલક્ષ્મીને કે કોઇ પણ માબાપને પોતાની દીકરી પ્રત્યે ઓછી લાગણી હોય? પણ એ લાગણીથી આજસુધી ક્યાં કોઇ પીગળ્યું છે?

"ઊલટું લાગણીને એક બાજુ મૂકી એ પ્રશ્ન આવતાં જ, માબાપ શું કે ભાઇભોજાઈ શું, પરાયાં શું કે ખુદ વિધવા શું— ક્યારે નાકનું ટીચકું ચડાવીને બોલ્યા વગર રહે છે 'કે આપણે કંઈ કણબી–કોળી ભાળ્યાં કે નાતરું થાય?'

"વિધવાને પોતાને પણ આ નથી સમજાતું, ત્યાં બીજાંને શી રીતે સમજાય? ભાઈ પણ એવી જ દલીલ કરે છે ને કે, પડેલાંને જો પોતાનું પતન સમજાતું હોય ત્યારે તો જોઈતું જ શું હતું? આજે પરાધીન હિંદને ગુલામી સમજાતી હોય તો એ ભોગવે જ નહિ. વિધવાને પોતાને જો એ વસ્તુ સમજાતી હોય તો પછી બીજાં ભલેને ન સમજે તો ય એમનું શું વળે?

"પણ વિધવા શી રીતે સમજે? ચંપાને કહેતાં મારી જ શી રીતે જીભ ઊપડે? માબાપ, ભાઇભાંડુ, સગાંવહાલાંનો તિરસ્કાર, વિરોધ અને તે સૌ કરતાં હૃદયને તંગ બનાવી દેતી લાગણી આગળ એ

પગલું ભરવું સહેલું છે? ગજાનન મોટાનું કહેવું સાચું જ છે—સમજવું એ સહેલું છે પણ ગળે ઉતારવું એ કંઈ સહેલું નથી. ચંપાની જ વાત શું કરવા? મારી જ વાત કરું તો—ભાઈની પાસેથી મેં આ જાતની કેળવણી મેળવી જ હતી, છતાં નાતબહાર થયેલા એમની સાથે—એમને જોયા એટલે ગમી ગયા છતાં—લગ્નથી જોડાતાં મનને સહેજ આંચકો તો આવેલો. થયેલું ય ખરું કે નાતબહાર રહી કાયમ પરદેશ રહેવાનું. નહિ નાતમાં આપણે લગ્ન–મરણ પ્રસંગે જવા–આવવાનું, અને આ તો ભાઈની સંમતિ, બા ય મન નહિ તો ય સંમત થયેલી ને પાછું બીજી રીતે નાતમાં એવું સરખું ન મળે તેવું સ્થળ છતાં મનને આટલું લાગેલું. પછી ચંપાને કહેવું કે એમાં શું, માબાપ ભલે સંમત ન થાય, પોતાને યોગ્ય લાગતું હોય તો એ પગલું લેવું જ, એ કહેવું તો સહેલું છે, પણ પગલું ભરવું એટલું સહેલું નથી.

"અને આ પણ હું તો ચંપા જાણે પુનર્લગ્ન માટે તૈયાર છે માનીને વિચારું છું એટલે. બાકી એનો પોતાનો વિચાર હજુ શી ખબર કે શો હશે? એ કંઈ સુધારક વિચારની તો ન કહેવાય. ભાઈને બદલે બીજા કોઈ માસ્તર પાસે છઠ્ઠી ચોપડી ભણવા બેઠી હોત તો આજે એ જે દિશાએ ચઢી છે ત્યાં જવાની જ ક્યાંથી હતી? ચક્રવૃદ્ધિ વ્યાજ શીખત, વર્ગમૂળ કાઢત કે ક્ષેત્રફળના દાખલા ગણી જાણી પાસ થઈ જાત. આ સમાજ, આ આપણી સ્થિતિ અને આવી આદર્શ સ્થિતિ હોઈ શકે એ બીજો એને શીખવે જ શું કરવા? અને ભાઈ પણ ચંપાને બદલે બીજી સાધારણ છોકરી ભણવા બેઠી હોત તો એનામાં આટલું રેડવા જાત છતાં એ ઝીલી જ ક્યાંથી શકત? ચંપા મૂળે બુદ્ધિશાળી અને આ તો ગંગાનું નીર છે, જેટલું ભરી લીધું એટલું ઓછું માની અભ્યાસનિષ્ઠ બની ગઈ એટલે જ એના સુધારક વિચાર; બાકી એના લોહીમાં તો ગજાનનના અને મહાલક્ષ્મીના જ ગુણ ને?...લોહીના વિચાર ન બદલાય એવું તો ઓછું છે? ભાઈમાં અને મારામાં પણ બાનું જ લોહી છે કે બીજું? છતાં ભાઈએ અભ્યાસ અને આચરણથી પોતાનું લોહી ફેરવી નાખ્યું અને પછી એણે મારું લોહી બદલી નાખ્યું. એટલે ચંપાનું લોહી પણ ન

બદલાય એવું તો કંઇ ન મનાય, પરંતુ એ લોહી બદલવું એ ય ભાઇ કહે છે તેમ સહેલું નથી. હું તો અમસ્તી જ મારું લોહી બદલાઇ ગયું માનું છું—મારે તો ન બદલવું હોત તો ય બદલવું પડત એવી પહેલેથી ભાઇની કેળવણી હતી; એટલે મારામાં મારા કરતાં ભાઇનું લોહી જ અત્યારે ય છે એમ કહું તો ચાલે. બાકી લોહી એક બદલાયું છે ભાઇનું જ. ભણવાથી, પુસ્તકો વાંચવાથી કે મોટીમોટી વાતો કરવાથી એ લોહી બદલાય છે એવું ય નથી. ભણવાથી જ જો બદલાતું હોત તો એલએલ; બી. થઇ ગોવિંદલાલ ભાણીના સાટામાં પરણત જ નહિ. પુસ્તકો વાંચવાથી જો લોહી બદલાતું હોત તો આજે સહેજ નવરા પડયા કે તરત ગાડીમાં શું કે બસમાં શું, ટ્રામમાં શું કે ટેક્સીમાં શું, પુસ્તક વાંચવા બેસી જાય છે તેમનું લોહી બગડેલું હોત જ નહિ. અને મોટીમોટી વાતો કરવાથી જ જો લોહી બદલાતું હોત તો આજે હિંદ પરાધીન રહ્યો જ ન હોત. પરંતુ નવું લોહી ભોગ માગે છે અને ભોગ આપવા આજે કોઇ તૈયાર નથી, તેથી આપણા સમાજની અને દેશની આ સ્થિતિ છે, એ ભાઇનું કહેવું યથાર્થ છે.

"આજે ભોગ આપનારા પણ સમાજમાં શોધ્યા જડતા નથી, ત્યાં બિચારી ચંપાની તૈયારી ન હોય તો શી નવાઇ? ચંપાની જ વાત શું કરવા?.....સુધારાનો ઝંડો લઇને ફરતાં આર્યસમાજી કુટુંબો પણ આ પ્રશ્ન આવતાં ચૂપ થઇ જાય છે એ મારા પાડોશનો દાખલો છે કે દૂરનો? રિટાયર્ડ જજ જેવા ભણેલા અને જૂના આર્ય-સમાજના જોગી ગણાય તેવા અણ્ણા સાહેબ પણ ક્યાં એ પગલું ભરી શકે છે? એમની ઉપરવટ થઇ તારાબેન પણ ક્યાં પગલું ભરી શકે છે? એણે પણ ચંપાની પેઠે વરનો ચોરીમાં હાથ ઝાલ્યો છે કે બીજું? પરણ્યા પછી છ મહિને જ એ તો બિચારી વિધવા થઇ. છતાં, શું કરવું તે પ્રશ્નને ટાળવા કે જીવનમાં શાંતિ મેળવવા તારાબેન બિચારાં અભ્યાસ કર્યાં કરે છે. બી. એ. થયાં, એમ. એ. થયાં, વળી બી. ટી. આ વરસે થયાં એટલે પી. એચ. ડી. ના અભ્યાસમાં હવે ગૂંથાયાં છે. પણ એ રીતે એ અભ્યાસ ક્યાં સુધી કરશે? અને કરશે તો ય એથી કંઇ સાચી શાંતિ મળવાની છે? બિચારાં એમનો મેં છેડો જ લીધો ત્યારે

એમણે છેવટે મનની વાત કરી—'જુઓ લલિતાબેન! તમે મને ગમે તેટલું કહો, હું ગમે તે માનતી હોઉં તોપણ અણ્ણા જીવે છે ત્યાંસુધી તો મારાથી કશું ન બને.' એટલા વાક્યથી એમનો કહેવાનો ભાવાર્થ અધૂરો રહ્યો હોય અને ઊંધો અર્થ ન કરી બેસું તે માટે એમણે વધારે સ્પષ્ટતા કરી—'જોજો પાછાં એનો અર્થ એવો ન કરી લેતાં કે અણ્ણા નહિ હોય ત્યારે હું પુનર્લગ્ન કરવાની છું. એ નહિ હોય ત્યારે મારે એ પગલું ભરવું કે નહિ તેનો હું વિચાર કરીશ એટલું જ.'

"તારાબેન જેવાં ભણેલાં, સુધારક તરીકે ઊછરેલાં અને સારાસાર સમજતાં પણ બાપ છે ત્યાંસુધી એનો વિચાર સુધ્ધાં નથી કરી શકતાં તો પછી ચંપા......"

હવે તો ચંપા એ પગલું ભરે જ નહિ એમ લલિતાને સ્પષ્ટ જણાઈ આવતાં એના મગજમાં ચાલતી સંકલના ઘડીભર અટકી પડી. એક વખત પાણીમાં ડૂબકી માર્યા છતાં એનો તાગ ન નીકળે તો બીજી વખત એથી વધુ ઊંડે સુધી જવાની તૈયારી કરી તાગ લેનાર જેમ જોરથી ડૂબકી મારે, તેમ લલિતાએ ઊંડે સુધી એની શક્યાશક્યતાનો વિચાર કરી જોયો. જરા ઊંડાણમાં ઊતરતાં એને નવી દિશા દેખાઇ એટલે લલિતા વળી એ બાજુના વિચારે ચઢી ગઈ.

"કોઈ માણસ અમુક પગલું ભરે કે ન ભરે એ એના ભણતર પર કે બુદ્ધિ પરથી ધારી જ ન લેવાય. આ બધા સવાલ બુદ્ધિ, ભણતર કે ત્રિરાશી મૂકવાના સવાલ નથી. આ બધા પ્રશ્નો હૃદયના છે. અને કોઇના હૃદયનો તાગ કોઇ પામ્યું નથી અને પામી શકે ય નહિ. તારાબેન સર્વ રીતે અનુકૂળ હોય છતાં પગલું ન ભરે અને ચંપા પગલું મૂકવાની જગા ન હોય છતાં કૂદીને ય નીકળી જાય. ચંપા કૂદી જાય માટે તારા કૂદે જ કે તારા ના કૂદી માટે ચંપાથી કુદાય જ નહિ એમ માનવું એ જ ખોટું છે. હૃદયનો સવાલ હોવાથી જ દક્ષિણ આફ્રિકાના રંગદ્વેષથી મોહનદાસ ગાંધી મહાત્મા ગાંધી થયા અને એમના જેવા બીજા બેરિસ્ટરો એ રંગદ્વેષને ગળી જઈ વકીલાત જ કર્યે ગયા. અને બેરિસ્ટર થયા વિના કે સામાન્ય બી. એ. એલએલ. બી. ની ડીગ્રી મેળવ્યા સિવાય એક રવિશંકર મહારાજ જેટલી નહિ

પણ એથી દસમા ભાગની ય દેશસેવા આજના ભણેલાઓએ બતાવી હોત, તો આજે દેશની સિકલ જુદી જ હોત. માટે બેરિસ્ટરો બધા મહાત્મા થઇ શકે છે કે અભણ જ રવિશંકરો થઈ શકે છે એવો કોઈ નિયમ નથી. ભાઇ કહે છે તેમ એ હૃદયનો સવાલ છે અને એને માપવાનો કોઇ નિયમ નથી. એટલે ચંપા પગલું ન ભરે તેમ માની લેવું તે ય સાચું નથી."

ઘડી પહેલાં જે ચંપા ડગ માંડશે જ નહિ એમ લાગતું હતું એ જ ચંપાએ જાણે હમણાં ને હમણાં ડગ ભરી દીધું હોય તેમ ધારી લઇ લલિતા વિચારમાં પડી ગઇ.

"માનો કે એ પગલું ભરવા તૈયાર થઈ, પણ સામે......અરે, એ ભરવા તૈયાર થાય એટલે બસ. પછી બીજું બધું હું ફોડી લેવા તૈયાર છું."

"પણ ચંપાને એ વાત કહેતાં મારી જીભ શી રીતે ઊપડે? ત્યારે એની જીભ પણ મને એવું કહેતાં કેમ કરીને ઊપડે? પણ જીભનું કામ જ આમાં ક્યાં છે? એનું અંતર જ મને આ બધા વિચારો નહિ કરાવતું હોય એમ પણ કેમ ન હોય? અને હજુ શું વહી ગયું છે? મને આવ્યાં તો હજુ બે મહિના થયા. પછી......" પોતાનો પ્રસૂતિનો સમય યાદ આવતાં...... "અને તે પછી હું છ માસ રહેવાની છું ને! એની એટલી બધી ઉતાવળ શી છે?"

એ સ્વપ્ન તો એણે ચંપાને જોયાકર્યા પહેલાંથી જ સેવી મૂક્યું હતું. આમ લલિતાને આ ને આ વિચારો એક યા બીજા રૂપે ચંપાના સહવાસમાં જેમજેમ એના દિવસો વ્યતીત થતા જતા હતા તેમતેમ વધુ ને વધુ આવ્યે જતા હતા. ફક્ત એની જીભ નહોતી ઊપડતી એટલું જ.



## [૩૦]

**પરન્તુ** એક વાર લલિતાને અનુકૂળ તક મળી ગઇ.

એક સવાલ કેટલા ય વખતથી સુમંતને પણ પૂછવાનું ચંપાને મન થયું હતું, પરંતુ એનો શો અર્થ એ ધારી લે તે બીકે જ એણે

પૂછ્યો ન હતો. લલિતા સાથે ગાઢ સંબંધ બંધાઇ ગયો હતો છતાં એક–બે વખત ચંપાને થયું—પૂછું, પૂછું—પણ એ પૂછી શકતી નહોતી. એને ધાસ્તી હતી કે ગમે તેને એ સવાલ પૂછવામાં આવે પણ એનો હું ગમે તે માટે પૂછતી હોઉં તોપણ, પ્રથમ તો અવળો જ અર્થ સૌ કોઈ કરી લે. અને તેમાં ય લલિતા તો પોતાના મનની વાત જાણે કઢાવવા ફરતી હોય તેમ એ પ્રશ્ન વિષે સમય આવતાં ચર્ચા તો કરતી હતી, એટલે અવળો અર્થ કરી જ લે તે વિષે ચંપાને શંકા જ ન હતી. છતાં કોઇ કોઇ ચર્ચાનું વાતાવરણ એવું બની જાય છે કે એના આવા શંકા ઉપજાવતા, ધાસ્તી ઉપજાવતા અને બીજી વખતે કેમે ય કરતાં ન પૂછી શકાય તેવા પ્રશ્નો આપોઆપ વિચાર ન હોય તો ય પૂછી જવાય છે.

એવી જ એક ચર્ચા દરમ્યાન ચંપાએ લલિતાને સ્વાભાવિક પૂછ્યું: "આજકાલ આ બધા લખનારાઓ વિધવાવિવાહની તરફેણ કરે છે, તો એમાંના કોઇએ વિધવા સાથે લગ્ન કર્યું છે?"

વિધવાવિવાહના કેસની દલીલ માટે લલિતા આવા કોઈ સવાલની જ ચંપા પાસે આશા રાખી રહી હતી. ચંપાની બીજી વાતચીત ઉપરથી પણ લલિતા જાણી તો ગઇ જ હતી કે સુમંતે એની આગળ આ પ્રશ્નની ચર્ચા કરી નથી. અને તેમાં ય આવો સામાન્ય પ્રશ્ન સુમંતના વિદ્યાર્થીને ઊઠવો જ ન જોઇએ એવી લલિતાને ભાઈના શિક્ષણ ઉપર શ્રદ્ધા હતી, એટલે તેણે માની જ લીધું કે સુમંતે આ વિષય ઇરાદાપૂર્વક ચંપાને ભણાવ્યો નથી એ ચોક્કસ. ફક્ત એણે સામાજિક વિષયનાં પુસ્તકો આપ્યાં હતાં, તેમાંથી ચંપાએ જે કાંઇ ગ્રહણ કર્યું હોય તે જ.

સુમંતની સાથે જે વિષયમાં ચંપા અખાડામાં ઊતરી જ ન હતી તે વિષયમાં એને મહાત કરવી એ લલિતાને મન રમતવાત હતી. એને પોતાને નવી દલીલો ખોળવા જવાની જ ન હતી, સુમંતની દલીલો જ રજૂ કરવાની યોગ્ય તક એને મળી ગઇ, એટલે એ પછી બાકી જ શું કામ મૂકે? કોઇ સામાજિક વિષયની ચર્ચા કરવા ભેગી થયેલી સભા આગળ કે વિધવાવિવાહની ચર્ચા કરવા મળેલી સ્ત્રીઓની સભામાં મુખ્ય વક્તા તરીકે લલિતાને બોલવાનું હોય અને જે શ્રદ્ધાથી

એ શરૂઆત કરે તેમ એણે ચંપાના એક સાધારણ પ્રશ્નના જવાબમાં શરૂ કર્યું.

"ચંપા! આજ ભાઇ પાસે બે વર્ષ ભણ્યા પછી તારે આ સવાલ પૂછવો પડે તો, હસી ન કાઢતી, પણ મારે જો સર્ટિફિકેટ આપવાનું હોય તો, તું કશું ભણી જ નથી એવું આપું. વિધવા-વિવાહની તરફેણ આજના લખનારાઓ નવી કરે છે કે એ વિચાર એમણે શોધ્યો છે એમ માનવું એ જ મોટામાં મોટી ભૂલ છે. અને ભાઇ તો કહે છે કે આજના આ લખનારાઓ પણ બિચારા એનો પક્ષ લઇને એવું માની બેઠા છે કે અમે આ નવા—આગળપડતા સુધારાની વાત કરીએ છીએ. વિધવાવિવાહ એ તું માનતી હોય કે લખનારા માનતા હોય તેમ નવો રિવાજ નથી. એ તો પ્રાચીન કાળનો છે—રામાયણ-મહાભારતના સમયમાં પણ એ હતો."

ચંપા એ સાંભળીને ચોંકી, અને જેમજેમ લલિતાએ પોતાના વ્યાખ્યાનમાં પ્રાચીન કાળના વિધવાવિવાહના દાખલા આપવા માંડ્યા તેમતેમ એ વધુ ને વધુ ચમકતી ગઈ. ભગવાન રામચંદ્રે સતીઓ લેખાતી તારા અને મંદોદરીનાં પુનર્લગ્નો કરાવેલાં. ઋતુપર્ણ રાજાએ દમયંતીના પુનર્લગ્ન માટે જ સ્વયંવર ગોઠવ્યો હતો. પછી તેમાંથી બાહુક સ્વરૂપે નળ મળી આવ્યો તે દમયંતીની ચતુરાઇથી બન્યું હતું.

લલિતાના એ વ્યાખ્યાને ચંપા ઉપર એટલો પ્રભાવ પાડ્યો, કે વચમાં એકે શબ્દ બોલ્યા વિના કેવળ આશ્ચર્યના ચમકારા અને નવી વાત જાણવાના સંતોષના ભાવો દર્શાવતી જ તે ચૂપ બેસી રહી.

એ વ્યાખ્યાન સાંભળીને ચંપા વિચારવિવશ સ્થિતિમાં ઘેર ગઇ.

બીજી બાજુએ ધૂનનો એક નાનોસરખો કીડો લલિતાના મગજમાં ચંપા વિષેની બાની વાતો સાંભળીને અને ચંપાના પોતાના પત્રો વાંચીને ભરાયો હતો—'ચંપા ભાઇ સાથે પુનર્લગ્ન કરે તો?' તે કીડો આગળ વધ્યે જતો હતો અને લલિતાનું મગજ ફોલી ખાઇ રહ્યો હતો. અને એ વિચારમાં ને વિચારમાં એને ઊંઘ પણ નહોતી આવતી; અને, ભૂખતરસને તો એ ભૂલી જ ગઇ હતી. રસોઈ કરતાંકરતાં ય એની એ ધૂનમાં બે વખત મીઠું, મરચું કે મસાલો કોઇ વખત નાખી

હેતી તો વળી કોઇ વખત સાવ ભૂલી પણ જતી.

રસોઇ કરવામાં એક્કો ગણાતી લલિતાની આ ભૂલો જોઇ સુમંત જમતી વખતે કહેતો પણ ખરો : "લલિતા તને ભૂત વળગ્યું લાગે છે."

હસીને લલિતા સામો ઉત્તર આપતી : "હું ક્યાં ના કહું છું! ભૂત વળગ્યું છે તો વળગ્યું જ છે."

"એવું જબરું ભૂત ક્યાંથી વળગ્યું છે?"

"એ શું તમે નથી જાણતા? તમે જ મને ભૂત વળગાડ્યું છે ને!" લલિતાએ હસીને પણ શરમાઈ જતાં આડું મોં કરી લેતાં કહ્યું.

"હા, હા, યાદ આવ્યું." હસી ન જવાય માટે મોંમાં ભાતનો કોળિયો મૂકી દઇ સુમંતે કહ્યું.

મનની વાત જાણી જતાં ભાઇને વાર લાગતી નથી એટલે પોતાના મનનો ભાવ એ જાણી ગયા કે શું, એમ શંકા થતાં ખાતરી કરવા લલિતાએ પૂછ્યું : "લો, યાદ આવ્યું હોય તો કહો જોઇએ, કયું ભૂત?"

"કહું?" ખુલ્લું હસી પડતાં સુમંતે પૂછ્યું.

"હા, હા, કહો." ટટાર થતાં જોસમાં ને જોસમાં લલિતાએ કહ્યું.

"જોજે પાછી હોં, ભડકતી નહિ."

"સાંભળવા તો હું બેઠી છું, પછી ભડકું શા માટે?—કહી નાખો ને!"

"કહું?"

"જાવ, મારે નથી સાંભળવું. તમે જાણતા જ નથી."

"લે સાંભળ ત્યારે." એટલું કહી સુમંત અટકી ગયો.

"કેમ કહેતા નથી? કહી નાખો ને."

"કહું જ? મેં વળગાડેલા ભૂતની જ વાત કહું ને?"

"બીજા ભૂતનું મારે કામે ય શું છે?"

"જોજે ત્યારે કહું છું—ભડકતી નહિ—બહાર ભાગતી નહિ." પ્યાલો હાથમાં લઇ ઊભા થઇ જતાં સુમંતે કહી નાખ્યું : "રામચંદ્ર!"

"રામચંદ્ર!"—સુમંતના એ શબ્દનો પડઘો—પોતાના પતિના

નામનો પ્રતિધ્વનિ લલિતાના હૈયામાં ગુંજતો હતો, ત્યારે બહાર સુમંત કોગળા કરતાંકરતાં ગળામાંથી નીકળતા ખડ્ ખડ્ ખડ્ અવાજ દ્વારા કહી રહ્યો હતો: "કેમ પકડાઈ ગઇ ને? એમનાથી છૂટી પડીને આવી છે એટલે મન ત્યાંનું ત્યાં હશે એટલે મીઠું બમણું નંખાઇ જાય તેનું કયાંથી ભાન રહે? મેં જ ભૂત વળગાડયું છે, પણ એ ભૂતથી તું સુખી તો છે જ ને?"

પ્યાલો મૂકવા સુમંત અંદર આવ્યો ત્યારે લલિતા એના સામું જોતાં જ શરમની મારી ગૂંચળું વળી ગઇ, અને એ કંઇ બોલ્યા વિના બહાર ચાલ્યો ગયો. એની ધૂને અંદરથી ધક્કો મારતાં કહ્યું: "બોલ ને, બોલ! એને પણ મોઢા ઉપર ચોડવાનું જ હતું કે તમે મને ભૂત વળગાડયું છે એવું તમને હું ના વળગાડું તો યાદ રાખજો ને!"

પણ એ ધૂનના કીડાને જરા ઠંડો પાડી લલિતાનું હૈયું ભાઈના પ્રેમમાં તરબોળ થઈ ગયું. "મારો ભાઈ! કેટલી બેનોને આવો ભાઇ મળ્યો હશે? મને ભૂત વળગાડવા, મારું જીવન સુખી કરવા એણે શું શું કર્યું? અને બદલામાં એનું પોતાનું જીવન? હું તો એને ત્યજીને ગઇ જ—આ કયાં સુધી પહોંચીપહોંચીને પહોંચશે? પછી એનું કોણ? પણ એને એની ક્યાં પડી છે? બસ, એને બીજાના ને બીજાના જ વિચાર! ચંપાના દુઃખ વિષે એનું અંતર કેટલું વલોવાય છે? મેં સહેજ એટલું જ કહ્યું કે ચંપા જેવી આજે કેટલી વિધવાઓનું જીવન એળે જતું હશે, તેમાં એણે એને થતું કેટલું દુઃખ દેખાડયું—'લલિતા! તારા ગયા પછી છેલ્લાં બે વરસમાં મેં જે સંસ્કૃતનો અભ્યાસ વધારી આપણી સંસ્કૃતિને સમજવા વધારે ને વધારે પ્રયત્ન કર્યો છે, તેમતેમ મને લાગતું ગયું છે કે આજે જેને આપણે આપણો ધર્મ કહીને પાલન કરીએ છીએ તેને અને આપણા સાચા ધર્મને કંઈ સંબંધ નથી. આપણો ધર્મ આપણે સમજ્યા જ નથી. એને પચાવીને સમજાવનારા સાચા બ્રાહ્મણો આપણી પાસે છે નહિ. આજે આપણે એવા ગંદા સામાજિક કાદવમાં ખૂંચી ગયા છીએ એટલે જ પશ્ચિમના સુધારાઓને સંસ્કૃતિ કહીએ છીએ અને એનાથી અંજાઇએ છીએ, પરંતુ આપણી સાચી સંસ્કૃતિ જેણે પચાવી છે એવા આપણા

વિવેકાનંદ અને આજના સર સર્વપલ્લી રાધાકૃષ્ણનથી પશ્ચિમને કબૂલ કરવું પડયું છે કે હિંદની સંસ્કૃતિ તેજસ્વી છે. એ સંસ્કૃતિના આપણે વારસો છીએ! અને એવા આપણી પાસે છે ધર્મથી હજારો જોજન દૂર લોકાચારની અંધ રૂઢિઓ. અને એ અંધ રૂઢિઓથી આજે હિન્દુ સમાજ જીવતે નરક ભોગવી રહ્યો છે અને ચંપા જેવી કરોડો વિધવાઓને ધર્મના કોઇ પણ આધાર વિના હિન્દુ ધર્મના નામે જ આજે સમાજ રૌરવ નરકમાં નાખી રિબાવી રહ્યો છે. ચંપાને જોઉં છું ને મારા અંતરમાં શું શું થાય છે એ હું જ જાણું છું. હું એના પરિચયમાં જેમજેમ આવતો જઉં છું તેમ-તેમ મારું હૈયું જે વલોવાઇ રહ્યું છે તેનું લલિતા! હું તારી પાસે કયા શબ્દોમાં વર્ણન કરું? છેલ્લા થોડા માસથી તો મને થાય છે કે હું હવે એને ભણાવવાનું, એના પરિચયમાં આવવાનું બંધ કરું તો સારું. કોઇકોઇ રાત તો આવી ને આવી આંખો મીંચ્યા વગરની જાય છે, ત્યારે મને થાય છે કે હવે આ ગામ છોડીને જતો રહું તો સારું. પણ હું શિક્ષક થયો છું—આદર્શ શિક્ષક થવાની ઇચ્છા રાખું છું ને ભણવા આવનાર ગમે તે વિદ્યાર્થીને મારાથી કહેવાય જ કેમ કે હું તને નહિ ભણાવું? આ ગામ છોડીને જઉં તો ય ચંપાઓ તો ગામડે ગામડે પડી છે, એટલે એમનાથી દૂર હું કયાં નાસીને જવાનો હતો? લલિતા! ખોટું ન લગાડતી, એના લગભગ બે વરસના પરિચયથી હું ખાતરીથી કહું છું કે એને ગૃહિણી થવાનું મળ્યું હોત તો એ તારા કરતાં પણ ચડે એવી ગૃહિણી થઇ હોત અને એની બુદ્ધિ ને તંદુરસ્તી પીને ઊછરેલાં બાળકો......પણ લલિતા, એ વાત મને હવે આગળ ન કહેવરાવીશ. હિંદુ સમાજે આજે એની જે સ્થિતિ કરી છે તે એને ગળે ટૂંપો દે તો હું એને સારું માનું. ચંપાની જ આ સ્થિતિ છે કે એ એકલી જ આવી હોશિયાર છે એમ નહિ, પણ એનું દુઃખ, એની લાગણીઓ, એની બુદ્ધિ મને જાણવા મળ્યાં છે એટલે મારી સમક્ષ એની આકૃતિમાં હિન્દુ સમાજની વિધવાઓ એક-કતાર થઇ ઊભી હોય તેમ લાગે છે.'

"બિચારો ભાઇ! ભોળો ભાઇ! એને હું વિધવાના પ્રશ્ન વિષે કોઇ વખત પૂછું છું, ચંપાના દુઃખ વિષે કોઇ વખત પૂછું છું અને

કોઈ વખત એને એના પોતાના લગ્નના પ્રશ્ન વિષે પૂછું છું—યોગ્ય વિધવા હોય તો પોતે વિધવાવિવાહ કરે કે નહિ એવો થોડી સાવચેતી રાખી હું પ્રશ્ન કરું છું, પણ મારા એ જુદા જુદા અંકોડા એણે ભેગા કર્યા હોય તેમ લાગતું નથી. ચંપાની પસંદગી વિષે મારે એની પાસેથી જાણી લેવું જોઈએ એમ માની પૂછ્યું ત્યારે એણે એને એક આદર્શ ગૃહિણી થાય એટલી ઊંચી સ્થાપી. મેં કહ્યું કે આજે તો કોક બહુ ભણેલા ને શહેરોમાં રહેતા જ એવું પગલું ભરવા તૈયાર થાય પણ એમને તો અંગ્રેજી ભણેલી અને ટાપટીપવાળી જોઈએ ત્યાં ચંપા બિચારી......મારે એમ કરી એમની પાસે જે વાત કઢાવવી'તી તે એ બોલી જ ઊઠ્યા: 'ચંપા બિચારી છે જ નહિ. એને ગૃહિણી તરીકે પસંદ ન કરનાર જ કદાચ હૈયાફૂટો હોય.' મને તે ઘડીએ જ કહેવાનો તો ભાવ થઇ ગયો'તો કે 'તમે જ હૈયાફૂટા છો' ત્યાં......પણ એમણે મને કહ્યું—'જો લલિતા! આ પ્રશ્ન મેં કદી એના આગળ છેડ્યો નથી અને તું છેડતી નહિ. એક વખત જો તેં એના જીવનમાં આ પ્રશ્ન ઊભો કરી અસંતોષ ઊભો કર્યો, તો એના દુ:ખને ધીરજ આપનાર જે ટેકો છે તે સમૂળગો તૂટી પડશે. મોટીમોટી સુધારાની વાતો કરતાં કુટુંબો જે પગલું નથી ભરી શકતાં તે ગજાનન મોટા જેવા—ગાડીમાંથી આવીને નાહી નાખતા પુરુષ પાસે રાખવી એ આપણને એ વસ્તુ ગમે તેટલી સારી લાગતી હોય તોપણ વધારે-પડતી છે. નાની નાત, કેળવણીના સંસ્કાર ઓછા અને તેમાં ય આવો હજુ એક પણ પ્રસંગ કદી બન્યો નથી, ત્યાં એ ઇચ્છવું—ને તે ય ગજાનન મોટા પાસે—કદી શક્ય નથી. બાકી, ચંપાની લાગણી તને તો તું આજ આવી એટલે થવા માંડી, પણ મેં તો એ માટે ચોમેરનો વિચાર કરી જોયો છે.'

"ભોળા ભાઈ! તેં વિચાર જ કરી જોયો છે; ત્યારે મને તો ભૂત વળગ્યું છે. અને તને વિચારમાંથી જે રસ્તો ન જડ્યો તે મારું ભૂત શોધી કાઢવા મથી રહ્યું છે. તને જ્યાં ચંપા માટે રસ્તો દેખાતો નથી ત્યાં મારે કાઢવો છે. ફક્ત એ પહેલાં મારે તારો વિચાર—તું ઊંધતો જ રહે તેમ જાણી લેવો હતો. અને તે મેં જાણી લીધો છે. તું નિશ્ચય

કરે તો બા ના પાડે તોય વળે એમ નથી, એ તો હું જાણું છું. છતાં એમને મેં જણાવી રાખ્યું હોય તો એ ખરે વખતે કામ લાગે માટે મારે પૂછી જોવું છે એટલું જ."

આમ સુમંત જમીને ગયા પછી લલિતા પોતાની ધૂનમાં એવી એકતાર થઇ ગઈ કે મહાદેવથી ડાહીબાએ આવી એને બોલાવી ન હોત તો એ જાગત જ નહિ.

ડાહીબાએ પણ સુમંતની માફક રસોડામાં ડોકિયું કરતાં કહ્યું : "લલિતા, તને આ શું થઇ ગયું છે? ઢાંકણું નીચે પડયું છે ને દાળની તપેલી ઉઘાડી પડી છે."

"ભૂત વળગ્યું છે." લલિતાએ સ્વસ્થ થતાં કહ્યું.

"બળ્યું તારું ભૂત!"

"બળ્યું શું, તમને પણ ના વળગાડું તો જોજો ને!"

એટલામાં તો ચંપાએ ઉંબરમાં પગ મૂકયો એટલે કોણ આવ્યું એ જોવા ડાહીબાએ પાછળ મોં ફેરવ્યું અને તરત બોલ્યાં: "તારું એ ભૂતબૂત જે હોય તે આને વળગાડજે!"

ચંપાને જોતાં જ હસી પડી લલિતા બોલી: "એને તો હું વળગાડવાની જ છું."



## [૩૧]

**માણસના** મનના વિચારો એક રીતે કૂતરા જેવા છે. 'હડેહડે' કરીને કાઢી મૂકયા છતાં, લાકડી લઇને તગડી કાઢ્યા છતાં કે પાંજરામાં પૂરી દૂર મૂકી આવ્યા છતાં જેમ કૂતરાની જાત ફરીફરીને પાછી આવ્યા વિના રહેતી નથી તેમ મનમાં એક વખત વિચારે આસન મૂકયું કે પછી બસ. પછી એને તમે ગમે તેટલી વાર હાંકી કાઢો પણ એ વિચાર વળીવળીને પાછો આવ્યા વગર રહેવાનો જ નહિ.

પોતાને જે વિચારનું ભૂત વળગ્યું હતું તે લલિતાએ ડાહીબાને વળગાડયું. એ વાત ડાહીબાએ સાંભળી ત્યારે એમણે લલિતાની બધૂ

કાઢી નાખી હતી. પોતે વિધવાવિવાહમાં માનતાં હોય કે ન હોય, સુમંત એમનો રોકયો રહેવાનો હોય કે ન હોય, પોતાનું સારું દેખાય કે ન દેખાય એ વિચાર ડાહીબાને આવતાં પહેલાં ગજાનન મોટાના કુટુંબની સ્થિતિએ એમના મગજનો એટલો સજ્જડ કબજો લઇ લીધો કે લલિતાની વાત સુધ્ધાં એમનાથી સહી ન શકાઇ.

સારું હતું કે આ વાત કરતાં પહેલાં લલિતાએ બારણું બંધ કરી સાંકળ મારી હતી. બાકી એમને એ ય શંકા જાત કે આ મહા ભયંકર અનર્થ કરનારી વાત પવન બહાર તો નહિ લઈ ગયો હોય? છતાં પોતે બેઠાં હતાં તે ભીંતે તો સાંભળી લીધી હતી એટલે તેને દયામણું મોં કરી વિનવણી કરતાં હોય તેમ એ ભીંત સામું ડાહીબા થોડી વાર તાકી રહ્યાં—'જોજે હોં, આ વાત તારે કાનેથી કોઇને કાને ન જાય.'

જાણે એ ભીંતે એમના સવાલનો પ્રત્યુત્તર ન આપ્યો હોય—'ના, ના, ડાહીબા! તમે નચિંત રહેજો. અમે કંઈ તમારા માનવી જેવાં હલકી હોજરીનાં ઓછાં છીએ કે અમારાં પેટમાં વાત ન રહે?'

એટલાં નચિંત થયા પછી, બારણાંની સાંકળ બરાબર બંધ છે એમ ખાતરી કરી લીધા બાદ ડાહીબાએ મોં ઉઘાડયું: "લલિતા! તું મારી દીકરી હોય તો આજ મને વાત કરી તે કરી..." ડાહીબા આગળ બોલવા ગયાં પણ મોંમાંથી અવાજ ન નીકળ્યો.

લલિતા પણ એમની મુખમુદ્રા જોઈ સિયાવિયા થઇ ગઈ. એ આંખો સામું તાકી રહેવું એને ભારે થઇ પડતાં પોતે મોટો ગુનો કર્યો હોય તેમ ગરીબ મોં કરી લલિતા નીચું જોઇ ગઇ.

વિચારના હુમલાની મગજમાં કળ વળતાં ડાહીબાએ લલિતાની પીઠ ઉપર હાથ ફેરવતાં કહ્યું: "જો બેટા! તેં વાત કરી તે હું સમજું છું. સદ્બુદ્ધિથી તેં તો મને કહ્યું, પણ...પણ" જાણે જોડેના ઘરમાં ખેદાનમેદાન કરતો અગ્નિ ભડભડાટ સળગી રહ્યો હોય અને મકાનનો કાટમાળ તૂટી પડતાં અંદરનાં માણસો તેમાંથી બચવા ત્રાસાત્રાસ કરી મૂકતાં હોય તેવો આબેહૂબ ચિતાર ડાહીબાની દૃષ્ટિ

સમક્ષ આવીને ઊભો રહેતાં એમનું હૈયું વલોવાઇ ગયું. એ વલોવાતા હૈયામાંથી એમનો અવાજ આવ્યો: "લલિતા! લલિતા! મારી દીકરી થઇને તને એ વિચાર જ ક્યાંથી આવ્યો? કોકના ઘરમાં દેવતા મૂકવાનું – કોકનું શાનું – એણે આપણામાં ને એનામાં ભેદ જ ક્યાં રાખ્યો છે? પોતાનાં માની એણે આપણને ઘર સોંપ્યું ત્યારે આપણે એનું ઘર સળગાવી મૂકીએ – એમને જીવતાં સળગાવી મૂકીએ ત્યારે આપણે તે માણસ કે રાક્ષસ?"

ડાહીબાને આમ જ્યારે ગજાનનના કુટુંબનો વિચાર જ આવ્યા કરતો હતો ત્યારે લલિતા ઉપર ચંપાનો જ વિચાર સવાર થયો હતો. સુમંતે પણ એને એ વાત જ કહી હતી અને ડાહીબાના લાગણી-પ્રધાન હૈયાએ પણ એને એ જ કહ્યું. એ પોતે પણ એ વસ્તુ નહોતી સમજતી એમ નહિ, છતાં એનું હૈયું એમાંથી માર્ગ શોધવા તરફડતું હતું. એણે ડાહીબાનો ચહેરો જરા મૃદુ થતાં કોટે વળગી પડતાં કહ્યું: "બા! તારા અંતરની એક વાત કહીશ?"

"મારા અંતરની જ આ વાત મેં કહી છે."

"એ તો મેં સાંભળી."

"ત્યારે?"

"ખિજાઇશ નહિ ને?"

"છોડી! છોડી!" જાણે બારણે કોઈ કાન દઇને સાંભળતું તો નથી એમ શંકા જવાથી એ તરફ, લલિતાનો પોતાને ગળે વળગેલો હાથ દૂર કરતાં જોઇને ડાહીબાએ કહ્યું: "તેં આ વાત કોઇને કરી નથી ને?"

"ના."

એના એ શબ્દથી પૂરી ખાતરી ન થઇ હોય તેમ ડાહીબાએ પોતાને ગળે હાથ મૂકતાં લલિતાને કહ્યું: "મૂક જોઇએ મારા ગળે હાથ."

લલિતા આશ્ચર્ય પામતાં બોલી: "મારો તને આટલો યે વિશ્વાસ નથી, બા?"

"તારો વિશ્વાસ?" ડાહીમા ગળગળાં થઈ ગયાં: "તારો

વિશ્વાસ મને ન હોય ? પણ તેં આજ એવી વાત કરી છે કે જો એ કોઇ જાણી જાય તો પણ આપણે ધરતીમાં પેસી જવું પડે. ગજાનન મોટાએ અને મહાલક્ષ્મીએ આપણને સારાં માણસ જાણી સંગ કર્યો. અને આપણે એમને......" ડાહીબાનું ગળું રૂંધાઇ ગયું.

થોડી વાર બેઉમાંથી કોઇ ન બોલ્યું. લલિતાએ છેવટે કહ્યું : "તારી વાત હું બધી સમજું છું. છતાં એક વાતનો તારે મને જવાબ આપવો પડશે જ."

"હજુ તારા મનમાંથી એ વિચાર જતો નથી ?"

"જાવ છે."

"તો ?"

"એક જ વાત મારે પૂછવી છે."

"શી ?"

"ચંપા સુખી થાય તે તને ગમે......?"

"કેવી ગાંડી વાત કરે છે ! ચંપા સુખી થાય એ મને ન ગમે ? એના સુખ માટે તો હું તું કહે તે કરવા તૈયાર છું. પણ......"

"એ ફરી લગ્ન કરે એ તને ન ગમે, એમ ને ?"

"મને શું અમને જૂના વિચારનાં કોઇને ન ગમે."

"અંતરથી ન ગમે કે મનથી ?"

ડાહીબા વિચારમાં પડી ગયાં. લલિતાને અંતરની વાત જ જાણવી હતી. એણે ફરી પૂછ્યું : "સાચું કે'જે બા, મારે તારા અંતરની વાત જાણવી છે."

"અંતરને ગમે એ બધું ય ઓછું આપણાથી કરાય છે ?"

"કરવાની વાત હું નથી કરતી."

"ત્યારે એ જાણીને શું કરવું છે ?"

"ના, પણ મારે એ જાણવું છે જ."

"બેટા ! જે વાત કદી બને એવી નથી, એ જાણીને તારે શું કામ છે ?"

"જો બા !" ટટાર થતાં લલિતાએ કહ્યું : "તમારાં બધાંનો વિચાર ન હોય તો હું જાણીને શું કરવાની હતી ? છતાં મારે એટલું જાણી લેવું છે કે અંતરમાં તને એ ગમે છે કે નહિ ?"

ગમે તેવી વિશ્વાસુ કે પેટમાં રાખે તેવી ભીંત હોય પણ તેને ય આ તો કહેવા જેવી વાત ન હોય તેમ ડાહીબા બહુ જ ધીમેથી પૂરું લલિતા પણ ન સાંભળી શકે તેમ બોલ્યાં : "જો બેટા ! ચંપા ફરી પરણે એ મને તો શું પણ ગજાનનને ય અંતરથી ન ગમે તેવું તે હોતું હશે ? પણ આપણો ધર્મ......"

બીજો વખત હોત તો લલિતા ક્યારની ય ઊકળી ઊઠી હોત કે, 'બળ્યો તમારો એ ધર્મ !' પણ અત્યારે માના અંતરની વાત એને જાણી લેવી હતી એટલે વચ્ચે બોલીને અંતરાય ન નાખતાં એ સાંભળી રહી.

ડાહીબાએ આગળ કહ્યું : "મારું મન ગમે તેટલું ના ઇચ્છતું હોય પણ અંતર સુમંત અને ચંપાની જોડી જોઇ કેટલું હરખાય, એ બેટા, મારો જીવ જ જાણે. પણ.......

"બસ ! મારે એટલું જ જાણવું હતું." ચંપાએ સ્વસ્થ થતાં કહ્યું.

જાણે ભૂલભૂલમાં ન કહેવા જેવી વાત કહેવાઇ ગઇ હોય તેમ ડાહીબા ઘડી પહેલાંનું અંતર ભૂલી વ્યવહારની ભૂમિકાએ આવી પહોંચીને આકુળવ્યાકુળ થતાં બોલી ઊઠયાં : "લલિતા ! મેં તને અંતરની વાત શું કરવા કહી તે તું જાણે છે ને ?"

નીચેની જમીન તરફ હાથનો ઇશારો બતાવતાં લલિતાએ કહ્યું : "અહીં દાટી દેવા."

"જોજે પાછી હોં."

છેલ્લી ચેતવણી આપતાં હોય તેમ ડાહીબા બોલ્યાં : "જો બેટા ! હું ઘરડી છું, જૂના વિચારની છું, અને બ્રાહ્મણની અસ્ત્રીનું મારા કોઠામાં લોહી છે, એટલે મારે મોંએ તો હું હસીને એ કબૂલ ન કરું. છતાં સુમંતનું દરેક પગલું કચવાતા મને હું કબૂલ કરું છું તેમ આ ય કબૂલ તો કરું. પણ આ મારો, તારો કે સુમંત એકલાનો સવાલ નથી, પણ આપણામાં જેમણે વિશ્વાસ મૂકયો તે ગજાનન મોટાના કુટુંબનો—એક પેઢીનો નહિ પણ ઇકોતેર પેઢીનો સવાલ છે. તું તો હજુ છોકરવાદ છે એટલે આજ તો બોલી તે બોલી પણ હવે એ વાત કોઇને—પોતાના મનને ય ન કરતી."

લલિતાને હવે કંઇ પૂછવાનું હતું નહિ એટલે માતાની શંકાનું

વિશેષ નિવારણ કરતાં એણે કહ્યું: "માન કે હું ના કરવા જેવો વિચાર કરી બેઠી, પણ તારો સુમંત તો કંઈ બધો વિચાર ન કરે એવો નથી ને?"

સુમંતની વાત આવતાં અને એ પગલું એને ભરવાનું છે એ વાતનો એમને ખ્યાલ આવતાં ડાહીબાના હૈયાને એકદમ ટાઢક વળી ગઈ, અને એમણે કહ્યું: "સુમંત તો એ પગલું ભરે જ નહિ. એ એવું લગ્ન ન કરે એમ તો હું નથી કહેતી, પણ આવો વિશ્વાસઘાત એ ન કરે એની તો મારા અંતરને સત્તર આની ખાતરી છે."

હસીને લલિતા મનમાં ગણગણી: "પણ મારે તારા સુમંત પાસે પગલું ભરાવવું હોય ત્યારે ને?" અને પ્રકટ રીતે એણે કહ્યું: "સુમંતની એટલી બધી ખાતરી છે ત્યારે પછી મારી તને શી ચિંતા છે?"

જે વાતને ડાહીબાએ લલિતાને મનમાંથી કાઢી નાખવાની સલાહ આપી હતી, તે જ વાત ડાહીબાના મગજમાંથી હાંકી કાઢવા છતાં નીકળતી નહોતી.

"જોવા જઈએ તો લલિતાને વિચાર ખોટો આવ્યો નથી. ચંપા અને સુમંતની જોડી—વિચારમાં ને બધી રીતે સારી ગોઠે એવી છે." સુમંતની ધૂનનો વિચાર આવતાં એમને થયું: "એને તો બસ ચંપા જેવી કોઈ હોય તો જ પહોંચે, બાકી નબળીપાતળીનું તો એ સાંભળે જ નહિ." વળી ચંપા તરફ મન જતાં એમને થયું: "એના જેવી લાયક બીજી કોણ મળવાની હતી? મને તો એ પછી કંઈ કામ જ ન કરવા દે. અત્યારે ય રોજ કહ્યા જ કરે છે ને કે લલિતાબેનની તમારે શી પંચાત છે—હું બાર વરસની બેઠી છું ને, બધી ઊઠવેઠ કરનારી! ને એનું કામે ય પાછું કેવું ચોખ્ખું! વાસણ એણે માંજીને મૂક્યાં હોય અને આપણે જોયાં હોય તો જાણે હસતાં ન હોય તેમ ખિલખિલાટ કરતાં હોય છે! એની રસોઈની સોડમ તો ઢાંકણું બંધ હોય તો ય તરત જણાઈ જાય. વળી એનું મોઢું ય જ્યારે જુઓ ત્યારે આનંદી ને આનંદી! બોલે છે તો ય મોંમાં પાણી આવી જાય તેવું મીઠું! અને 'બા' કહીને બોલાવે છે તે ય કેટલા વહાલથી! હું એની કાયમની 'બા' થઈશ કે શું?"

અને ભૂલથી કોઇ વૈષ્ણવ વિચારમાં ને વિચારમાં ખાટકી બજારમાં થોડાં ડગલાં મૂકયા પછી જાગી જતાં મૂઠીઓ વાળી રોષ, તિરસ્કાર અને શ્વાસ રોકી પાછો નાસે તેમ ડાહીબા વ્યવહારુ વિચારમાં આવતાં પોતાની જાત ઉપર રોષે ભરાઇ જતાં.

"રડયા મનને ય ખરાબ વિચાર કરતાં રોકવામાં ન આવે તો ના કરવાના વિચાર જ કર્યા કરે. લલિતાએ તો છોકરવાદીમાં વાત કરી પણ હું ય કેવો વિચાર કરું છું! ચંપામાં ગમે તેટલું ડહાપણ હોય, એનું દુઃખ જોયું ન જતું હોય કે અંતર પણ હા કહેતું હોય, છતાં એમ મનમાં વિચાર આવે તેમ કાંઈ ચલાય? એક જણના સુખ સારુ આખા કુટુંબની ઇકોતેર પેઢીઓ ડૂબે તેનું શું? ના, ના, એ વાત તે કંઇ બનતી હશે?"

આમ ઘડીમાં ડાહીબાના વિચાર એક બાજુ નમે કે તરત સામું પલ્લું પાછું પોતાના તરફ એમને ખેંચે. ક્ષણ પહેલાં એમને જે સોનું લાગતું હોય, તે બીજી ક્ષણે પિત્તળ બની જાય. છેવટે થાકીને સાચા-ખોટામાં પડયા વગર એક નિર્ણય ઉપર આવી જાય કે એ ગમે તેમ હોય પણ કદી બને જ નહિ. અને જાણે એ નિર્ણય છેવટનો હોય તેમ પોતાના એ વિચારને મગજમાંથી એવો હડસેલીને કાઢે કે પછી જાણે હવે એને પેસવા જ ન દઉં! પણ એ ધકેલી મૂકેલો વિચાર પાછો આવીને એવો ભરાઇ જાય કે એમને ખબરે ન પડે કે એ કયારે આવ્યો, કયાંથી આવ્યો! એમને પોતાને પ્રવાહ ઘસડે તો ય ઘણા વખત સુધી એમને ખબર ન પડે.

આમ છેલ્લા એક મહિનાથી—લલિતાએ એ ભૂત એમને વળગાડયું ત્યારથી એવું વળગ્યું હતું કે એ નહોતું ઠરીને બેસતું કે નહોતું એમને ઠરવા દેતું.

છેવટે એ વિચારને ઓળખી જતાં ડાહીબાએ એને કાઢવાની મહેનત માંડી વાળી: "કૂતરાની જાતને ગમે તેટલી વાર હાંકી કાઢો પણ એ પાછું આવ્યા વગર રહેવાનું નહિ, તેવો જ આ રડયો વિચાર છે. કાઢીએ ત્યાં સુધી જાય, અને આપણી સહેજ શરત બીજે હોય કે આવીને પેઠો જ છે!"



[૩૨]

**ડાહીબાએ** ઘણું ય લલિતાને કહ્યું હતું કે એ વાત મનમાંથી કાઢી નાખજે, પણ એ વાત લલિતાના હાથમાં રહી જ ક્યાં હતી? ડાહીબાનું કહેવું એ બરાબર સમજી હતી, ગજાનનના કુટુંબની પાયમાલી એને સ્પષ્ટ જણાતી હતી, અને એટલે જ એ વાત લલિતા મનમાંથી જેમ નહોતી કાઢી શકતી, તેમ ચંપાને ય નહોતી કહી શકતી.

એ પ્રશ્ન ચંપા આગળ શી રીતે મૂકવો તે જ લલિતા વિચારતી હતી. એ પોતે ગામડામાં ઊછરી હતી, એને ગામડાનો સારી રીતે અનુભવ હતો, એટલે એ જાણતી જ હતી કે લગ્ન વિષેના પ્રશ્નના સવાલ–જવાબ ગામડાની કન્યાના મોંમાંથી વ્યક્ત થાય એ વાતને સો ગાઉનું છેટું, ને તેમાં ય ચંપા—વિધવાના મોંમાંથી એ અવાજ કઢાવવો એ તોતિંગ દરવાજા તોડનાર ઘાનું પણ ગજું નહિ. એ પ્રશ્નને વાચા હોય જ નહિ, એને અંતરથી જ ઓળખ્યો ઓળખાય. ચંપાનું એ અંતર લલિતા એને જોયા પહેલાં પામી ગઇ હોય તેમ અહીં આવતાં પહેલાં એ વિચારે એના મગજનો કબજો લઇ લીધો હતો. આજે એ પ્રસૂતિના ખાટલામાં પડી હતી છતાં એ વિચાર એનો કેડો નહોતો મૂકતો એટલે અંતરની વાત લલિતાને ન સમજાઈ હોય તેમ બને જ શી રીતે? છતાં લલિતાને ઇચ્છા હતી કે એના અંતરે એક વખત પોતા આગળ વાચા લેવી જોઇએ.

ડાહીબાની માંદગી વખતે જેવા ધામા ચંપાએ ત્યાં નાખ્યા હતા તેવા જ ધામા આજ વીસ દિવસથી એણે ફરી એ ઘરમાં નાખ્યા હતા. લલિતાની પ્રસૂતિનો ખાટલો જે દિને ઢળાયો તે દિને ચંપાએ પોતાની પથારી પણ એની પાસે જ કરી. અને તે દિવસથી સુમંતે પણ "વૈકુંઠ નાનું અને ભગતડાં ઝાઝાં," માની પોતાના લબાચા—પોટલા ઘરની સામે, ફક્ત વચલો રસ્તો ઓળંગી આવેલા સ્વામીનારાયણના મંદિરમાં નાખ્યા. જમવા પૂરતો એ ઘરમાં આવતો, અને એ સમયે જ લલિતાની તબિયત જોઇ એના પાસામાં પડેલી છોકરીના મુખ સામું જોઇને બહાર ચાલ્યો જતો.

વીસમે દા'ડે એ અસ્પૃશ્ય મટી સ્પૃશ્ય બની હતી. માણુસોને અડકવાનો આજે એને અધિકાર મળ્યો હતો. એક સાથે બે પ્રસૂતિઓમાંથી સફળ થઈને બહાર નીકળતી હોય તેમ એને લાગતું હતું. શારીરિક પ્રસૂતિ પછી ઉછેરની જે ખરી કાળજી રાખવાની હોય છે તેની જ લલિતાને હવે ચિંતા થતી હતી. એટલા માટે જ એણે ચંપાને વાચા બોલાવી હતી.

જે વાચાને તોતિંગ ઘા પણ તોડી ન શકે તેને સહેજમાં તોડવાની કળા લલિતાને આમ આપોઆપ કેવી રીતે સ્ફૂરી એની પોતાને પણ ખબર ન પડી. અને એ કળા—આપકળા એને માતા થતાં પહેલાં કદી ન જ સ્ફૂરી હોત એમ પણ એને સમજાતું હતું.

જે હૈયું વર્ષોથી—જન્મોથી ઝંખતું હતું, એ આજે અનાયાસે એને લાધ્યું હોય તેટલો આનંદ લલિતાને હતો. એ આનંદને વ્યક્ત કરવાનો મોકો પણ એને એટલો જ વહેલો મળી ગયો.

ડાહીબા રાત્રે જમીપરવારીને બહાર નીકળતાં પહેલાં લલિતાને કહેતાં ગયાં: "જો બેટા! હું—અમે—મહાલક્ષ્મી, જસોદા બધાં શિવરાત્રી છે એટલે મહાદેવે ભજનમાં જઈએ છીએ. ચંપાને ય આવવું'તું પણ મેં જ ના પાડી. તું હજુ સુવાવડી કહેવાય. તારી પાસે એક માણસ તો જોઈએ જ. એટલે સૂઈ જાવ ત્યારે બારણું બંધ કરીને સૂઈ જજો. અમે તો બાર–એક વાગ્યા સોરા આવીશું."

ભજનમાં ન જઈ શકાવાથી દુ:ખ થયું હોય તેમ ચંપાએ ઘરમાં પેસતાં લલિતાને કહ્યું: "આજે તેં મારો ખરો પ્રસંગ બગાડ્યો."

પરસોતમ ભગત આખા જિલ્લામાં શિવપાર્વતીનું ભજનરૂપે આખ્યાન કહેવામાં પ્રખ્યાત હતા. ગામેગામથી એમના ઉપર તેડાં આવ્યા જ કરતાં. પાંચ વરસ ઉપર એમણે અહીં શિવરાત્રી ઉપર ભજન કર્યું હતું તે પ્રસંગ આજે ફરી આવ્યો હતો. લલિતાને પોતાને ય જવાનું તો મન થઈ ગયું હતું, પણ પ્રસૂતાનો ધર્મ એને રોકતો હતો. એટલે ચંપાના કચવાટને એમણે સ્વીકારતાં કહ્યું: "ચંપા! ભગવાન કરશે તો હું પાછો કોક દા'ડો બદલો વાળી આપીશ તો."

"શાનો બદલો?" ચંપાએ સ્વાભાવિક પૂછ્યું.

"કેમ ? તું કહે છે ને કે મેં તારો પ્રસંગ બગાડયો......"

"તે બગાડયો સ્તો. આખું ગામ આજે ભાગોળે ભેગું થશે ત્યારે......" આગળનું વાક્ય ગળી જઇ ચંપાએ કહ્યું : "લલિતા, તારી જગાએ જસોદા હોત અને મારી સગી બાએ કહ્યું હોત તોપણ......પણ ડાહીબાએ કહ્યું ત્યારે એકદમ તો મારાથી ના પડાઈ જ ગઈ. પરંતુ એમણે જ્યારે બીજું વાક્ય કહ્યું—'ચંપા, તારે જવું હશે તો મારો કંઈ તારા ઉપર હકદાવો ઓછો જ છે ? હું ઘેર રહીશ ત્યારે......' તે ઘડીએ મને અંતરમાં શું થયું છે તે મારું મન જાણે છે. એમણે મને તે ઘડીએ બે ધોલ મારીને કહ્યું હોત કે, 'કેમ છોકરી ના કહે છે ? તારે રહેવાનું છે જ' તો મને ઊટલો આનંદ થાત. પણ એમણે તો ઉપરથી 'મારો તારા ઉપર કંઇ હકદાવો છે ?' એમ કહી મને પરાઇ જ ગણી કાઢી ને ? હું ય સોનું જમવાનું હોય તો ય એ જતું કરી તારી પાસે રહું એવી છું, પણ પરસોતમ ભગતનું એ ભજન તેં સાંભળ્યું નથી. ભાવ સાથે એ એકલા વગર કપડાં બદલ્યે, ઘડીમાં પાર્વતીના, ઘડીમાં શંભુના, તો ઘડીમાં ઉમાને શંકરની ધૂન છોડી દેવા સમજાવતાં માબાપના હાવભાવ એવા આબેહૂબ બતાવે છે કે એમના મોઢા આગળ નાટકવાળા પણ શું કરતા હતા ! પાંચ વરસ ઉપર મેં એ જોયું છે પણ આજે ય સહેજે ભુલાયું નથી. એટલે જ મારાથી ડાહીબાએ કહ્યું એવી ઝટ ના કહી દેવાઈ."

"બાએ છોને તને પરાઇ ગણી, પણ હું તને ક્યાં જુદી માનું છું જ ?" પોતાના મનના ભાવને વ્યક્ત કરતાં લલિતાએ કહ્યું.

"તેં ય મને જુદી માની ત્યારે જ મારે આટલું કહેવું પડયું ને !" ખોટું લાગ્યાથી પડી ગયેલા મોંએ ચંપાએ જવાબ આપ્યો.

"મેં તને પરાઇ માની ?" લલિતા ચંપાના કહેવાનો ભાવાર્થ ન સમજતાં આશ્ચર્ય પામતાં બોલી.

"તેં નહિ ત્યારે મેં ? હમણાં જ તેં કહ્યું એ કેવું ?"

"હમણાં મેં શું કહ્યું ?" જાણે એ કહેલું નીચે પડયું હોય તેમ એ તરફ જોતાં લલિતાએ પૂછ્યું.

"કેમ? તેં હમણાં ન કહ્યું કે કોક દા'ડો બદલો વાળી આપીશ? હું આ બધું કરું છું તે પોતાનું માનીને નહિ, પણ બદલો લેવા, એમ જ તેં માન્યું ને?"

ચંપાનો ભાવાર્થ સમજી જતાં એને ઊભી થઈ વળગી પડતાં લલિતા બોલી: "તું ય અવળો અર્થ કરે છે ને!"

"અવળો શાનો?"

પોતાની સાથે ખાટલામાં ચંપાને બેસાડતાં લલિતાએ કહ્યું: "અવળો નહિ ત્યારે બીજું શું? મેં એનો બદલો વાળી આપીશ જ એવું ક્યારે કહ્યું છે?"

"ત્યારે શું કહ્યું છે?"

"મેં તો એમ કહ્યું કે, ભગવાન કરશે તો...કોક દા'ડો..."

"પણ ભગવાન શું કરવાનો હતો?"

"કેમ શું કરવાનો હતો? મારા જેવી તને માંદગી..." એટલું કહેતાં ઘોડિયામાં સુવાડેલી છોકરી તરફ લલિતાથી સ્વાભાવિક ઇશારત થઇ ગઇ.

પણ આ શું? લલિતાના ખોળામાં માથું નાખી દઇ ચંપા એકદમ હૈયામાં માય નહિ એટલાં ડૂસકાં કેમ ભરવા લાગી? એ પોતે એનું રોવું ખાળવા મથતી હતી છતાં રોકયું રોકાતું કેમ નહોતું? એને પોતાને ય ખબર નહોતી કે એના હૈયામાં આટલું ભારે રુદન છુપાઈ રહ્યું હતું. સારું હતું કે ફળિયામાં કોઇ હતું નહિ, બાકી એનાં ડૂસકાંનો અવાજ ચોખ્ખો બહાર સંભળાતો હતો.

લલિતા પોતે ય એકદમ વિમાસણમાં પડી ગઇ. એને પોતાને અંતરમાં ઘણું થયું કે આવો આઘાત લાગે તેવી વાત પોતે એને કહી જ શા માટે? બિચારી એ પોતાના વૈધવ્યે મરી જ રહી હતી ત્યાં આ ચાબખો એનાથી વેઠાય નહિ એ પોતાને સૂઝયું જ નહિ? અને એની આંખમાંથી ટપ ટપ કરતાં એ ગુના બદલ પ્રાયશ્ચિત્ત કરતાં આંસુ ટપકીને ચંપાની માફી માગતાં હોય તેમ એના માથા ઉપર ટપકવા લાગ્યાં. પરંતુ હૈયાનો બંધ તૂટતાં ચંપા એમાં એવા વેગથી તણાઇ રહી હતી કે લલિતાનાં ટપકતાં આંસુ એને રોકવા અસમર્થ

હતાં. પોતાનું પ્રાયશ્ચિત્ત એટલેથી પૂર્ણ નહિ થાય એમ માની લલિતાના હૈયાએ પોતાની પાળ પણ તોડી નાખી. અને પછી તો ભાગીરથી સ્વર્ગ-માંથી મહાદેવની જટા ઉપર પડવા માંડે તેમ ખળખળ કરતો લલિતાના આંસુનો આખો દરિયો ચંપાના માથા ઉપર ઠલવાઇ ગયો.

ડૂસકાં હજુ રોકાતાં ન હતાં છતાં જાગી જતાં ચંપા લલિતાના ખોળામાંથી માથું એકદમ ઊંચું કરી બંને હાથે એને ગળે વળગી પડી. એની એ સ્થિતિમાં એ ઘડીએ ચંપાથી ભીને ગળે માંડ બે શબ્દ બોલાયા : " લલિતા ! બેન ! "

વર્ષાનાં વાદળ ઘનઘોર ચડી, ગાજી ને મનમાન્યું વર્ષી બે ઘડીમાં જાણે આકાશમાં તેમનું અસ્તિત્વ જ ન હોય તેમ અદૃષ્ટ થઇ જાય, તેમ ચંપા અને લલિતા પોતાનું અંતર હલકું કરી હંમેશની જેમ સ્વસ્થ થઈ ગયાં.

ચંપાના હૈયાનાં બારીબારણાં એટલાં ઉઘાડાં પડ્યાં હતાં કે એના ખૂણાખાંચરાની પડેલી રજ સુધ્ધાં લલિતાને ચોખ્ખી દેખાતી હતી.

પોતાની વીસ વાસાની છોડીને ધવડાવીને ચંપાના ખોળામાં મૂકતાં, જેમ કોર્ટમાં સાહેદીની જુબાની લેતાં પહેલાં સોગન લેવડાવવામાં આવે કે હું પ્રભુ માથે રાખીને કહીશ, તેમ લલિતાએ ચંપાના હૈયાની વાચા ઉઘાડતાં પહેલાં કહ્યું : " ચંપા ! સોગન લે."

ઘડી પહેલાંની ડૂસકાં લેતી જાણે એ ચંપા જ ન હોય તેમ મીઠું હસી એ બોલી : " શાના સોગન ? "

" એ પછી વાત. પ્રથમ તું સોગન લે."

" પણ શાના ? "

" તારા ખોળામાં છે એના."

" જા, જા, આજ તો બોલી, પણ કોઈ દાંડો ભૂલેચૂકે બોલતી નહિ. કોઇના નહિ ને આ છોડીના સોગન ? " ખોળામાં સૂતેલી છોકરી સામે જોઈ રોષ બતાવતાં ચંપાએ કહ્યું.

" પણ મારે તારી પાસે એના જ સોગન લેવડાવવા છે."

" મારે નથી લેવા, પછી ? "

"હું જાતે દઈશ, પછી ?"

"એમ તો તમે કૂવામાં પડવાના સોગન દો એટલે કાંઈ એ પાળવાના હોતા હશે ?"

"પણ હું ક્યાં કહું છું કે તું પાળજે ?"

"પણ તમારે સોગન દઈને શું કરવું છે ?"

"તે વાત પછી. તું એક વાર સોગન લે છે કે નહિ ?"

"લેવડાવશો જ ?"

"હા, બોલ : આ છોડીને ખોળામાં રાખીને હું કહું છું કે જે પૂછશો તે હું સાચું કહીશ."

"પણ પૂછવાનું શું છે ?"

"મારે જે પૂછવું હશે તે."

"ને ના લઉં તો ?"

"મારે તને સોગન દેવા પડશે."

"જાવ, જે પૂછશો તે કહીશ, પછી ?"

"કહીશ નહિ, લુચ્ચી ! સાચું કહીશ એમ બોલ." લલિતાએ ચંપાના ગાલ ઉપર ટપલી મારતાં કહ્યું.

"પણ મારે સાચું કે ખોટું કહેવાનું જ શું છે ?"

"નહિ કહેવાનું હોય તો હું પૂછવાની ય શું છું ?"

"લ્યો, સાચું કહીશ, થયું ?"

અને પછી ચંપાની જે વાચા ઊઘડી તે લલિતા અને એ બે જ જાણે ! ચંપાને પોતાને ય સમજાયું નહિ કે વાણીથી એ પોતાનું આખું ય હૈયું શી રીતે ઠાલવી શકી. લલિતાને ય સમજાયું નહિ કે ચંપાનું હૈયું ખોલવાની આ ક્ષણો એને ક્યાંથી જડી ગઈ !

પણ માનવીનાં હૈયાં ઊઘડે કે વાચા લે, છતાં સમાજના જડ, પોલાદી ને નિષ્ઠુર ચોકઠામાંથી એ ચસકવાનાં ક્યાં હતાં ?

સુમંતે કહ્યું હતું કે 'ચંપાને એ દિશા જ ન બતાવવી.'

ડાહીબાએ કહ્યું હતું કે 'એ વાત અહીં જ દાટી દેજે.'

અને ચંપા ય એ જ કહેતી હતી કે 'જેવા લખ્યા લેખ.'

છતાં લલિતાનું ભૂત એટલું જ મક્કમ હતું કે 'એ લેખ પર હું મેખ મારું ત્યારે જ ખરી !'



# [૩૩]

ત્રણ માસથી ચંપા શૂન્યમનસ્ક બની ગઈ હતી. જે વિદ્યા મેળવીને એ દુઃખી જીવનમાં સંતોષનું જળ સિંચવા માગતી હતી, તે જ વિદ્યાએ સંતોષને બદલે અસંતોષની હોળી પ્રગટાવી હતી. વિદ્યા કરતાં લલિતાએ એ જવાળા વધુ ચેતાવી હતી એમ પણ ચંપાના મનને લાગતું. છતાં એના હૈયાને એટલી ધારણા હતી કે ગમે તેણે એ જવાળા ચેતાવી હોય પણ એ પવિત્ર હતી, એમાં બળીને ભસ્મીભૂત થવું એ અધર્મ ન હતો.

ત્રણત્રણ માસથી, સુમંતની ઓચિંતી બદલી થતાં, ચંપાના હૃદયમાં એટલું મંથન ચાલતું હતું કે એ બંધ ન થાય તો અગર એ મંથનના માખણનું તાવીને ઘી કરવામાં ન આવે તો એની શી સ્થિતિ થશે તે કલ્પવું અશક્ય હતું. વૈધવ્યના ઘામાંથી એ બેઠી થઈ શકી હતી, પરંતુ આજે એના અંતરમાં બીજો પડેલો ઘા રુઝવનાર કોઈ દેખાતું ન હતું. એ ઘા કોઈને બતાવાય તેમ ન હતો એટલે કકેકાણે ગૂમડું ને સસરો વૈદ્ય, એવી દશા હતી.

સુમંતની બદલી થતાં ગામનો કાળો કાગડો ય કકળ્યો હતો. પણ વહાલામાં વહાલા સ્નેહી જનનું મૃત્યુ વિસરાય છે તો સુમંતના જવાનું દુઃખ ગામ ભૂલે તેમાં નવાઈ ન હતી. છતાં સુમંતની બદલી બંધ રખાવવા પ્રયત્ન કરનાર, એને અહીં કાયમ રહેવા સમજાવનાર, એની વિદાય વખતે આંખમાં પાણી લાવનાર, એ સૌ આજે અંતરમાં કંઈ જ દુઃખ અનુભવતાં ન હતાં. ફક્ત એની વિદાય દિવસેદિવસે ભુલાવાને બદલે વધુ ને વધુ અંતરમાં સાલતી જતી હોય તો તે ચંપાને.

લલિતાને સુમંતની બદલી થતાં પોતાની બાજી ઊંધી પડતી લાગી હતી. સુમંતને સુધ્ધાં ખ્યાલ ન હતો કે એની બદલી થશે. દસદસ વર્ષ સુધી એક જગાએ રેઢિયાર થઈ જતી શાળાની ખાના-ખરાબી કરી નાખનાર શિક્ષકને બદલવાની તસ્દી ખાતું લેતું નથી, તો ત્રણ વરસ થતાં સુમંતને વગરમાગણીએ કોણ બદલે? પરંતુ સુમંતના કામની કદર કરીને—પૈસાથી નહિ પણ વધારે કામ

સોંપીને—બીજા તાલુકામાં સાવ પાયમાલ થઇ ગયેલી નિશાળમાં એને સુધારવા માટે મૂકવામાં આવ્યો. સુમંત પણ પૈસાની આશા ક્યારે રાખતો હતો? એ તો ગામડામાં, પછાત પ્રજામાં, જ્યાં સૌથી વધારે જરૂર હોય તે સ્થળે ખૂંપી જવા માગતો હતો. એના દિલને અહીંની માયા છોડતાં દુ:ખ થતું હતું—લોકોએ ઇન્સ્પેક્ટર પાસે જઇ એની બદલી બંધ રખાવવાની માગણી પણ કરી હતી, છતાં સુમંતે ત્યાં જવાની પોતાની ફરજ માની 'સંન્યાસીઓ તો ફરતા ભલા' એ લાગણી સાથે ગામલોકોનો એ સ્નેહ પાછો ઠેલ્યો. લલિતાને થયું કે ક્રૂર વિધાતાએ જાણીજોઇને પોતાની બાજી ઉથલાવી પાડી હતી. ચંપાની સાથે આ અંગત પ્રશ્નમાં એ હજુ અર્ધે સુધી માંડ આવી હતી, ત્યાં એકાએક છૂટા પડવાનું થયું. છતાં એના ભૂતે જતાં જતાં જેટલું શક્ય હતું તે સર્વ કરી છૂટવામાં બાકી રાખ્યું ન હતું. એ આખું અઠવાડિયું ચંપાએ અને એણે જે સવાલજવાબ કર્યા હતા એ એક રીતે આખા વર્ષમાં પણ થયા હોત કે કેમ એ કહેવું મુશ્કેલ હતું.

એમની છેલ્લી વિદાય વખતે આંખો લૂછતાં લલિતાએ કહેલું: "ચંપા! મને ભૂલી તો નહિ જાય ને?" સુમંત પાસે જાણે શબ્દ ન હોય તેમ ઊંચો હાથ કરીને એણે મૌનમાં કહ્યું હોય તેમ—"ચંપા! જો મારાથી પગલું ભરાય એવું હોત તો આજ સુધી તારો આ દયામણો ચહેરો હું જોઈ ન રહ્યો હોત." ડાહીમાનો ગળે ડૂમો ભરાયેલો અવાજ—"ચંપા! બેટા! આવજે હોં!" આ સર્વ ગઇ કાલની વાત હોય તેમ ચંપાથી ભુલાતું નહોતું.

એક રીતે એ વિચાર કરતી તો એને પોતે વેઠી રહેલી યાતનામાં નિર્બળતાની જ નિશાની લાગતી. એને પોતાને દેખાતી સર્વ મુશ્કેલીઓના સવાલજવાબ લલિતા સાથે થઇ ગયા હતા. શંકાકુશંકાઓનું પણ નિવારણ થઇ ગયું હતું. ફક્ત બાકી હતું એણે પોતે પગલું ભરવું કે નહિ તેનો નિશ્ચય કરવાનું. અને એની એ મુદત પણ દહાડેદહાડે થતી જતી હતી. લલિતાએ જતી વખતે કહ્યું જ હતું કે, "ચંપા! પગલું ભરવું કે ન ભરવું એ તારે પોતાને જ જોવાનું છે. આ વાત આપણે બે જ જાણીએ છીએ. ભાઇ કે બા, એમાંથી કોઇ જાણતું નથી.

જોકે મેં બંનેનાં અંતર તો જાણી લીધાં છે, એટલે તારે એ બાબત કશી ચિંતા કરવાની છે નહિ. હું ચાર માસ હજુ રહેવાની છું. એટલા વખતમાં જો તું નિર્ણય ઉપર આવી જાય તો મને લખજે—લખે નહિ ને સીધી આવી પહોંચીશ તો ય હું બેઠી છું ને! પછી હું સાસરે જઈશ. માટે તારો જે વિચાર હોય તે મને જણાવી દેજે, એટલે એમને જાગ્રત કરતી જઉં. બાકી, એ તો ઊંઘે છે જ—આપણે બેએ એ દાટી દેવી, જાણે એ વાત થઈ જ નથી."

લલિતાની આ મુદતના ત્રણ માસ તો ગયા હતા. ફક્ત એક માસ બાકી હતો, છતાં ચંપા કોઈ જાતના નિર્ણય ઉપર આવી શકી ન હતી.

પગલું ભરવામાં કોઈ જાતનો અધર્મ નથી એવી તો એને ખાતરી થઈ જ ગઈ હતી. પુનર્લગ્ન કર્યા છતાં જે ધર્મે મંદોદરી અને તારાને સતીને સ્થાનેથી પદભ્રષ્ટ કરી નથી, એને બીજી સતીઓ જેટલી જ પવિત્ર અને ઉચ્ચ ગણી છે, તે જ ધર્મ પુનર્લગ્ન કરવાની ના કહેતો હોય તે બને જ નહિ એની ચંપાને સંપૂર્ણ શ્રદ્ધા હતી. એટલે બ્રાહ્મણની વિધવા પુનર્લગ્ન ન કરી શકતી હોય કે નાતમાં હજુ સુધી કોઈએ ન કર્યું હોય માટે જ પોતે ન કરવું, એ વાત એને બિલકુલ કબૂલ ન હતી.

ફક્ત એને મુશ્કેલી હતી પોતાના એ પગલાથી ઊભી થનાર કુટુંબની દશાની. કુટુંબને નાતબહાર મૂકવામાં આવે તો? પોપટ કમળાનાં લગ્ન અટકી પડે તો? કમળાને પોતાના ભાઈ સાથે પરણાવવાના એના કોડ ઓછા હતા? એ માટે વૈધવ્યનું દુઃખ તો શું પણ એથી વિશેષ ભોગ આપવા પણ એ તૈયાર હતી. તો પછી પોતાના પગલાથી એ લગ્ન અટકી પડે એવું પગલું તો ચંપા ભરે જ શી રીતે? પરંતુ આ દેખાતી મરણઘાંટીનો માર્ગ પણ લલિતાએ બતાવ્યો હતો જ. ઘરનાં કોઈ માણસને કહ્યા વિના, એમની સંમતિની આશા રાખ્યા વિના, ચંપા સદાને માટે ઘર છોડી જાય તો એમાં કુટુંબનો શો દોષ? ચંપા કોઈ દિવસ અહીં આવે નહિ કે ઘરવાળાં એની સાથે કોઈ જાતનો સંબંધ ન રાખે એટલે એના ગુના બદલ

કોઈને નાતબહાર મૂકવાપણું જ શું કામ રહે? એમાં ગુનો તો સાચી રીતે છે જ નહિ, છતાં નાત માનતી હોય તો એ ચંપાએ કર્યો છે, અને એ પોતે નાતબહાર ચાલી ગઈ છે, પછી એમાં કુટુંબનો શો વાંક? અને એમાં કુટુંબે મૂંગી સંમતિ આપી હોય કે એ જાણતાં હોય તો એમની નૈતિક ગુનેગારી પણ કહી શકાય; પણ કુટુંબવાળાં તો બિચારાં બીજાં પરાયાં જેટલાં જ અજ્ઞાન હોય, પછી એમને નાતબહાર મૂકવાનો પ્રશ્ન જ શી રીતે આવે? અને એવો જ દાખલો લલિતાના ગામમાં, એમના જ કુટુંબમાં બન્યો હતો છતાં એ કુટુંબ સાથે કોઈએ સંબંધ તોડ્યો ન હતો.

એ જ રીતે પોપટ–કમળાના લગ્નને પણ ઊની આંચ આવતી ન હતી. થયેલો વિવાહ ફોક તો એમાંથી એક મરી જાય તો જ બને તેમ હતું. વિવાહ થયો હોવાથી મણિલાલ ભટ્ટના મધુને લંગડી રેવા સાથે પરણવું પડયું હતું એ સગી આંખે ચંપાએ જોયું હતું. વળી નાતબહાર મૂકવાપણું રહે નહિ એટલે એ રીતે પણ વિવાહ તો તૂટવાનો તો હતો જ નહિ. ઉપરાંત કુટુંબની છોકરીએ આવું ખરાબ પગલું ભર્યું માની કોઈ નવો વિવાહ કરતાં કે નવો સંબંધ બાંધતાં વિચાર કરે—ન કરે; પણ આ તો જૂનો વિવાહ હતો એટલું જ નહિ, પણ એ તોડી નાખે છતાં એમને લાંછન જો લાગવાનું જ હોય તો એ ટળે એમ હતું જ નહિ. મોતીરામ કમળાને ન પરણાવે પણ જસોદાને પરણાવી હતી એ કંઈ ન પરણાવી ઓછી કરી શકવાના હતા? એટલે એ રીતે ય મોતીરામ વિવાહ તોડી લાંછન મટાડી શકે તેમ ન હતા. વળી તે સૌ કરતાં આ તો લાંછન વિના બને તેમ હતું; છતાં થોડું લાગતું હોય તો એ વેઠીને ય એ લગ્ન કર્યા વિના ન રહે એટલો મોતીરામનો પોપટ ઉપર ભાવ હતો. અને પોપટ અને કમળાનો પરસ્પર ભાવ...?

એટલે પોતાના પગલાથી કુટુંબને લલિતાના મધ્યમ માર્ગ પ્રમાણે કંઈ નુકસાન ન હતું. માબાપ વિરુદ્ધ પગલું ન ભરવું એવું પણ શાસ્ત્રમાં—ધર્મમાં ન હતું. પ્રહ્‌લાદે પિતા સામે ભર્યું હતું, ભરતે માતા સામે ભર્યું હતું અને વિભીષણે ભાઈ સામે ભર્યું હતું. એટલે

સત્ય આચરતાં માબાપની લાગણી ન દુભાવવી એવું ધર્મ કદી કહેતો નથી, એની પણ ચંપાને ખાતરી હતી. ઊલટું સામી બાજુ પગલું માંડવા ચંપાને અજબ આકર્ષણ હતું. સુમંતનાં સ્વપ્નોમાં તો એ રાચતી હતી. એને કોઇ દેવ મળી ગયો હોય તેમ અંતરથી પૂજા કરતી હતી. દોઢ વર્ષે પ્રથમ એ દિવાળી ઉપર લલિતાને ત્યાં ગયો ત્યારે જ ચંપાને ખબર પડી કે પોતાના આરાધ્ય દેવ વિના ભક્ત પાગલ બને તેમ એ પણ પાગલ બની હતી. એને એની ગેરહાજરીમાં એના જ વિચાર આવતા હતા. પણ એ વિચારમાં અને આજના વિચારમાં આભજમીનનું અંતર હતું. લલિતાએ આવતાં એના હૈયાને નવે જ માર્ગે વાળી દીધું. સુમંત! એનો આરાધ્ય દેવ—પોતાના હૈયામાં આવીને વિરાજે એ લલિતાની ચિનગારીથી એનું હૈયું સળગી ગયું! ભક્તજનની ઝૂંપડીએ કૈલાસશિખરેથી ઊતરીને શંભુ આવે અને જેમ ભક્ત ભાન ભૂલે તેમ ચંપા ભાન ભૂલી...“સુમંત મારા હૃદય મંદિરમાં! લલિતા સાચું કહેતી હશે? ત્યારે એમણે તો મને કોઇ દાʼડો એ વાતનો ઇશારો ય કર્યો નથી! હૈયું લલિતાએ કહ્યું ત્યારથી ઊભરાઇ જાય છે, પણ હું એમના આગળ એક અક્ષર પણ બોલી શકવાની હતી? પછી એ ય મને શી રીતે કહી શકે? અને એ તો આદર્શવાદી રહ્યા. મને કહીને મારામાં એવી વૃત્તિ ન જ જન્મી હોય તો એ જન્માવે જ નહિ. એ ઉશ્કેરીને તો પગલું ભરાવે નહિ. એ જાતે કહે તો હું માબાપનો ય વિચાર કરવા રહું નહિ. પણ એ એમ બોલે? સાચજૂઠની દૃષ્ટિ આપવી એને એ પોતાનો ધર્મ માને છે, પછી એ દૃષ્ટિ સ્વીકારવી કે ન સ્વીકારવી એમાં એ પોતાની હઠ ક્યારે કરે છે? મારો ધર્મ મારી ઇચ્છા કે મારું ભાવી પગલું એમણે લલિતા દ્વારા બતાવ્યાં. પગલું ભરવું કે નહિ એ સ્વતંત્રતા મારા ઉપર રહેવા દીધી, અને એમની એ દૃષ્ટિ બરાબર પણ છે. કોઇની હિંમતે કોઇ પગલું ભરે એનો અર્થ શો? પાછળથી પસ્તાવા વખત આવે ત્યારે એવું પરાણે ભરાયેલું પગલું હોય તો એ ભાગી જ પડે ને? બીજા ઉપર દોષ ઢોળે ને? મારા દેવ! તમારાં હું શાં શાં વખાણ કરું?

“વિધવાવિવાહને તમે માનો છો છતાં મને તમે ઇરાદાપૂર્વક

એ રસ્તો બતાવ્યો નથી. તમે પોતે મારામાં લલિતાબેન કરતાં ગૃહિણી તરીકે વધારે લાયક થવાનાં ચિહ્ન જુઓ છો. વળી મારા હાથનો અસ્વીકાર કરનારને તમે "હૈયાફૂટો" જ સમજી લ્યો છો. અરે! મારી જાતમાં તમે સમસ્ત હિન્દુ જાતિની વિધવાઓની પ્રચંડ મૂર્તિ જોઈને રાતદિવસ બળો છો! જો મારા કુટુંબનાં બંધન ન હોત, મારી નાતની રૂઢિચૂસ્તતા આટલી સજ્જડ ન હોત તો તમે આમ જોઈ જ ન રહ્યા હોત. હું તમારાં ક્યાં વખાણ કરું? તમે પોતે નાતનાં, કુટુંબનાં અને સમાજનાં નિરર્થક બંધન ફગાવ્યાં છે; છતાં એવી જો તમે મને સલાહ આપો તો મારા કુટુંબનો તમે દ્રોહ કર્યો ગણાય તેટલા માટે જ તમારું હૈયું બળ્યા કરે છે, છતાં મૂંગા બની રહ્યા છો. મને થાય છે કે તમે તમારો ધર્મ કહીને અટકી ગયા એને બદલે એક વખત, ફક્ત નાનોસરખો ઇશારો કર્યો હોત કે 'ચંપા! આ ધર્મ છે અને આ કર,' તો આજ આટ-આટલું સમજું છું છતાં ડગ નથી ભરી શકતી, પણ તમારા એટલા જ બોલથી હું સાત દરિયા સામટા ઓળંગી ગઈ હોત. પણ દેવ! તમે તો પોતાનાં બાવડાં હોય એણે દરિયામાં પડવું એમ માનતા હોવાથી 'પડ' એવો હુકમ ન જ કરો એ હું સમજું છું. તમે જાતે મારા હાથની માગણી કરી હોત તો કદાચ હું એથી લોભાઈ જઈને આવેગમાં હા પાડી બેસું આજ્ઞા કરી હોત તો હું આંધળિયાં કરી બેસું કે મને દોરી હોત તો હું ભોળવાઈ બેસું, એટલે, આવા પ્રસંગ માટે તમે શી શી તકેદારી રાખી છે! ને તે છતાં તમે તમારો ધર્મ ચૂકતા નથી.

"અને તમારી વિદાય સાંભરી આવતાં હું મનમાં ને મનમાં તમારી ઉપર હજાર વખત વારી જઉં છું. તમને પોતાને ય ગામની માયા છોડતાં લાગતું હતું છતાં મારું હૈયું તમારા વિચારથી એક તરફ દોરવાઈ ન જાય તેમ તમે વિદાય લીધી. જતી વખતે મારા ઉપર આટલો બધો ભાર હોવા છતાં, સામસામા બોલવાના અખાડામાં કદી પાછાં પડયાં નથી છતાં, જાણે તમારી જીભ સિવાઈ ગઈ હોય તેમ ફક્ત લોકાચાર પ્રમાણે 'ચંપા! આવજે હોં' એટલું ય ન કહ્યું. હાથ ઊંચો કરીને જાણે એનું એ છેવટે ય કહેતા ન હો કે 'જોજે,

મારાથી લોભાઇને, ખેંચાઇને કે આવેશથી કાંઇ કરી ન બેસતી. તારાં બાવડાંમાં બળ હોય તો જ દરિયામાં પડતું મૂકજે.' "

સુમંત તરફનું ચંપાનું આટલું જબ્બર આકર્ષણ છતાં, પ્રચંડ ધસારો ત્રણત્રણ માસથી હૈયામાં વલોવાઇ રહ્યો હતો છતાં, પાળ તોડી બહાર જઇ શકતો ન હતો. અને એ પાળ નહોતી ધર્મની, નહોતી વ્યવહારની કે નહોતી મુશ્કેલીની. એ બધાનો તો નિકાલ થઇ જ ગયો હતો. કાચા સૂતર જેવી એ પાળ હતી લોકાચારની. નાત કશું કરી શકે તેમ ન હોય, પોપટનું લગ્ન અટકે તેમ ન હોય, પણ લોકો એટલું તો કહે જ ને કે ગજાનન મોટાની દીકરીએ.....

માબાપને આટલે વરસે નીચું ઘાલવું પડે, ભાઇઓને આખી જિંદગી શરમાવું પડે, ભાભીઓને મહેણાં ખાવાં પડે. ઘૂઘવતા મહેરામણને આજ ત્રણ માસથી એક આટલી નાની શી પાળ ખાળી રહી હતી!

પણ એક પ્રસંગ એવો બનવા પામ્યો કે જેથી એ પાળ તૂટુંતૂટું થઇ રહી.

ચંપા જેવી વિધવા હતી એવી જ ચંચળ પણ વિધવા હતી. ઘરમાં એ અને એનો સસરો સોમેશ્વર બે જ હતાં. વિધવા સામાન્ય રીતે પુરુષની હેવાનિયતનો ભોગ થઇ પડે છે તેમ ચંચળ, હિંદુ સમાજના પાપે સસરાનો ભોગ થઇ પડી હતી. નિરાધાર વિધવા બીજે પગ મૂકવાનું સ્થાન નહિ એટલે જાય ક્યાં? કેટલા દિવસ એનો વિરોધ ચાલે? અને એ પોતે ય માટીનું જ માનવી હતી ને? ફરજિયાત સંયમ પાળવો એ ય કંઇ સહેલી વાત તો નથી ને? પછી તો એ હેવાનિયત એને પણ સ્વાભાવિક થઇ પડી હતી. એ સંબંધ આજનો નહોતો, દસ વર્ષથી એ સંબંધ ગામ આખું, આખી નાત સુધ્ધાં જાણતી હતી. છતાં નાતને કે ધર્મને એ વાતનો છોસ નહોતો.

આજે ચંચળને ગર્ભપાત કરાવવો પડચો હતો. એ થયો હતો એના ઘરના ખાનગી ખૂણે, પણ એની આખા ગામમાં હોહા થઇ ગઇ હતી. બિચારી અસ્ત્રીની જાત. પ્રભુએ પાપ સંઘરવાનું એના કપાળે લખ્યું એટલે એ સાવચેતી રાખે પણ દરવખત ઓછું ઢાંકયું ઢંકાય

છે? ચંચળ એમ કંઇ સાવ રેઢિયાર પણ ન હતી કે ઉઘાડું પડી જાય તેવો પ્રસંગ આવવા દે. દરવખતે મહિને સવામહિને—પાંચદસ દિવસના અનિયમિત આંતરે આવતું નાવણ દોઢ મહિનો પૂરો થયો છતાં ન આવ્યું કે તરત ચંચળે એનો રસ્તો કર્યો. એકાદ મહિના સુધી તો એણે ખાનગી રીતે પોતે એકલી જાણે તેમ હરવખતની માફક પતાવવા પ્રયત્ન કર્યો, પણ બનવાકાળ આગળ ડાહ્યાનું ડહાપણ શું ચાલે? એમ કરતાં કરતાં પેટની સ્થિતિ—પુરુષની આંખોએ કદાચ અજાણી રહે પણ—સ્ત્રીની આંખે તદ્દન ઉઘાડી પડી જાય તેવી બની ગઈ. શહેરમાં સોમેશ્વર જાતે એને લઇ ગયા, પણ એ કાળાં કામ કરનારાઓએ પણ પકડાઇ જવાની બીકે ના પાડી. ચંચળની સ્થિતિ ઘરની બહાર નીકળાય તેવી ન રહી. કાગડા-ગીધને કોઇ મડદું મળી જાય તેમ ગામને તો ખોરાક મળી ગયો. જ્યાંત્યાં એ જ વાત થવા લાગી. સ્વામીનારાયણનાં દર્શન કર્યા વિના ભોજન ન કરતા એવા ચુસ્ત ભગત સોમેશ્વરને પણ એ દિવસથી મંદિરે જવું ભારે થઇ પડ્યું. શું મોં બતાવે? ગમે તેવી સ્થિતિ હોય પણ કંઇ રસ્તો કાઢ્યા વિના છૂટકો હતો? ચાર માસના ગર્ભને, પાપી જીવને બહાર કાઢવા માટે ગામડાનાં ઓજારાં વળગાડવામાં આવ્યાં. ચંચળ હૈયું ફાટી જાય તેવી ચીસો નાખતી હતી. આખા ગામને વંટોળિયો ચડી ઘેરી વળે તેમ આજનો પ્રસંગ ઘેરી વળ્યો હતો. ચીસો સાંભળી ન જાય તેવી હોવાથી ફળિયાના પુરુષોએ કાનમાં આંગળીઓ ઘાલી દીધી હતી. સ્ત્રીઓ પોતાની જાત ભૂલી ફિટકાર વરસાવતી ટોળે વળી હતી. અણસમજુ નાનાં છોકરાં જે જાગી ગયાં હતાં તે 'ચંચળકાકી કેમ ચીસો પાડે છે? એમને શું થયું છે?' એવા એવા અજ્ઞાનજનક પ્રશ્નોથી કુતૂહલપૂર્વક સહાનુભૂતિ બતાવતાં હતાં. અભાગણી ચંચળ! પોતાનું પાપ ઢાંકવા ગળું કાપી આપતાં પણ ચીસ ન પાડે તેને બદલે એના લોહીની સાથે સજ્જડ વળગેલા ગર્ભને વાંસના ચીપિયા ક્રોધ કરીને જુદો પાડવા જે ઘૂમાઘૂમ કરી રહ્યા હતા, તેની અસીમ યાતનાથી એને ખાટલામાં ચાર બાજુથી મજબૂત રીતે પકડી હોવા છતાં અદ્ધર ઊંચકાઇ જઇ જે તીણી ચીસ એના અંતરમાંથી નીકળતી હતી એ પથ્થરને પણ પિગળાવી નાખે તેટલી કરુણ હતી. રાતના બાર

વાગ્યા હતા. જળ પણ જંપી ગયું હતું. ત્યારે, એની એ ચીસોએ આખા ફળિયાને વલોવી નાખ્યું હતું, અને જાણે આખું ગામ તેથી જાગી ગયું હતું.

એની દારુણ ચીસોને મર્યાદામાં રાખવાની સલાહ આપતાં એની ચોમેર એ પાપને વગે કરવા ભેગાં થયેલાં હિતેચ્છુ ધીમેથી કહેતાં હતાં: "તને ભાનબાન છે કે નહિ? વાઘે ઝાલી હોય એમ ચીસો નાખે છે તે આખું ફળિયું જાગી ઊઠયું છે તેનું તો ભાન રાખ!"

અને એમના અંતરની વાત, જે ચંચળને મોઢે ન કહેતાં હૃદયમાં છુપાવી રાખી હતી તે બહાર બેઠેલાં બૈરાં વ્યક્ત કરતાં હતાં: "રાંડે પાછો બહુ સારો ધંધો કર્યો છે, તે ગાજે છે કેટલી બધી?"

રાતના દોઢ વાગે કામ પતી ગયું. ચંચળ કણસતી પડી રહી હતી. દરેકે થઇ એટલી એની સમીક્ષા કરી, બાકીની આવતી કાલ ઉપર મુલતવી રાખી સૌ સૂઇ ગયાં હતાં, ત્યારે ચંચળના હૃદયે જેટલી ચીસો નાખી ન હતી તેથી અનંતગણી ચીસો ચંપાના હૈયાએ નાખવી શરૂ કરી હતી.

"આ વિધવાનો અવતાર! હિંદુ ધર્મની આ ઘેલછા માટે અવતાર ધૂળ કરવાનો! ચંચળે આમાં કયો ધર્મ પાળ્યો? કઈ આબરુ સાચવી? શું મોઢું લઇને જીવવાનું? કેટલાં પાપનાં પોટલાં બાંધ્યાં?" ચંપાને ઊંચે આકાશમાંથી કોઇએ ઓચિંતો હડસેલો મારી પાતાળમાં ધકેલી હોય તેમ એ જાણે બેહોશ—હૃદયશૂન્ય બની ગઇ.

"ચંચળ! અભાગણી—હું ય અભાગણી જ છું—ચંચળ! તારા પાપને હું વગોવતી નથી. માટીનું માનવી, ગમે તેટલું તે રીઢું થયેલું હોય પણ એને ફૂટી જતાં શી વાર? તો વિધવા—સંસારનું સુખ જોયા વિનાની, ભોગવ્યા વિનાની, સંસારના રચ્યાપચ્યા સમાજ વચ્ચે, જીવનની છેલ્લી પળો સુધી ભોગ ભોગવતાં કુટુંબોની વચ્ચે, હેવાનિયત, ભર્યા પુરુષોની વચ્ચે, હૈયામાં ઊભરાતા આકર્ષણની વચ્ચે, શી રીતે ફૂટયા વિના રહી શકે? ગમે તેટલી એ સંભાળ રાખે, કાળજી રાખે, સંયમ રાખે કે કાબૂ રાખે, પણ જીવનની કોઇ નિર્બળ પળે એકાદ વખત પણ જો એ લપસી તો ખેલ ખલાસ! એણે વેઠયું તો ય ને સહ્યું તો ય સર્વ વ્યર્થ! સમાજની આંખમાં એ કદાચ ધૂળ નાખી

શકે, છાનું રાખી શકે, પણ એનું અંતર ? એનો ધર્મ ? એનો આત્મા ? એનો આદર્શ ?

" ચંચળ ! કરોડો ચંચળો......અરે ! કરોડો ચંપાઓ આ નરક ભોગવે છે તે કોના માટે ? સમાજ માટે, ધર્મ માટે, કુટુંબ માટે ને આબરુ માટે એ આ સર્વ સહેતી હોવા છતાં એ નથી સમાજનું કલ્યાણ કરી શકતી કે નથી આબરુ વધારી શકતી; ફક્ત નરકમાં પડીને એ નરકના કીડા વધારી શકે છે. એમ કરવા કરતાં વિધવા વૈધવ્યનાં બંધન ત્યજે એમાં જ એનું કલ્યાણ છે, સમાજનું કલ્યાણ છે અને ધર્મનું પણ. સમાજ એ બંધન ન તોડી શકતો હોય તો, ધર્મ એ તોડવા તૈયાર ન હોય તોપણ, વિધવાનો ધર્મ છે કે એણે ફરજિયાત વૈધવ્ય ફગાવી દેવું જોઇએ અને એથી જ, ભલે આજે અપકીર્તિ થવાની હોય પણ એ સમાજની, ધર્મની અને કુટુંબની કીર્તિ વધારી શકશે અને પોતાના આત્માનું કલ્યાણ કરી શકશે."

આજ સુધી હૃદયની ભાવનાને બુદ્ધિ જે રોકી રહી હતી તે દૂર હટી ગઈ. ગજાનન મોટાની દીકરીએ......એ એક જ ભાવના ચંપાને પગલું ભરતાં અટકાવી રહી હતી એ આજના નાના શા પ્રસંગે બાળીને ભસ્મીભૂત કરી નાખી. આબરુ ! ભાવના ! કઈ ભાવના ? કઇ આબરુ ? ચંચળે આજે માબાપ માટે—એના માટે જે આબરુ મૂકી તે આબરુ ? વિધવાઓએ મુક્તિ મેળવવી હોય તો એમણે ધર્મ—કુટુંબની, નાતની આ પોકળ આબરુ—ભાવના ફગાવ્યે જ છૂટકો ! જે સમાજ ગજાનન મોટાની દીકરીએ પુનર્લગ્ન કર્યું એ નથી સહી શકતો પણ ચંચળે કર્યું તે સહેવા તૈયાર છે, એ આંધળા સમાજ માટે જીવતાં નરક ભોગવવું ? આજે ભલે એ પગલાથી અપકીર્તિ થાય પણ એ જ સાચો માર્ગ છે એથી જ વિધવાઓનો અને સમાજનો ઉદ્ધાર છે.

" ચંપા ! ગજાનન મોટાની દીકરી ! નાતની વિધવાઓ માટે ચીલો પાડે એ સામે આજનો આંધળો સમાજ ભલે માથાં કૂટે, પણ આવતી કાલનો દેખતો સમાજ એને જ અનુસરવાનો છે. એના પગલાને જ વંદન કરવાનો છે. એ પગલે જ પાછળપાછળ આવવાનો છે. ગજાનન મોટાના કુટુંબની એ સાચી આબરુ છે. ચંપાના પગલાની એ મહત્તા છે.

"નવો ચીલો પાડનારાંએ હળાહળ ઝેર પીધાં છે, જાતની કુરબાની કરી છે, અરે! જીવતાં દટાયા છે તો આ રસ્તો......આમાં શું સહેવાનું છે? કલંક એકલું જ ને? કલંકે ય શાનું? ખોટું કલંક! અને એટલું સહેવા ચંપા તૈયાર નથી? એટલી નાની વાડ ઓળંગવાની ચંપામાં શક્તિ નથી?"

મોડી રાતે સૂઈ ગયાં હોઈ સર્વ નિરાંતે ઊંઘતાં હતાં ત્યારે ચંપાના હૈયામાં એનો એ ઉદધિ સહેજ પણ નરમ પડ્યા વિના ઊછળી રહ્યો હતો.

ચંપા ધર્મ માટે, કુટુંબ માટે, સમાજ માટે, નાત માટે, સાચી રીતે વૈધવ્યનું એક નરક તો શું પણ સાત હોય તો પણ ભોગવવા તૈયાર હતી. શંકરના ત્રીજા લોચનની માફક કામને બાળીને ભસ્મ કરી નાખે એટલી ચંપામાં શક્તિ હતી અને કંઇક ખૂટતી હોય તો એને મેળવા લેવાની એનામાં તાકાત હતી. પુનર્લગ્ન એ ચંપાને મન કામ માટે લેવાનું પગલું નહોતું.

કામ સાથે બાથ ભીડનાર ચંપા અન્યાયી ધર્મ સામે, સમાજ સામે બાથ ન ભીડે એ બને જ કેમ?

અને જાણે બાથ ભીડવા ઊભી થતી હોય તેમ ચંપા એકાએક ખાટલામાંથી બેઠી થઇ ગઈ. એના મગજમાં હજી શૂન્યતા ભરી હતી.

એણે પાછલા વાડાનું બારણું ખોલ્યું. પાછલી રાતના તારા અંધકાર સાથે લડીલડીને થાક્યા હોય તેમ નિસ્તેજ થઇ તાકી રહ્યા હતા. તેણે પોતે બારણા બહાર પગ મૂક્યો. પોતે ક્યાં જઇ રહી હતી એનું એને ભાન ન હતું. ઘરમાં જઇ સૂઈ જવા બારણા સુધી પાછા ફર્યા પછી એના પગ આગળ વધ્યા. એણે વાડામાંથી પરભાર્યું બહાર નીકળવાનું બારણું ઉઘાડ્યું.

બહાર રસ્તા ઉપર લાંબી સોડ તાણીને અંધકાર સૂતો હતો. કૂતરાં ય પરોઢિયાની મીઠી ઊંઘની લહેરમાં પડ્યાં હતાં. ચંપાએ બહાર પગલું મૂક્યું ત્યારે ઓટલા ઉપર સૂતેલી કાળી કૂતરી પણ સળવળી નહિ.

ચંપા વગરતૈયારીએ, રાતને વખતે, પહેરેલે લૂગડે, સ્ટેશન ભણી જઇને શું કરવાની હતી? એની પાસે કોડી તો હતી નહિ!

સ્ટેશને સામનું કોઇ પણ મળી ગયા વિના રહેવાનું હતું? સાડાપાંચ તો થઇ ગયા હતા. ગાડીને પા કલાકની જ વાર હતી. કોઈ વહેલું ઊઠેલું એને ભાગોળે તળાવ ઉપર જતું પણ ભટકાઈ જશે તો? એ પાગલ તો નહોતી થઈ ગઇ?



[૩૪]

ઊંડા પાણીછંટ પાયો નાખેલા સાત માળના મહેલો ધરતીકંપના એક જ આંચકે જમીનદોસ્ત થઇ જાય તેમ 'ચંપા નાસી ગઇ' એ એક જ પગલે કમળાનો હૃદયમહેલ ધૂળધાણી થઇ ગયો.

જે મદાર ઉપર ચંપાએ પગલું ભર્યું હતું તે નિરર્થક ગયું. નાતના ઇતિહાસમાં સ્મૃતિ પહોંચે ત્યાં સુધી કદી નહિ નોંધાયેલો એવો ચંપાનો ગુનો નાતે કુટુંબને માફ ન કર્યો. કોઇએ જે પહેલ નહોતી કરી એ પહેલ માટે તો, નાતમાં સારો દાખલો બેસાડવા ફરી બીજું કોઈ ભૂલેભટકયેય એ પગલું ન ભરે તે માટે કુટુંબનો નાતબહાર તો શું પણ બોલવાચાલવા સુધીનો બહિષ્કાર કરવો જોઇએ; પણ નાતે જમાનાને ઓળખીને, કુટુંબની નિર્દોષતામાં વિશ્વાસ રાખી ફક્ત ગજાનનના ઘરને 'નાતબહાર' સુધીની શિક્ષા કરી હતી. એ પીનલ કોડમાં એની શિક્ષા આટલી હતી—'નાતબહાર' એટલે એ ઘર સાથે કોઈ પણ જ્ઞાતિજન જ્ઞાતિ તરીકે સંબંધ ન રાખી શકે. એટલે કે, જ્ઞાતિમાં થતા લગ્નમરણ કે અઘરણીના પ્રસંગોમાં એ ભાગ લેવાનો અધિકારી ન ગણાય. એની સાથે કોઈ નવો સંબંધ બાંધી ન શકે. દીકરી આપી કે લઈ ન શકે. બાકી સામાન્ય વ્યવહારમાં એની સાથે બોલવાચાલવામાં બેસવાઊઠવામાં કોઇને કંઈ બાધ આવી ન શકે.

ચંપાને પગલું ભરતાં જો આટલું સૂઝયું હોત તો એક ચંચળની શું પણ કરોડો ચંચળની ચીસો એને ઘરની બહાર ડગ ન ભરાવી શકત. કમળાનું વેવિશાળ તૂટશે એ એને સ્વપ્નમાં પણ ખ્યાલ હોત તો એ જીવન અસહ્ય થઈ પડતાં કાયરની

જેમ નહિ પણ મર્દની જેમ જીવન કુરબાન કરી દેત. પણ નાતમાં આવો દાખલો બન્યો હોય તો એને એવું સ્વપ્ન પણ આવે ને? નાતનો પોતાનો જ પગલું ભરતાં સુધી ક્યાં કોઈ જાતનો એક નિર્ણય હતો? કમળા! જેને પોતાના કુટુંબમાં લાવવા ચંપાએ વર્ષોથી સ્વપ્ન સેવ્યું હતું, એનો એના હાથે જ નાશ! કેટલો કરુણ નાશ! ત્રણ માસ પછી આવતા માગશરમાં જ કમળાને ચૌદ વર્ષ—બાળલગ્નના કાયદાની આંટ—પૂરાં થતાં હતાં. કમળા—ચૌદ વર્ષની હોવા છતાં સોળ–સત્તર વર્ષ જેટલી કાઠે લાગતી કમળા તરફ મોતીરામ રોજ જોયા કરતા હતા. એમનો જીવ તો એને એક વખત પરણાવી દેવા તળેઉપર થઈ રહ્યો હતો, પણ પોપટને અઢાર પૂરાં થવાને ચારપાંચ માસ ખૂટતા હતા એટલે લગ્ન વૈશાખમાં જતું હતું એથી એમને મનમાંમનમાં રંજ થયા કરતો હતો. એમના અંતરમાં એક જ લાગણી હતી કે પ્રભુએ મરતાંજીવતાં આટલો એક વખત કન્યાદાન દેવાનો લહાવો આપ્યો છે તો એ ન બગડે તો સારું. કમળા કન્યા મટી કન્યાદાન દેતાં પહેલાં સ્ત્રીધર્મમાં આવી ન બેસે એટલી જ, આજનાં સુધારેલાંને ગાંડી લાગતી, એમને મહેચ્છા હતી. અને રોજરોજ એનું ફાટફાટ થતું જતું યૌવન જોઈને મોતીરામ પ્રભુ પાસે એટલું જ માગતા હતા કે, ભગવાન! આટલું મારું કન્યાદાન પાર ઉતારજે.

છેલ્લી રજાઓમાં પોપટ ઘેર આવ્યો ત્યારે કમળાએ એની દૃષ્ટિની ભાષામાં કહ્યું હતું: "ભૂંડા, તેં ખરો ઘાટ બગાડ્યો! તારી ઉંમર ના ખૂટતી હોત તો આપણે આવતા માગશરમાં પરણી જાત."

પોપટે મૂંગી ભાષામાં પ્રત્યુત્તર પણ વાળ્યો હતો: "કેમ કંઈ પરણવાની બહુ ઉતાવળ લાગી છે કે શું?"

"ઉતાવળ તો નહિ......"

"ત્યારે?"

"જાણે એમ જ થયા કરે છે કે પરણી લઈએ."

"પણ એમ શાથી થયા કરે છે?"

"લે, તુંય કેવી ગાંડી વાત કરે છે! અંતરને જે થાય તેનો જવાબ હોતો હશે કે કેમ થાય ને શાથી થાય?"

"હં! તારી બધી લુચ્ચાઈ હું સમજું છું." પોપટ હસીને બોલ્યો.

"એમાં વળી લુચ્ચાઈ શાની? તારી પુરુષની જાત—ને તેમાં ય શહેરીની બનતી જાત ક્યારે દગો દે તેનો શો ભરોસો?"

"કમળી! મારો તને વિશ્વાસ નથી? તને હું ન છોડું તો ન છોડું, પણ જો તું મને છોડવાની વાત કરે તો......"

"મોટો તિસમારખાં ન જોયો હોય તો! લે, હું તને છોડી જઉં તો તું મને શું કરવાનો હતો?"

"હું? તારો ચોટલો ઝાલીને, બધાં જોતાં રહે ને તને ઘસડી ન જાઉં તો પોપટ ભાયડો નહિ!"

"મારો ચોટલો ઝાલીને તું મને ઘસડી જાય?"

"જોવું છે?" પોપટે એનો ચોટલો ઝાલવા ધસતો હોય તેમ પગ ઉપાડયો.

"હત્ ભોળિયા!" કમળા હસી પડતાં બોલી: "મને તેડી જવા તારે મારો ચોટલો ઝાલી મને ઘસડવી પડે? તારી એક ઈશારતથી આ કમળી તું સાત સમુદર ઓળંગીને ગયો હોય તો ય એકલી આવી પહોંચે. એને ચોટલે ઝાલવાની હોય તો તને ચાર–પાંચ માસના વિલંબ માટે આટલી ટકોરે કરે?"

બિચારી કમળાને ગઈ કાલે એ મૂંગી વાતો કરતી વખતે ક્યાં ખબર હતી કે એનો પોપટ સાત સમુદર તો શું પણ હજારો સમુદર ઓળંગી 'નાતબહાર' ને સામે કિનારે આવતી કાલે જઈને બેસવાનો હતો!

કમળા! તું ફોગટ હૃદય વલોવી નાખે તેટલું જ. પોપટ માટે તારી લાગણી ગમે તેટલી હોય, તું મનથી એને પરણી ચૂકી માનતી હોય, પણ 'નાતબહાર'નો દરિયો તું ઓળંગી જ શી રીતે શકે? એ ઓળંગવા જતાં ચંપાની તો શું પણ એના કુટુંબની શી સ્થિતિ થઈ એ તું જાતે અનુભવે છે! ચંપા ઉપર તારું હૈયું ફિટકાર વરસાવે છે, પણ તને ખબર છે કે જો એણે તારી આ સ્થિતિ કલ્પી હોત તો એ મરત પણ આ પગલું ન ભરત? ખાલી હૃદય બાળે એટલું જ. તારા કરમના લેખ હરી તે કોણ મિથ્યા કરે? વિધાતાના

લખ્યા લેખ ન હોત તો ચંપાને—નાતમાં આજ સુધી કોઇએ પગલું નહોતું ભર્યું તે ભરવાનું સૂઝત જ નહિ, ને સૂઝત તો ય તારા કરમના લેખ ન હોત તો છેક છેલ્લી ઘડીએ—સાવ કિનારે આવેલું તારું વહાણ એ આ જન્મમાં તો શું પણ સાત ભવમાં પણ ન ડુબાડત. માટે કમળા! તારા કરમના લેખને બદલે ચંપાને તું ફિટકાર આપે એ સર્વ વ્યર્થ છે. એના લખ્યા લેખે એને સુઝાડ્યું ને તારા લખ્યા લેખે તારી આ સ્થિતિ કરી, તેમાં ચંપા, સમાજ કે બીજું કોઇ શું કરે?

પોપટને સદાને માટે પોતાના ઘરમાં રહેતો જોવાનો મોતીરામ અને મંછાનો અંતરનો ઉમંગ પણ તારો કયાં અજાણ્યો છે? એ ઉમંગને આઘાત ન પહોંચે માટે તેં જ પોપટને—તમારા બંનેની અનિચ્છા છતાં—અહીં રહેવા હા પડાવી હતી ને? તમને વહેલામાં વહેલી તકે શી રીતે પરણાવાય એ જ એમની ઊંઘતાં ને જાગતાં અભિલાષા હતી. પણ કમળા, વિધાતાના લખ્યા લેખ કોણ મિથ્યા કરે?

ગજાનન અને મહાલક્ષ્મી તને એમના ઘરમાં પુત્રવધૂ તરીકે આવતી જોતાં હરખાતાં એટલું જ તું તો જાણતી હોઇશ. પણ તને એ લક્ષ્મીનો અવતાર માનતાં એ તને કોણે કહ્યું હોય? આજે તું મોટી થઇ છે, તારું શરીર વિકસીને લક્ષ્મીના અવતાર સમું સોહે છે, પણ તને ખબરે નહિ તેટલી તું ચાર–પાંચ વર્ષની હતી, જસોદાને લીધે તું એમને ઘેર વધારે જતીઆવતી થઇ હતી, ત્યારથી ગજાનન અને મહાલક્ષ્મીએ તારામાં લક્ષ્મીના અવતારનાં ચિહ્ન જોયાં હતાં. તું એમના ઘરમાં આવે તે એમને મન પુત્રવધૂ આવ્યા જેટલું જ મહત્ત્વ ન હતું, પરંતુ તું એમને મન ગૃહલક્ષ્મી સ્વરૂપ હતી. તું—ગૃહલક્ષ્મી એમને ઘેર આવવાની હતી એનાં, એમણે તારો વિવાહ થયો ત્યારનાં—આઠ વર્ષથી—સ્વપ્ન સેવ્યાં હતાં. લખ્યા લેખ વિના આવતી લક્ષ્મીને કોઇ ઠોકરે મારે?

કમળા! તારું દુઃખ મોતીરામ કે મંછા નથી સમજતાં એમ ન માનતી. એમનું તો તારો હાથ બીજાને સોંપવાથી પણ પતવાનું નથી. એ કુટુંબ સાથેનો તારો સંબંધ કાચા સૂતર જેવો માની નાત

સોડાવી શકે, પણ જસોદાનો સંબંધ ઓછો તૂટે એવો હતો? મોતીરામ તારો સંબંધ તોડે તો પણ એથી એમનો સંબંધ તો તૂટવાનો નથી. કલંક લાગવાનું હતું તે એમને લાગ્યું હતું અને એ ભૂસ્યું ભૂંસાય તેમ છે પણ નહિ. એટલે તારો સંબંધ ન તોડે તો પણ એથી કલંક વધી-ઘટી જવાનું ન હતું. ને વધે તો ય હવે એમને કયાં કાઢયાં એટલાં વધે કાઢવાનાં હતાં કે બીજે વ્યવહાર કરવાનો હતો? પણ એ તો મોટાં રહ્યાં, પીઢ રહ્યાં, વ્યવહારુ રહ્યાં. એટલે તારી જેમ એક-તરફી લાગણી રાખ્યે એમને કેમ પાલવે? તારું ઘર, તારા બાપ, મોતીરામ ભટ્ટ એટલે નાતનો થાંભલો. તારી જેમ ક્ષણિક લાગણીને વશ થઈ જાય તો પછી રહ્યું શું? નાત–ગંગાનો પ્રવાહ પવિત્ર રહે શી રીતે? દેશને માટે, ધર્મને માટે, પરોપકારને માટે લાખોએ પ્રાણાર્પણ કર્યાં છે, તો આ તો ફક્ત નાત માટે એક લાગણી જતી કરવાનો જ પ્રશ્ન છે. અને લાગણી? અરે, બાલિશ છોકરી! એ તો ક્ષુલ્લક ચીજ છે. એને ફેંકી દેવી એ તારી બાળકબુદ્ધિને નહિ સમજાતું હોય, પણ વ્યવહારુ માનવીને મન એ રમતવાત છે. અને એવો લાગણીવશ સમાજ થયા કરે તો આજ સુધી જીવતો પણ રહ્યો હોય? તને આજે નહિ સમજાય પણ કાલે, જરા મોટી થઈશ, વ્યવહારુ થઈશ ત્યારે આપોઆપ સમજાશે કે લાગણી આપોઆપ બદલાઈ જાય છે. ને માન કે તું જુદી માટીની હોય તો પણ નાત માટે એટલો ભોગ આપવો એ શું ફરજની નથી? નાતના થાંભલા જેવું તારું ઘર તારો બાપ ઊઠીને જ નાતનો કાયદો તોડે તો એ ઓછો અપરાધ છે? નાત ભલે એને કંઈ ન કરી શકે એવી હોય પણ મોટાના ધરમ શું કહે છે? સ્વાર્થ સાધવો કે પરમારથ? અને આજે તારી લાગણીનો આટલો ભોગ આપે છે ત્યારે જ એ ભવિષ્યમાં પોતાની નાતથી ત્યજાયેલી પુત્રી—એના કુટુંબને—પેરવીએપેરવીએ અંદર લાવી શકશે. આજે તારો—તારી લાગણીનો ભોગ આપ્યો હશે, તો તારી બેનને, તારા પોપટને ફરી આવતી કાલે નાતમાં લાવી શકશે. આજે ઘા ખમ્યો હશે તો આવતી કાલે નાત એ ઘાનું નિવારણ કરશે અને એટલે જ બધી બાજુનો પૂરો વિચાર કર્યા પછી તારો વિવાહ

તોડવાનું મોતીરામે અને મંછાએ નક્કી કર્યું અને એમાં ગજાનન અને મહાલક્ષ્મીએ સંમતિ આપી હતી. અંતરથી ઘણું ય લાગતું હોય છતાં નાતને માટે, આવતી કાલના હિત માટે આ પગલું ભરવું પડે એ તું જ કહે, લખ્યા લેખ નહિ તો બીજું શું?

અને કમળા! જેનાં પગલાંથી તારી મહેલાત ખેદાનમેદાન થઈ ગઈ એ ચંપાનો તારા ઉપર કેટલો ભાવ હતો એ તારાથી પણ કંઈ અજાણ્યું નથી. તને ભાભી તરીકે જોવા એણે જસોદા આગળ જે સલામો ભરી હતી એ એનું મન જાણતું હતું. પોપટ અને તારું બંનેનું ચોંટતું જતું દિલ જોઈ કોઈને આનંદ નહિ થતો હોય તેટલો એને થતો. બહારથી તારી મશ્કરી કર્યા છતાં અંતરથી અસીમ વહાલ વર્ષાવતી એ તારાં શાં શાં સ્વપ્નો રચતી હતી એ એનું જ હૈયું જાણતું હતું. પોપટને તારે ઘેર રહેતો કરવામાં તારો જેટલો હાથ છે એટલો એનો પણ છે એ ન ભૂલતી. મહાલક્ષ્મી મારફત પોપટને ત્યાં રહેવાની દરખાસ્ત મૂકનાર જ ચંપા હતી. એ જ ચંપાએ તારી પાયમાલી કરી નાખી એમ કબૂલ કરતાં જીવ કેવી રીતે ચાલે? લખ્યા લેખ, બીજું શું?

અને કમળા! પોપટના હૈયાની સ્થિતિ તો તારી ક્યાં અજાણી છે?

બોલ! આમાં તારું કોઈ દુશ્મન છે? કોઈના અંતરને આઘાત થયા વિના રહ્યો છે? છતાં કોઈ તને બચાવી શકે તેમ નથી, એ લખ્યા લેખ નહિ તો બીજું શું માનવું? કમળા! તું માથું કૂટીને મરી જઈશ, એથી કંઈ લખ્યા લેખ મિથ્યા થવાના હતા?



## [૩૫]

કોઈ જબરદસ્ત કાવતરાનો એનો ભોગ થઈ પડનારને ઠેઠ સુધી ગંધ ન આવે અને એકાએક ધડાકો થતાં એના ફૂરચેફૂરચા ઊડી જાય, તેમ ચંપા સાથે પોતે લગ્ન કરવું એ સ્થિતિ આવીને ઊભી થતાં

સુમંતના મગજનો—હૃદયનો કચ્ચરઘાણ થઈ ગયો. ચંપા પોતાનું સારું કુટુંબ પાયમાલ કરીને એને આંગણે આવી હતી. સુમંતને વિચાર કરવાની પણ દિશા જ ક્યાં રહી હતી ?

આ કાવતરું ગોઠવનાર લલિતાને ફાંસી કરતાં ય જો કોઈ મોટી શિક્ષા હોય તો તે કરવી જોઈએ એવો ભયંકર ગુનો એણે કર્યો હતો. કાવતરું કરતાં આવડ્યું હોત અને કર્યું હોત તો એને મુબારકબાદી અપાત. પણ આવું કાવતરું? એક બાજુ ગજાનનનું કુટુંબ પાયમાલીમાં હડસેલાઈ ગયું અને કમળા–પોપટની જુગલજોડી સદાને માટે જુદી પડી. એટલું થઈને ય જે પ્રાપ્તિ માટે એ યોજ્યું હતું તે સુમંત–ચંપાની જોડી શક્ય જ ન હતી.

સુમંતના મગજમાં—હૈયામાં મંથનનાં પ્રચંડ પૂર ઊમટી આવ્યાં હતાં. એનાં ત્રણ જ વાક્યોએ આ પાયમાલી ઊભી કરી હતી. વિધવાવિવાહ કરવામાં એ માનતો હતો; ચંપા આદર્શ ગૃહિણી થઈ શકે તેની એને શ્રદ્ધા હતી; અને એ સૌમાં આ પાયમાલીનું મૂળ તો—ચંપાને ન સ્વીકારનાર હૈયાફૂટો જ હોય, તે એનું એક જ વાક્ય હતું.

બિચારી લલિતા! અત્યારે સૌથી વિશેષ આઘાત લાગ્યો હોય તો તે લલિતાને જ. પોતે જ આ બધું સત્યાનાશ વાળ્યું હતું એમ માની એનું હૈયું જે કલ્પાંત કરતું હતું એની તો સીમા જ ન હતી. પોતે કરેલા ગુનાની એને પોતાને પણ શિક્ષા જડતી ન હતી. લગ્ન! પુનર્લગ્ન! ને તે ય ચંપાનું સુમંત સાથે! સુમંતના નકાર આગળ એને દલીલના શબ્દો જડતા ન હતા. ક્યાંથી જડે? સુમંતનો આદર્શ એના કોઠામાં વણાયો હતો ને? બળ્યો એ આદર્શ! કાં સંપૂર્ણ જ્ઞાની સારો કે કાં પૂર્ણ અજ્ઞાની સારો—પોતાના અર્ધદગ્ધ જ્ઞાને ઓછી પાયમાલી કરી ન હતી. બળતા ઘરમાંથી બચવા અંદર રહી ગયેલું માનવી બૂમાબૂમ ને નાસાનાસ કરી મૂકે તેમ લલિતાનું હૈયું ગાભરું બની આમથી તેમ દોડી રહ્યું હતું.

પોતે કરેલા ગુના બદલ જીવતાં દટાઈ મરે તો પણ લલિતા માટે એ ઓછી શિક્ષા હતી. સુમંત જેવા આદર્શવાદી ભાઈ વિરુદ્ધ કાવતરું કરવાનો એનો ગુનો કેટલો ભયંકર હતો! અને એ ગુનો બીજા

કથાનો નહિ પણ સુમંતના સર્વસ્વ સમા આદર્શનો. લલિતા! તને શી રીતે માફી આપવી? સુમંતની પ્રેરણા પીધેલી તું એ રીતે તો ઊલટી વધારે જવાબદાર છે. તું એના આદર્શને ન સમજી શકી? ન પૂછી શકી? એને પૂછતાં તારે કયે દિવસે સંકોચ અનુભવવો પડ્યો હતો? બોલ, જવાબ આપ! મૂઢ થઈ ગયે હવે ઓછું ચાલવાનું હતું?

બહાવરી બનેલી લલિતાના હૈયામાં હવે એક જ જ્યોત જલતી હતી—પોતાના ગુના માટે જોઈએ તો એ જીવતી દટાવા તૈયારી હતી, જોઈએ તો શૂળીએ ચડવા તૈયાર હતી, પણ પોતાના એ ગુના બદલ ચંપાનું જીવન પાયમાલ થાય તે એનાથી સહ્યું જતું નહોતું. અને એ માટે સુમંતે પોતાનો આદર્શ જતો કરવો જોઈએ. કોઈના માટે નહિ તો એનના માટે — લલિતાને ખાતર—એનો આગલો ભવ સુધારવા માટે. પણ આદર્શ! સુમંતના જીવનનું સર્વસ્વ—સંસ્કૃતિનું સર્વસ્વ સુમંત શી રીતે જતું કરે? લલિતા કરતાં ય સહેજ પણ ઊતરતી લાગણી એના હૈયામાં ચંપા માટે ન હતી. છતાં એનો આદર્શ! ચંપાના ભલા ખાતર એ પ્રાણ આપવા તૈયાર હતો, પણ આદર્શ — સતીના શીલ જેવો પવિત્ર — ત્યજીને એ શી રીતે જીવે? શીલના ભોગે જો સતી જીવી શકતી હોય તો જ સુમંત જીવી શકે.

બિચારી લલિતાની બુદ્ધિ સાવ હારીને બેઠી ત્યારે એણે હૈયાની દલીલ કરી—સીતાત્યાગ વખતે વાસંતીએ રામને પીગળાવવા માટે વિનંતિ કરી હતી : "હે કઠોર! તને તો આદર્શ જ—યશ જ—પ્રિય છે. પણ તારા આ કૃત્યથી બીજો મોટો અપયશ કયો હશે? અરે સુમંત! જરા વિચાર તો કર કે એ સર્વ ત્યજીને આવેલી ચંપાનું એથી શું થશે?" અને એ દલીલના ઉત્તરાર્ધનો ચાબુક મારતાં ઉમેર્યું : "હું એ વિષયમાં હવે ચૂપ રહું તે જ યોગ્ય છે. તારી સાથે એ વિષયમાં ચર્ચા કરીને શું વળવાનું હતું?"

સુમંતનું હૈયું લલિતાનો એ ઘા વાગતાં જ ચિરાયું. અને ચંપા માટે પ્રચંડ સળગી રહેલી જ્વાળાઓ બહાર ધસી લલિતાને આવરી લેવા લાગી. "લલિતા! મારું હૈયું તું જોઈ લે. ચંપા માટે એમાં સર્વ કરતાં પ્રબળ લાગણી છે કે નહિ? પણ લલિતા! એ જ રાજા રામનો

આદર્શ આજે મને મારા આદર્શમાં દૃઢ રહેવા પ્રેરણા આપી રહ્યો છે. રામના જીવનનો સમગ્ર સારભૂત સ્નેહ, પ્રેમ, રઘુકુલોચિત સ્વભાવસહજ દયા અને માનવહૃદયનું એકમાત્ર સૌખ્ય–સુખની લહાણુ, એ સર્વ કરતાં જેને વધુ વહાલી હતી એ સીતાનો ત્યાગ કરતાં એના હૈયાને શું નહિ થયું હોય ?

"ભોગવિલાસ ઉપર રચાયેલી આજની પશ્ચિમની સંસ્કૃતિના ચશ્મા પહેરી આજનો પુરુષ કે સ્ત્રી જ્યારે સીતાત્યાગના કાર્ય બદલ રામને તુચ્છકારે છે કે એણે એ પગલું ભરીને સ્ત્રીજાતિને હલકી ગણી છે—પત્નીને વગરગુને ત્યજી શકાય એવું પ્રાણી માન્યું છે, એમ ઉચ્ચારે છે, ત્યારે રામના હૈયાને—આપણી સંસ્કૃતિને આપણો દેશ વીસરી કંચનને બદલે કથીર લેવા તરફ બાથોડિયાં મારતો દેખાય છે.

"રામે સીતાને ત્યજી ? ભોગવિલાસની આજની સંસ્કૃતિને કોણ કહે કે હૈયાં સતત જલ્યા કરતાં હોય છતાં ધર્મ ખાતર વહાલાંનો વિયોગ સહેવો એ વિલાસ કરતાં હજાર–લાખો–કરોડો ગણો ભોગ માગે છે ! સીતા કરતાં એ ત્યાગમાં રામે ઓછું સહ્યું છે એમ એના હૈયાને ઓળખનાર કદી નહિ કહે.

"એવી જ રીતે સુમંતના હૈયાને ઓળખનાર કદી પણ નહિ કહી શકે કે ચંપાનો અસ્વીકાર કરતાં એણે ચંપા કરતાં કે લલિતા કરતાં ઓછું દુઃખ સહ્યું છે."

એ સર્વ દુઃખ કરતાં એને સૌથી મોટું દુઃખ તો એ થઈ હતું કે આટલી કરુણ સ્થિતિ ઊભી થઈ એ પોતાના આદર્શની અપૂર્ણતા જ કહેવાય. એણે જો ચંપા તરફ લગનભરી દૃષ્ટિ નાખી ન હતી, તો એની એ ભાવનાએ કેમ લલિતાના અંતરમાં કે ચંપાના અંતરમાં સામો પડઘો ન પાડ્યો ? એ જે પ્રેમભર્યા શબ્દો ચંપા માટે વારંવાર બોલતો હતો એણે લલિતાના મનમાં ઊંધો અર્થ જ કેમ જન્મવા દીધો ? એની લાગણી જો પવિત્ર હતી તો લલિતાના અને ચંપાના અંતરમાં આટલો વિકૃત—સ્વપ્ને પણ નહિ સેવેલો—ભાવ ક્યાંથી પેદા થયો ? એટલે લલિતા જ્યારે એમાં પોતાનો ગુનો જોતી હતી ત્યાં સુમંત એમાં પોતાને જ દોષિત માનતો હતો, પોતાના આદર્શની એટલી અપૂર્ણતા ગણતો હતો.

એ આદર્શનો બચાવ કરતાં સુમંતના મગજમાં નવી દષ્ટિ—આજની દષ્ટિ—પશ્ચિમની દષ્ટિ કહેતી હતી: “ આદર્શ ! આદર્શની અપૂર્ણતાને આભારી આ પગલું તું ગણે છે? અરે! આદર્શના ગાંડપણમાં જીવતા પાગલ માણસ! પ્રેમ–સ્નેહને તારા આદર્શ સાથે કંઇ લેવા-દેવા નથી, એના ઉદ્‌ભવનાં કંઇ કાર્યકારણ હોતાં નથી. આદર્શની અપૂર્ણતાનો એમાં તું વાંક જોતો હોય તો તારા જેવો કોઇ બેવકૂફ નથી. પ્રેમ આંધળો છે, અને એ તારી ગણતરીઓને કે આદર્શને ઓળખતો નથી.

“ પ્રેમ આંધળો છે ! પશ્ચિમની સંસ્કૃતિ એ બોલી કે? માફ કરજે ઓ ગોરી બેન ! તારી એ લોભામણી દલીલથી હું પીગળું તેમ નથી. પ્રેમ આંધળો નથી, પણ તમે પશ્ચિમે એને આંધળો કરી મૂક્યો છે, કે પછી તમે પ્રેમના સાચા સ્વરૂપને ઓળખ્યા વિના કામને પ્રેમ માની બેઠાં હો તો જુદી વાત છે બાકી કામ આંધળો છે, એવું તો અમારી સંસ્કૃતિનું ધાવણ ધાવેલું નાનું બાળક પણ જાણે છે.

“ અમારો પ્રેમ–અર્જુનનો આદર્શ કદાપિ કાળે શિક્ષકને શિષ્યા સાથે પ્રેમ કરવાનો અધિકાર આપતો નથી. એ આદર્શને ગોરી બેન ! તું ગાંડપણ માનતી હોય તો તને તારું એ ગાંડપણ મુબારક ! બાકી અમારા દેખતા પ્રેમે તો સ્વયં પોતાની મર્યાદા સ્વીકારી છે. સ્વચ્છંદને સ્વતંત્રતા માનતી તારી સંસ્કૃતિને એ મર્યાદા બંધનરૂપ લાગતી હશે, પણ ત્યાગ ઉપર રચાયેલી અમારી સંસ્કૃતિએ તો સ્વતંત્રતાને પવિત્ર રાખવા માટે સ્વેચ્છાએ બંધન સ્વીકાર્યાં છે. બંધન એ સ્વતંત્રતાનાં ઘાતક નથી—ફક્ત એ બંધન પવિત્ર હોવાં જોઇએ—પરાણે લાદેલાં હોવાં ન જોઇએ.

“ ગોરી બેન ! તારા આંધળા પ્રેમને વશ થઈ આજના શિક્ષકો હયાત પત્ની હોવા છતાં શિષ્યા સાથે પ્રેમમાં પડી લગ્ન કરે છે, એ સ્થિતિ જો આવતી કાલે ફૂલશેફાલશે, તો ગુંડાઓનો ભોગ ન થઇ પડે તે માટે આજના સમાજને બેનદીકરીઓની કાળજી રાખવી પડે છે, તેમ આવતી કાલે શિક્ષકથી પણ ચેતતા રહેવાની જરૂર પડશે.

“ ગોરી બેન ! સહવાસ વધતાં સ્ત્રીપુરુષમાં — પછી એ કોઈ

બીજા સાથે લગ્નથી જોડાયલાં હોય, મિત્રપત્ની હોય કે ગુરુપુત્રી હોય, શિક્ષક અને શિષ્યા હોય કે શેઠ અને નોકર હોય, છતાં એમાં પ્રેમ જાગે એને તમારું પશ્ચિમ 'પ્રેમ આંધળો' કહીને ભલે પ્રોત્સાહન આપતું હોય, હિંદની સંસ્કૃતિ એને કામ માને છે. અને કામ આંધળો છે એટલે સહવાસ વધતાં, સગવડ મળતાં, પ્રોત્સાહન મળતાં આંધળિયાં કરે એમાં નવાઈ નહિ.

"વળી ગોરી બેન! તારો પ્રેમ જેમ આંધળો છે, તેમ એ ભોગવિલાસ ઉપર રચાયો છે, એટલે વિલાસનાં સેવેલાં સ્વપ્નનો વિલય થતાં એ તૂટી પડે છે; જ્યારે અમારો પ્રેમ દેખતો છે, તેની સાથે એ સંયમ ઉપર — ત્યાગ ઉપર રચાયો છે; એટલે જ્યારે તારો પ્રેમ તૂટી પડે છે ત્યારે અમારો પ્રેમ સંયમની અગ્નિપરીક્ષાની ભઠ્ઠીમાં તપતાં વધારે દીપી ઊઠે છે. એ ભઠ્ઠીમાં ય એ તો પ્રેમ જ અનુભવે છે. સાચા પ્રેમને લીધે જ એ વિલાસ ત્યજી શકે છે, વિયોગ સહી શકે છે અને સંયમ પાળી શકે છે. એમાં આદર્શ ખાતર પ્રેમીને ત્યજ્યા છતાં પ્રેમ ઘટતો નથી કે સુકાઈ જતો નથી. પ્રેમ એ પરમાત્માનું સ્વરૂપ છે, પરમ પવિત્ર છે. એ કદી અપવિત્ર બને જ નહિ, અને જો બનતો દેખાય તો જાણવું કે એ પ્રેમ નથી પણ કામ છે."

સુમંત આમ પોતાના આદર્શને પૂર્વ–પશ્ચિમની કસોટીએ જેમજેમ કસવા લાગ્યો, તેમતેમ એને પોતાનું પગલું જ વધારે વાજબી લાગતું ગયું. અને પશ્ચિમની સંસ્કૃતિને બે શબ્દ વધુ કહેવાનું મન પણ થઈ ગયું.

"ગોરી બેન! મને તું પૂર્વનો આંધળો ભક્ત માનજે કે કાળા માનવી તરીકે અસ્પૃશ્ય ગણી હસી કાઢજે, પણ આજે તું મને 'પ્રેમ આંધળો છે' કહીને સમજાવવા આવી છે, ત્યારે આટલી વાત તને કહેવાનું મન થયું છે. પ્રેમ આંધળો નથી એ તો મેં તને પ્રથમ કહ્યું. તમે પશ્ચિમે આંધળો કર્યો છે એ ય મેં તને કહી નાખ્યું. પણ એથી વધારે—પ્રેમને આવતી કાલે તમારે આંધળાની સાથેસાથે પાગલ પણ કહેવો પડશે, એ વખત આજની સ્થિતિ જોતાં આવવાનો છે. ૪૬૦ વોલ્ટ પાવરના વીજળીના દબાણથી તમારી સંસ્કૃતિ ગભરાઈ ઊઠી

ચેતવણી ઉપર ચેતવણી આપતાં લાલ પાટિયાં ચોડે છે—અડકશો નહિ. ૪૬૦ વોલ્ટ પાવરનું વીજળીનું દબાણ છે. ગોરી બેન! ૪૬૦ વોલ્ટથી તમે આટલાં ગભરાઇ જાવ છો અને લાખો પાવરનું સ્ત્રીપુરુષ વચ્ચે કામની વીજળીનું દબાણ છે એની તમે સહવાસને બહાને છેડતી કરો, પછી તમારો પ્રેમ એને આંચકો લાગતાં આંધળો તો શું, પાગલ તો શું, પણ આવતી કાલે મુડદું બની કબરમાં દટાય તો પણ એની નવાઈ નહિ.

"આજની આ કરુણ સ્થિતિ ઊભી થવામાં ચંપાનો દોષ નથી, લલિતાનો દોષ નથી, દોષ મારો જ છે. ગોરી બેન! હું મારી સંસ્કૃતિ પાછળ પાગલ બન્યો છું એમ કહેવું હોય તો તું ખુશીથી કહેજે; પણ ભૂતકાળનો મારી સંસ્કૃતિમાંથી એકએક દાખલો જોઉં છું ને હું એની ઉપર ગાંડો ને ગાંડો થતો જઉં છું. તમે ૪૬૦ વોલ્ટનું વીજળીનું જ પાટિયું માર્યું છે, ત્યારે અમે—મારી સંસ્કૃતિએ વિશ્વામિત્ર અને મેનકાનું પાટિયું મારી જે કરોડો વોલ્ટનું પાટિયું માર્યું છે, તે સમજાય તો તારી દેખાદેખીએ અમારો અહીંનો પવિત્ર પ્રેમ આંધળો થતો બચી જાય. વિશ્વામિત્ર રાજપાટ છોડીને ઋષિ થયો, ઋષિ થયે—રાજર્ષિ થયે જ એને સંતોષ ન થયો, એ બ્રહ્મર્ષિ થયો. સાઠ હજાર વર્ષનું તેનું પવિત્ર તપ મેનકાના નૃત્યે—સહવાસે ચળી ગયું. કામનું સ્ત્રીપુરુષ વચ્ચે લાખો—કરોડો—અબજો વોલ્ટનું દબાણ છે એ એક જ દાખલો આપી અમારી સંસ્કૃતિએ ચેતવણી આપી છે. પછી આજના ભોગવિલાસ ઉપર ઊભેલાં સામાન્ય માણસો, સ્ત્રીપુરુષની સ્વતંત્રતાને નામે, સહવાસને નામે, મિલનને નામે, રંજનને નામે, એ કામ સાથે છેડતી કરવા જાય તે બચે ખરાં?

"ચંપા સાથેનો ગુરુશિષ્યા કરતાં જરા છૂટથી કેળવેલા સ્વાભાવિક સંબંધે જ ચંપાને આ પગલું ભરવા પ્રેરી છે. એને લલિતાએ પાણી સીંચીને ઉછેર્યું ન હોત, હું અજ્ઞાન ન હોત, ચંપાને મારા આદર્શની સ્થિતિ અને અંદરની લાગણીનું ભાન હોત, તો હું નથી ધારતો કે એ આંધળા પ્રેમે આ કરુણ સ્થિતિ ઊભી કરી હોત.

"ગોરી બેન! મને માફ કરજે. હું તારી કોઇ રીતે સલાહ

સ્વીકારી શકતો નથી. રામે જે જલતા હૃદયે સીતાનો ત્યાગ કર્યો હતે એવા જ પવિત્ર પ્રેમભર્યા હૈયે અર્જુનના આદર્શને જીવનમાં પચાવ હું ચંપાનો અસ્વીકાર કરું છું."

સુમંતનો છેલ્લો નિર્ણય હતો : ચંપાના ભાગ્યના લખ્યા લેખ



[૩૬]

**માનવીનું** જીવન ઘડતાં કુદરતને વરસો લાગે છે, પણ એને નાશ કરવો એ એને મન ઘડી–બે ઘડીનું કામ છે! ચંપાના એક જ પગલાએ એના સર્વસ્વને પાયમાલ કરી નાખ્યું અને તે ય કદી ન સુધરે તેવી ભયંકર રીતે! કાયદાની કલમમાં જેમ મારવા કરતાં ઉગામવાને ગુનો ભારે છે, તેમ નાતના પીનલ કોડમાં ચંપા પુનર્લગ્ન કરે તે કરતાં એ નાસી ગઇ એ ગુનો વધુ મોટો હતો. પુનર્લગ્ન એ કરે કે ન કરે, પણ એણે ઘરમાંથી પગ બહાર કાઢયો એટલે ખલાસ! પછી એ અગ્નિ-પરીક્ષામાં પસાર થાય તો પણ એને નાતથી સંઘરાય જ કેમ! પાંચદસ કે પંદર વર્ષે ગજાનન અને એના કુટુંબનો ગુનો નાત કદાચ માફ કરે, પણ તેથી કાંઇ ચંપાને સંઘરવી એ કુટુંબના હિતમાં ન હતું.

બિચારી ચંપા! સુમંતે હા પાડી હોત અને એના હાથથી કમળાની બાજી સુધરે એમ હોત તો એ પાછી જાત. એણે આ સ્થિતિ કલ્પી હોત તો એ આ પગલું જ ન ભરત. પણ અત્યારે થનાર વસ્તુ થઇ ગઇ. એના મનોરથ ધૂળમાં મળ્યા તેનો એને રંજ ન હતો. સુમંતના આદર્શના બોલ સાથે જ, સૈનિક 'એલર્ટ'નો હુકમ મળતાં કદમ મિલાવતો ખડો થઇ જાય, તેમ એ સ્વસ્થ થઇ ગઇ હતી. અને એ સ્વસ્થ ન હોત તોપણ કમળાનો પ્રશ્ન આવતાં સ્વસ્થ થઇ ગયા વિના રહેત જ નહિ. નાકલીટી કરીને જો પાછાં જવાથી એના મનની મુરાદ બર આવતી હોત તો તે એમ કરવા તૈયાર હતી. પણ બિચારી નાદાન છોકરી! નાતના પોલાદી ચોકઠામાં સળીપોલ જેમ પણ હોય તો શું જોઇતું હતું?

ઊલટો કુટુંબ માટે કંઇ વર્ષો પછી નાતનો દરવાજો ઊઘડે તેવી આશા હતી એ એના પાછા જવાથી સદાનો દેવાઈ જતો હતો. એનું હૈયું કમળા માટે ફાટી પડતું હોય છતાં એનો કોઇ ઉપાય ન હતો. એટલે હાલ તો એને લલિતાના સહાનુભૂતિભર્યાં સૂચનનો આશરો લઇ તેની સાથે જ દક્ષિણમાં જઈ ખાદી—આશ્રમમાં એક વખત દટાઈ ગયા વિના બીજો કોઈ રસ્તો રહ્યો ન હતો.

કમળા! ભાગ્યના આ લખ્યા લેખ જ તારે હવે તો માનવા રહ્યા ને? એક બાજુ તારો રસ્તો જેમ દેવાઇ ગયો, તેમ બાજુથી ઓચિંતો ઊઘડી ગયો. તને તારાં સ્વપ્નોની પડી હતી, પણ મોતીરામના દુઃખનો ઓછો પાર ન હતો.

વિવાહ! ભોળી છોકરી એ તો માબાપની એક રમત છે. એના ઉપર તું આટલી બધી મદાર બાંધી દે એ જ તારી મૂર્ખાઈ છે. લગ્ન એ જો અમારે મન જવાબદારીનો પ્રશ્ન હોત, સ્ત્રીપુરુષનો સ્વતંત્ર રીતે વિચારવા જેવો સવાલ હોત કે એમાં અમે સહેજ પણ ગંભીરતા માનતાં હોત તો ચારચાર ને છછ વર્ષનાં છોકરાંની સગાઈ કદી કરાતી હોત ખરી? એ તો છોકરાંને લાડ લડાવવાની માબાપની એક સામાન્ય રમત છે. રમતમાં કદી ગંભીરતા હોય ખરી? પછી તું તારી બાળકબુદ્ધિના પ્રતાપે પોપટ પાછળ ઘેલી થઈ ગઈ હોય તો હજુ સમય છે, સમજી જા; તારા ગાંડા હૈયાને કહી દે કે પોપટ આજથી તારો કંઇ નથી. તારું હવે કોઈ બીજા પોપટ સાથે પાનું પડવાનું છે. પછી તું એને રાજીખુશીથી સ્વીકાર કે છીવ બાળીબાળીને કબૂલ કર.

કમળા! તું તારા ઢોળાઇ ગયેલા દૂધને રડચા કરે છે,ત્યારે મોતીરામ તારું બીજે ક્યાં નક્કી કરવું એ વેતરણમાં હતા. વિવાહને—લગ્નને રમત માનતી આખી નાતમાં એવાં ક્યાં મૂરખ માબાપ હોય કે આજ સુધી તારા લાયક એવડા મોટા છોકરાના વિવાહની રમત ખેલ્યા વિના બાકી રહ્યાં હોય? અને કોઇ બાકી હોય તો એ તારા કામનો પણ શું? એટલે તારા લાયક છોકરો હોય છતાં એ માબાપને વિવાહની રમત રમવા કોઇ સામો પક્ષ ન મળ્યો હોય તેવા નાલાયકની સાથે તારી રમત રમે એવા મોતીરામ કાંઈ મૂરખ હતા?

પણ તારા કરમમાં સારા લેખ હશે તે કોણ મિથ્યા કરે ? વિવાહ તોડવા કરતાં ય મોતીરામના વ્યાવહારિક મગજને નવો વિવાહ ક્યાં કરવો તેની વધારે ચિંતા હતી. કયાં માબાપને દીકરીની ચિંતા ન હોય ? પણ દરેકનો ભગવાન છે ને ? સ્વપ્ને ય કોને ખ્યાલ હતો કે ચંદ્રકાન્ત ઓચિંતો રાંડશે ? તારો કયાં અજાણ્યો છે ? પોપટ કરતાં કોઇ રીતે એ ઊતરે તેવો છે ? બીજવર કહેવાય છતાં વીસ વરસ જ એને થયાં છે કે વધારે ? કમળા ! ઐરાં કહે છે તેમ તું પૂરી ભાગ્યશાળી. પાછળ મહિનાની છોડી હતી તે ય પંદર દહાડામાં વિદાય થઈ. લખ્યા લેખ વિના, આવો વર તને ક્યાંથી મળે ?

નાદાન ! સાવ નાદાન છોકરી નહિ તો બીજું શું ? આવો સરસ મોકો મળ્યો ને મોતીરામ વિવાહ કરવાનું બંધ રાખે, એ તારી આજીજીમાં સાર શો છે ? તું પોપટને મનથી પરણી ચૂકી છે એમ માથું પટકીને કહે તો ય શું વળે ? અરે, મનથી શું પણ વિધિથી—દેહથી પરણી ચૂકેલાં કંઇને નાતના બંધને—કુળવાનશાહીના બંધને અપરણ્યાં માની બીજે પરણાવવા પ્રયત્ન કર્યા છે. ગામડાંમાં એવો દાખલો તો તેં ક્યાંથી જોયો હોય, પણ શહેરમાં—સુધરેલામાં એવા દાખલા બન્યા છે, તો બિચારી તારી તે શી વિસાત છે ? કેવી નાદાન વાત કરે છે ? તારે પોપટને ય નથી પરણવું ને કોઇને નથી પરણવું ? બસ ! તને આમ વિધવા તરીકે ગણવી હોય તો વિધવા ને કુંવારી તરીકે ગણવી હોય તો કુંવારી તરીકે એમ ને એમ રહેવા દે, એ તારું કહેવું છે ને ? અરે ભોળી છોકરી ! એક વખત તેં કહ્યું કે તું મનથી પરણી ચૂકી હોય તેની અમારે કંઈ કિંમત નથી. અમારે તો કિંમત મનની નથી પણ તનની છે. તેં આઠઆઠ વરસથી પોપટનાં સ્વપ્ન સેવ્યાં ન હોત, તું એને ભલેને ધિક્કારતી હોત છતાં જો તમારો બેનો હસ્તમેળાપ—ફક્ત એક વખત બે હાથ ભેગા થવા જેટલો વિધિ થઇ ગયો હોત તો તને—તારી ઇચ્છા ન હોત તોપણ પરાણે તું કહે છે તેમ વિધવા તરીકે જીવવાની તું અધિકારી ગણાત. પણ તું તારા મનથી ભલેને પરણી ચૂકી હોય પણ નાતની આંખે—વ્યવહારની આંખે કુંવારી છે જ. અને કન્યાને આજીવન કુંવારી તો શું પણ સ્ત્રીધર્મમાં આવ્યા

પછી કુંવારી રાખનાર માબાપ રૌરવ નરકનાં અધિકારી ગણાય છે, એટલા માટે તો મોતીરામની આ બધી ઉતાવળ છે.

કમળા ! અજ્ઞાન કમળા ! તું અમસ્તી વલોપાત કરે એટલું જ. તને એક વખત તો કહ્યું કે વિવાહ એ અમારે મન વ્યવહાર છે, સારી જગા ખોળી લેવાની યુક્તિ છે, એમાં લાગણીભીના થઇ જવું એ મૂર્ખાઇ નહિ તો બીજું શું ? અને એ મૂર્ખાઇ તું કરવા ગમે એટલી ઇચ્છા રાખે પણ મોતીરામ તારા જેવા મૂરખ નથી. આવો સરસ મોકો મળેલો એ ગુમાવે ?

તું શું આ વાત કરે છે? પોપટ વગર તારાથી જિવાશે નહિ ! ચંદ્રકાન્ત પોપટ કરતાં બધી રીતે ચડિયાતો હોવા છતાં તું એની સાથે છવી જ ન શકે, એ તું કેવી વાત કરે છે? અમે એ માનીએ ય શી રીતે?

શું તેં કહ્યું, કમળા? પ્રેમ વિના તું ચંદ્રકાન્ત સાથે રહી જ શી રીતે શકે, એમ તારું કહેવું છે ને ? ગાંડી ! લગ્નને–પતિપત્નીના સંબંધને અને પ્રેમને સંબંધ જ શો છે? પતિનો અસહ્ય માર ખાવા છતાં લક્ષ્મી મણિકાકા સાથે રહી શકે છે તે તારું ક્યાં અજાણ્યું છે? તારા ઘરની–તારી માની–મંછાની જ વાત જોને ! મોતીરામ સાથે હસ્તમેળાપ વખતે હાથ મિલાવતાં જ એ છળી મરી હતી, છતાં આજે જીવે છે કે નહિ? અરે, સાવ મૂરખ છોકરી ! પરણવા માટે પ્રેમ જોઇએ એમ તને કહ્યું જ કોણે ? અને એ તો તને મનગમતો પોપટ મળી ગયો—ગામમાં ને ગામમાં એટલે પ્રેમ-પ્રેમ કરે છે, પણ કોઇ અજાણ્યો—બહારગામનો અણુ-ગમતો પહેલેથી તારા કરમે લખાયો હોત તો તારો પ્રેમ ક્યાં જાત ?

ભૂંડી ! જાગીને જુએ તો સંસારીને જેમ આ જગત મિથ્યા અને બ્રહ્મ સત્ય ભાસે છે, તેમ તું તારી બાળબુદ્ધિ ત્યજીને જો ખેરખેર જોઇ વળીશ, તો તને ખાતરી થશે કે, પ્રેમ એ મિથ્યા છે અને લગ્ન એ જ સત્ય છે.

મૂરખી છોકરી ! તું શું એમ માને છે કે કોઇ દલીલ પોપટ પ્રત્યેનો તારો પ્રેમ નહિ બદલી શકે? આ બધી અમારી ડાહ્યાની—વ્યાવહારિક માણસોની શિખામણને તું બકવાદ માની હસી કાઢે છે? તને એ ગળે જ ઊતરતી નથી, એમ ને?

પણ ચાલ, અમારો બકવાદ ઘેર રહ્યો. તું જ હવે બોલ કે પોપટ તરફની તારી લાગણી નહિ બદલે તો કોણ દુ:ખી થવાનું છે? તું કે અમે? પોપટ સાથે એ ભૂતકાળની વાત બની ગઈ છે—આજે તો ચંદ્રકાન્ત સાથેની જ તારે વાત કરવાની છે. અને એ સત્ય સૂર્ય પૂર્વને બદલે પશ્ચિમમાં ઊગે છતાં મિથ્યા થાય તેમ નથી. અમે તો કહીએ છીએ કે પડયું પાનું નિભાવી લેવું એ જ સુખી થવાનો સાચો માર્ગ છે. પછી તું ન સમજે તો તારા ભોગ!

કમભાગી કમળા! આમ વ્યવહારે કમળા સાથે થાય તેટલાં માથાં કૂટયાં પણ એનું હૈયું ધારણ નથી રહેતું એમાં એનો શો ઉપાવ? પોપટ સાથેનો વિવાહ નાતને મન ભલે કાચા સૂતરના તાંતણા સરખો —મન ફાવે ત્યારે તોડી શકાય તેવો હોય, કમળાને મન એ ભવોભવનું બંધન હતું—તોડયું તૂટે કે ફાટયું ફાટે નહિ તેવું વજ્રલેપ સમું. વ્યવહાર એને સમજાવે કે ચંદ્રકાન્ત તને એથી સવાયો દોઢો મળે છે, પછી આટલો રંજ શો? પણ પોપટ સાથેનો સ્નેહ એને મન વેપાર ન હતો કે એનાં એ નીચાંઊંચાં થતાં ત્રાજવાંની દાંડી સામું જુએ. પોપટ એને મન સરખામણીનો સવાલ ન હતો કે એ ત્રિરાશી મૂકી નફાતોટાની સરવાળાબાદબાકી કરી જુએ. પોપટ! એનો પોપટ! જેવો હોય તેવો —સંપૂર્ણ કે અધૂરો, લૂલો કે લંગડો—એને મન એ એનું સર્વસ્વ હતો. ચંદ્રકાન્ત તો શું પણ રાજાનો કુંવર પણ પોપટની જગાએ બેસી શકે તેમ ન હતો.

અને સામી બાજુએ નક્કર સત્ય હતું કે આવતી કાલે એણે પોપટને મૂકી ચંદ્રકાન્ત સાથે જ નવે નામે જમાઉધાર માંડવાનું હતું! એના પક્ષે—ચંપાએ હાથે કરીને દરવાજો બંધ કર્યો હતો તેમાં બીજું કોઇ શું કરે? અને આ ભાવી પગલું જ સર્વને હિતકર ન હોત તો ગજાનન અને મહાલક્ષ્મી પણ ખુશી થઇ સંમતિ આપે? આજે નહિ તો કાલે, વિવાહ થશે એટલે અને કાલે નહિ તો પરમ દિવસે લગ્ન થશે ત્યારે પોપટને ભૂલ્યા વિના કમળાનો છૂટકો હતો?

કમળા! તું એમ માને છે કે તારું લગ્ન અટકે? ગાંડી! એ તો તારી મૂર્ખાઇ છે. તું તો હજ ચૌદ વર્ષની—ભલેને સોળ વર્ષની

અને મોંમાર દેખાય પણ સગીર છે; મોટી વીસવીસ અને પચ્ચીસ-પચ્ચીસ વર્ષની યુવતીઓએ ધમપછાડા કરીકરીને મરી જાય એટલા પ્રયત્ન કર્યા છતાં તારે રસ્તે ધકકેલાઇ છે, તો તું—એક મગતરું એમાંથી છટકી શકે? અને તે ય તારી આ જૂનીપુરાણી રૂઢિમાં સબડતી નાતના પંજામાંથી ? જ્યાં બંને પક્ષ તારા વિરોધમાં હોય ત્યાંથી સ્વયં ભગવાન આવે તો પણ તારો ઉદ્ધાર શી રીતે થાય ? જેને ઘેર જવા તું તલપે છે, એમણે તો તને બીજાને સોંપવા સ્વેચ્છાએ હા પાડી છે, પછી ભગવાને તને છોડાવે શી રીતે ? તું છૂટે જ કયાંથી ?

બિચારી કમળા ! ભોળી કમળા ! અવ્યવહારુ કમળા ! તું ગમે તેટલા ધમપછાડા મારે તેનો શો અર્થ ? ભલે તું ન ઇચ્છતી હોય પણ ચંદ્રકાન્ત સાથે તારો વિવાહ થયો એ વાત હવે ઓછી ફોક થાય તેમ હતી ?



## [૩૭]

**કલ્પનામાં** ય ન આવે તેવું સાગરમંથન કમળાના હૃદયમાં થઈ રહ્યું હતું. એણે આ જન્મે તો પોપટ સિવાય કોઇનો વિચાર કર્યો ન હતો. બાળપણથી એના હૃદયે એને પતિ તરીકે પિછાણ્યો હતો, પૂજ્યો હતો અને ઊર્મિ અનુભવી હતી. ઊંઘમાં ય એને પોપટ સિવાય કોઈનું સ્વપ્ન આવ્યું નહોતું. એણે અને પોપટે કલ્પનામાં રસઝૂલે ઝૂલવામાં બાકી રાખ્યું ન હતું. આઠઆઠ વર્ષથી સુખદુ:ખમાં સાચી ભાગીયણ થવાના કોડ સેવતી એ અત્યારે એને શી રીતે ભૂલે ? એ પ્રેમ કરતાં શીખે તે પહેલાં હૃદય જ પ્રેમમય બની ગયું હતું, ત્યાં મનથી માનેલા, હૃદયે સ્વીકારેલા, નયને વધાવેલા પોપટને મૂકી—ભૂલી—એ બીજે કેવી રીતે જઈ શકે? પૂર્વે એક વાર એને પરાણે પીરસવાનો પ્રસંગ આવ્યો ત્યારે એણે પત્નીના ભાવથી તો પોપટને જમાડ્યો હતો. એના ઉપર હકદાવો કરતાં પોપટે ચોટલો ઝાલીને ખેંચી જવાની વાત કરી હતી.

લગ્ન લેવાયું ત્યારથી કમળાના હૈયામાં પોપટ ઊલટો વધુ ને વધુ આવજા કરવા લાગ્યો. છેલ્લા પંદર દિવસથી તો એ જાણે એના હૈયામાં ધામા નાખીને પડ્યો હોય તેમ મુદ્દલ આઘો ખસતો ન હતો. આંખો બંધ કરી એ અંતરના ઊંડાણમાં ઊતરી જતી ત્યારે એને રુક્મિણી, સુભદ્રા, ઓખા અને છેક છેલ્લેછેલ્લે ગઈ સાલ જોયેલી રામલીલાની સંયુક્તા હાથ ઊંચા કરીકરીને કહેતી હતી કે એમાં આટલી બધી ગભરાય છે શું કરવા? પુરાણા કાળથી અમે તારો—તારા જેવી સર્વ અબળાઓનો રસ્તો સાફ કરી રાખ્યો છે!

પણ એની બીંજાયેલી ભારે પાંપણો ખૂલતી ત્યારે ત્યાં નહોતા કૃષ્ણ, અર્જુન, અનિરુદ્ધ કે પૃથ્વીરાજ—હતો ફક્ત એની માફક ખાલી હૈયાબળતરા કરતો, અંતર બાળતો અને મોંમાં કોળિયો પેસતો નહિ તે દુઃખમાં ઊના નિઃશ્વાસ નાખતો અને 'એલ–ઓ–વી–ઇ=લવ એટલે પ્રેમ, એલ–ઓ–વી–ઇ=લવ એટલે પ્રેમ' ગોખ્યા કરતો છાત્રાલયમાં પડેલો પોપટ!

ગાઢ અવાટવિમાં ભૂલા પડેલા માનવીને રાત–દિવસની ખબર પડ્યા વિના જેમ દિવસો પસાર થાય તેમ લગ્નનો દિવસ નજદિક આવતો હતો. વાજાંવાળાને, માંડવો બાંધનારને, રસોઇયાને અને છેક છેલ્લે સગાંસાગવાંને પણ કંકોત્રીઓ રવાના થઈ ગઈ હતી. ફક્ત આડા સાત દિવસ હતા. પાંચમી વરધે—પરમ દિવસે માંડવામૂરત હતું; છતાં કમળાના હૃદયમાં ઝંખના એની એ હતી—કેમ પોપટ પોતાનું હરણ કરી જતો નથી? કેમ ચોટલો ઝાલીને પોતાને ઘસડી જતો નથી?

ભોળી કમળા! તારી જેમ જ મહમદ સોમનાથ ઉપર ધસી આવતો હતો ત્યારે પૂજારીઓએ ઠેઠ સુધી ઝંખ્યા કર્યું હતું—છોને આવે! મહાદેવ–ત્રિપુરારિ એને નજીક આવતાં જ બાળીને ભસ્મ કરી નાખશે. પણ પૂજારીઓ જોતા રહ્યા, આંખો લૂછતા રહ્યા, ને મહમદે ભોળા શંભુના ચૂરેચૂરા કરી નાખ્યા. એને કરડી ખાવા લિંગ હેઠળથી ભમરા નીકળવાને બદલે ઝવેરાત નીકળ્યું! તું પણ એ પૂજારીઓ જેવી વ્યર્થ કલ્પના કરી રહી છે. દહાડાઓ—ઘડીઓમાં જ હવે તારી મૂર્તિ ભાંગીને ભૂકો થઈ જવાની છે. આજે તું વીસમી સદીમાં, હજારો વર્ષો

પહેલાંના અર્જુન, કૃષ્ણ અને અનિરુદ્ધને સંભારે એમાં તારું શું વળવાનું હતું? તારો પોપટ પૃથ્વીરાજ જેવો કંઇ યોદ્ધો નથી કે તને બધાંની આંખોમાં ધૂળ નાખી ઘોડે બેસાડી લઇ જાય. કમળા ! પુરાણની કથાઓ આજે જીવતી હોત તો આ વખત જ ન આવ્યો હોત. મધ્યકાળનું વીરત્વ આજે મોજૂદ હોત તો આજ વહેંતિયાં માનવી પણ ન પાકયાં હોત. એ સર્વ ભૂતકાળની વાતો સંભારીને રડવું ને એ આશાએ સ્વપ્નાં સેવવાં એ મૂર્ખાઇ છે. જરા વર્તમાન સામું તો જો —આજે માંડવામૂરત થયું. આજથી તારા લગનનાં ગીતો બૈરાં જોર કરીકરીને ગાશે. તારાં વખાણ કરીકરીને ફુલાશે. તારા ભાગ્યના મિનારા ઉપર મિનારા ચણશે. આવતી કાલે, તું જોતી રહીશ ને તને વિદાય કરશે અને ઉપરથી તને ચમચમે એવો ચાબખો ય મારશે: 'લાડીએ માના ખોળા વિસારી મૂકી સાસુના ખોળા વહાલા કર્યા.'

બિચારી કમળા ! પાંચમી વરધે જ્યારે મોડી રાત સુધી એના લગ્નનાં ગીત બૈરાંએ ગળાં તાણીતાણીને ગાયાં, ત્યારે વૈદિક યુગની— કૃષ્ણ, અર્જુન અને અનિરુદ્ધની કલ્પના એણે મૂકી દીધી; રાજપૂતયુગનો પૃથ્વીરાજ પણ અંતર્ધાન થઇ ગયો. અને એને આવતી કાલની—આ યુગની પ્રતીતિ થઈ.

જૂનો કોઇ રસ્તો એને શકય ન જણાયો, ત્યારે આ યુગનો નારીસુલભ અને એકમાત્ર ધોરી રસ્તો એને સ્વપ્નામાં ખૂલતો જણાયો. હાથપગ બાંધીને કૂવામાં પડેલી ત્રણ વરસ ઉપરની કંકુની લાશે એને આજનો સ્ત્રી માટે રહેલો એક અને છેલ્લો માર્ગ સુઝાડ્યો. એ માર્ગમાં જ એને મુક્તિ દેખાઈ હોય તેમ કમળાના હૃદયનો ભાર એકદમ હલકો થઈ ગયો.

દરરોજની ઉદાસીનતાને બદલે એના મુખ ઉપર આજ પ્રફુલ્લતા જોઇ મંછા મનમાં ને મનમાં હરખાઈ. ગમે તેટલું તો ય છોકરું ! એનું મન બીજે વળતાં કેટલી વાર !

એ સાંજે બે વાર માગીને કમળા પેટ હાંસીહાંસીને કંસાર જમી ત્યારે દીકરીની આ છેલ્લી ખુશાલી જોઇ મંછા મનમાં ફરી મલકાઈ. આજે જાણે એને મન સોનાનો સૂરજ ઊગ્યો.

મોડી રાત્રે બૈરાં ગાઇને વેરાઇ ગયાં, જળ જંપી ગયું, ત્યારે જે રસ્તો લેતાં કઠણુ કાળજાનાં અને દુઃખી માનવી પણ ડરી જાય તે ભણી કમળાએ પગલું માંડ્યું. ધીમેથી એણે કમાડ ખોલ્યું. મંછા દીકરીના લગ્નના કારભારથી થાકીને ઘસઘસાટ ઊંઘતી હતી. નિર્ભય બની હોય તેમ કોઇ જાતનો હૃદયમાં થડકાર અનુભવ્યા વિના કમળા બિલ્લીપગે ઝપાટાબંધ ફળિયાની બહાર નીકળી ગઈ. સ્ત્રીઓનું હંમેશનું સંગમસ્થાન અને સુખદુઃખનો સદાનો સાથી કૂવો એને પોતા તરફ ખેંચી રહ્યો હતો. એ ઝપાટાબંધ કૂવાનાં પગથિયાં ચડી ગઈ. કંકુની લાશ કૂવામાંથી કાઢી ત્યારે એના બાંધેલા હાથપગ કમળાએ જોયા હતા પણ તે ઘડીએ એને ક્યાં ખબર હતી કે એ અનુભવ એને ભવિષ્યમાં કામ આવવાનો હતો? ઓઢણી કાઢી એના બે છેડા વડે હાથપગ છૂટે નહિ તેમ બાંધ્યા. એની ચેષ્ટા જોઇ રહેલી રજનીદેવી—એ ધબાકો થયો...એ પડી...એમ શોચતી ઘડીભર થંભી ગઈ.

મરવું—આપઘાત કરવો એ કંઇ નાનાં છોકરાંના ખેલ છે! કમળાએ કૂવામાં ડોકિયું કર્યું ત્યારે કાળાં કર્મને આશ્રય આપતો—પ્રેરણા આપતો અંધકાર ચાંદનીમાંથી બચવા કૂવામાં—વડના ઢાંકણ નીચે કાયા લંબાવીને પડ્યો હતો. વડલાને ભેદી કંઈકંઇ તેજટીપાં એના શ્યામ શરીરને ભીંજવી રહ્યાં હતાં. કમળાએ બીજી વખત અંદર ડોકિયું કર્યું ત્યારે એ જાણે કહેતો ન હોય—તારા જેવાં દુઃખિયાંને માટે તો હું ઓથો કરીને ઊભો છું.

બસ! કમળાએ છેલ્લી વખત—જીવનદીપને બુઝાવી નાખતાં પહેલાં એક વખત 'પોપટ'ના નામનો ઉચ્ચાર કર્યો. જાણે પાછળથી પોપટે પડઘો પાડ્યો હોય 'કમળા' અને એ શબ્દોચ્ચારનો એને ભાસ થતાં એણે પાછું વાળીને જોયું. બિચારી કમળા! વહેતા વાયુએ તેને ભ્રમ ઉપજાવ્યો હતો. પાછળ ફરેલી નજર મહાદેવ ભણી જતાં એના મોંમાંથી મરતાં પહેલાં પાછું "હે! ભોળા શંભુ! પાર્વતી મા!" એ શબ્દો ઉચ્ચારાઇ ગયા.

તે જ ક્ષણે જાણે મહાદેવે પાર્વતીને ભડકાવવા પહેલવહેલું જે સ્વરૂપે દર્શન દીધું હતું તેવું બિહામણું—રાક્ષસી રૂપ ધરીને પોતા તરફ

તે ધસી આવતા ન હોય તેમ જોઈને કમળા છળી મરી. રાક્ષસને જોઈ કોઈ જીવ લઈને નાસે, તેમ કમળા એકાએક અંદર પડવાને બદલે જેમ તેમ હાથપગ છોડી—ઓઢણી શરીરે વીંટી—ના વીંટી ને ઘર તરફ દોડી. માનવીના આત્મસમર્પણની આટલી નિર્બળતા જોઈ રજની દેવીના હાસ્યથી બે તારા નીચે ખરી પડ્યા.

ભલભલાં પ્રણયી દંપતી વિખૂટાં પડતાં મરતાં નથી, તો બિચારી કમળાનું શું ગજું? માનવી કંઈ સારસજોડલી નથી હોતી. કમળા જેમ જીવ કાઢવા ગઈ હતી તેમ પાછી જીવ લઈને હતી ત્યાં ને ત્યાં, કોઈ ન જાણે તેમ આવીને પથારીમાં સૂઈ ગઈ. ઘડી પહેલાં મરવું એ જ જેનું સર્વસ્વ હતું તે એકદમ બદલાઈને જીવવું એ જ સર્વસ્વ થઈ ગયું!

એક જ ક્ષણ—એક જ પળ જો વીતી ગઈ હોત તો કમળા આ દુનિયામાં નહોતી જ. પણ એની નજર મહાદેવ તરફ પડે ય નહિ અને શંકરના રાક્ષસી સ્વરૂપની ભ્રમણા એના અંતરમાં જાગે ય નહિ. જો એને મરવું જ હતું, એ છળી મારી હતી, તો હાથપગ છોડવા રહી તેને બદલે કૂવામાં પડતું જ કેમ ન નાખ્યું? શંકરે એને કાંઈ ના કહી? કોણે પાર્વતીએ એને પડતાં અટકાવી? પાર્વતીએ એને રસ્તો સુઝાડ્યો? આટલા દહાડા સુધી રુકૃમિણી, સુભદ્રા અને ઓખાએ રસ્તો બતાવ્યો હતો, તે શું ઓછો હતો કે પાછાં પાર્વતી જાગ્યાં?

કમળાના મોંમાંથી શિવાલય તરફ જોઈ 'પાર્વતી મા!' શબ્દ નીકળતાં જ ભરઊંઘમાં પડેલાં પાર્વતી પોતાની દીકરીની દુઃખી ચીસથી જાગી ગયાં, અને એકદમ ખડાં થઈ કમળા તરફ જોતાં પોકારી ઊઠ્યાં: "તેં મને 'પાર્વતી મા' કહી બૂમ પાડી?"

પોતાના જીવનની કરુણતાને મોં ઉપર લાવતાં કમળાએ નીચું જોઈ કહ્યું: "હા, મા!"

"તું મારી દીકરી છે?"

"બ્રાહ્મણની દીકરી—હિંદુની દીકરી, આર્યાવર્તની દીકરી એ સર્વ તમારી દીકરીઓ નહિ તો બીજા કોની?"

"નહિ, નહિ, આજે કોઇ મારી દીકરી હોય તેમ મને દેખાતું નથી. તું ય મારી દીકરી નથી."

"હું કમળા? મા! આ શું બોલો છો?"

"સાચું કહું છું."

"મારું હૃદય ખોલીને બતાવું તો?"

"હૃદય કરતાં તારું આ વર્તન જોઉં છું તે જ પૂરતું છે."

"મા! તે વિના બીજો ઉપાય? પોપટને હું નથી જ ભૂલી શકતી."

"મારી દીકરી હોય તે તો પોતાના મનથી માનેલા પતિને કદી ભૂલે જ નહિ."

"તો?"

"તને મનમાનેલા પતિને વરવા રુક્મિણી, સુભદ્રા અને ઓખા વિના કોઇ રસ્તો જ ન જડયો?"

"ન જડયો ત્યારે જ આ પગલું........"

"આ પગલું? કૂવે પડવાનું? મારી દીકરી એ પગલું કદી ભરે જ નહિ."

"ત્યારે?"

"માનું પગલું એ દીકરીનું પગલું."

અને છેલ્લો આદેશ 'પાછી જા' આપતાં પાર્વતી અલોપ થઇ ગયાં. પાર્વતીનું પગલું! મા ઉમાનું પગલું ધરયા આવતા શંકરના રાક્ષસી સ્વરૂપમાંથી કમળાને પ્રત્યક્ષ થયું. અને ગઇ જ શિવરાત્રી ઉપર આબેહૂબ શિવપાર્વતીનું ભાવસહ ભજનરૂપે સાંભળેલું અને જોયેલું પરસોત્તમ ભગતનું આખ્યાન કમળા સન્મુખ ખડું થયું.

બાળપાર્વતીએ સાચા દિલથી હઠ પકડી છે કે મારે બસ શંકરને જ પરણવું; અને સંકલ્પથી—મનથી તો એ પરણી ચૂકી જ હતી. પાર્વતીની મા એને શંકરનું વર્ણન કરીકરી—એ અઘોરી છે, જટાવાળો છે, ભયંકર છે—એ ઘેલછા છોડી દેવા સમજાવે છે. જેમાંથી પાર્વતી ઉમા કહેવાઇ તે વાણી મા ઉચ્ચારે છે—"ઉ......મા!" કોઇ વસ્તુને ભૂલેચૂકે અડકતાં પણ દાઝી જવાય તેવો ભાવ પાર્વતી આગળ

મા સ્પષ્ટ કરતાં "ઉ" કહીને દાઝયાનો સિસકારો બોલાવતાં ચેતવણી આપે છે "મા!" ના, એ વાત જ કદી સંભારતી નહિ. છતાં પાર્વતીની ઉ...મા—ઉમા બનેલી બાળ ઉમા માનું કોઇ વાતે કહેવું સાંભળતી નથી. છેવટ રાજકુંવરી ઉમા માબાપની ધાકધમકી અને વિનવણીઓને અવગણી મનના માનેલા પતિ શંકરને મેળવવા ચાલી નીકળે છે.

ને તે કેવી સ્થિતિમાં—શંકરને તેણે દીઠે તો કદી જોયા નથી. એ પોતાને સ્વીકારશે કે કેમ એની પણ ઉમાને ક્યાં ખાતરી હતી? એ એને મળશે કે કેમ, મળશે તો ક્યાં મળશે, કેવી રીતે મળશે, ક્યારે મળશે તેની કોઇ દિશા ઉમા પાસે ન હતી. પણ શુદ્ધ પ્રેમને—સાચા પ્રેમને સામો બદલામાં પ્રેમ મળશે કે કેમ એની પરવા જ કયાં હોય છે?

ઉમા પોતાના પ્રેમીને મળવા—શંકરને મળવા ઘોર તપ આદરે છે, અને એની આટલી આકરી પરીક્ષા ઓછી હોય તેમ શંકર જાતે એને શંકરનું પોતાનું નામ છોડી દેવા સમજાવે છે. માએ નહોતા વર્ણવ્યા તેટલા ભયંકર સ્વરૂપનાં શંકરનાં વર્ણન—શંકર જાતે કરી એને સમજાવાય તેટલી—બિવડાવાય તેટલી બિવડાવે છે; છતાં પાર્વતી જ્યારે પોતાના મનથી માનેલા શંકરને પ્રાણાર્પણે પણ છોડવાની વાત કરતી નથી, ત્યારે શંકર—શંભુ જાતે પોતાના સત્ય સ્વરૂપ સાથે આવી હાજર થાય છે અને ઉમા શંકરને વરે છે.

આ આખો ચિતાર—પરસોતમ ભગતના આખ્યાનનો આબેહૂબ ભાવસહ દેખાવ કમળા સમક્ષ પાર્વતીના એક જ વાકયે—ખડો થઇ ગયો. પાર્વતીની દીકરી પોતાનો મનમાનેલો પતિ મેળવવા મરે નહિ પણ તપ કરે—ત્યાગ કરે.

એનો પોપટ—અર્જુન, અનિરુધ્ધ કે કૃષ્ણ ન બની શકતો હોય તો ફક્ત એણે પાર્વતી બનવાનું જ રહ્યું. માનેલો પતિ એને તેડી જવા ન આવતો હોય તો એણે જાતે એને ઘેર જવું જોઇએ. એ સ્વીકારશે કે નહિ, એ પ્રશ્ન જ કયાં ઊભો થતો હતો? પ્રેમે એવી ગણતરી કરી છે જ કયારે?

બેત્રણ માસથી હૈયાના વલોણાથી જે માખણ ન નીકળ્યું તે છેલ્લી ઘડીએ—મરણની અણી વખતે કમળાને લાધ્યું. રાતે એક ઘડીનો જ

વિલંબ લાગ્યો હોત તો જીવન પરવારી બેઠી હોત એવી કમળા સવારમાં નવા જીવનમાં પ્રવેશી. મા પાર્વતીનું તેજ એના લલાટે ચમકતું હતું. લગ્ન માટે આણેલાં નવાં કપડાંમાંથી પોતાને—પોપટને ગમતી કેસરી રંગની જોડ પહેરી, હરખાતી અને ઉલ્લસતી એ મા પાર્વતીને દર્શને નીકળી ત્યારે એના હૈયાનો હરખ જોઇ મોતીરામ ને મંછા હરખાઇ ગયાં.

પણ આ શું? પાર્વતીને પગે લાગીને એ ઘેર જવાને બદલે આમ કયાં જઇ રહી હતી? જ્યાં જતાં એના પગ પહેલાં સંકોચાતા હતા, અને આ પરિસ્થિતિમાં તો જવા ઊપડે જ નહિ, ત્યાં પોપટને ઘેર એ જતી હતી કે શું?

અરે! જતી હતી શું—ગઈ જ. પોપટ સાથે રમવા વર્ષો પૂર્વે એ જે સહજ ભાવે જતી હતી એટલી જ સહજતાથી. એની બાળ સ્મૃતિના ગજાનન એમની આગળ એ ભોળા શંભુની સેવામાં બેસતા ત્યારે એ પોતાને જ ચાનો પ્યાલો લઇ જવાનો હક માનતી હતી એ જગાએ—આજે વર્ષો પછી—ગજાનનની સમક્ષ જઇ તેણે પહેલાં હાથ જોડી પ્રણિપાત કર્યા અને પછી તેમના ખોળામાં એણે માથું મૂકી દીધું.

"કોણ બેટા? કમળા!" વર્ષોનો એમનો સ્નેહ-ભાવભર્યો અવાજ ગજાનનના મોંમાંથી કમળા સામે જોતાં નીકળ્યો. જાણે શંભુનો આદેશ માથે ચડાવતા હોય તેમ કમળાને માથે હાથ ફેરવતાં તે બોલ્યા: "ભોળા શંભુની એવી જ ઇચ્છા છે, તો ભલે!" અને કમળાને—ગૃહલક્ષ્મીને વધાવી લેતાં એમના મોંમાંથી પૂજા ઉપરથી ઊભા થતાં બે જ શબ્દ નીકળ્યા: "લખ્યા લેખ!"

* * *

મહાદેવને મંદિરે કમળા દર્શન કરવા ગઇ હતી એની ઘરમાં સૌને ખબર હતી, પરન્તુ તે બહુ વાર થયા છતાં પાછી ફરી નહિ એટલે તેની શોધાશોધ ચાલી. તે કયાં ગઇ હશે તેની કોઇ કલ્પના કરી શક્યું નહિ. ગજાનનને ત્યાં તે હોય એવું તો કોઇને સ્વપ્ન પણ નહોતું.

કમળાને ભય હતો કે ગજાનનને ત્યાંથી પોતાને માતાપિતા ઘેર પાછી ખેંચી જશે; એટલે જસોદાના સુવાના ખંડમાં જ પોતાની

એળે પુરાઇ જતાં તેણે બહેનને કહ્યું: "મને આ ઓરડામાંથી બહાર કાઢીને જો બાપાને સોંપીશ તો હું જીભ કરડીને મરીશ!"

ગજાનનનું કુટુંબ કમળાના એ શબ્દોથી લાચાર બની ગયું અને જ્યારે મોતીરામ તથા મંછાને એ વાતની ખબર પડી ત્યારે તેઓ પણ લાચાર બની ગયાં. બધાં મૂંઝાઈ ગયાં. આખા ગામમાં વાત પ્રસરી ગઇ.

છેવટે એ જ લગ્નમુહૂર્તે જરા યે સમારંભ વિના પોપટ અને કમળા અગ્નિદેવતાની સાખે પરણ્યાં.

મોતીરામ પણ હવે તો શરમાતા—સંકોચાતા કપાળે આંગળી મૂકી કહેતા હતા: "લખ્યા લેખ!"

પરન્તુ કમળાનું હસી રહેલું વદન વણકથ્યા ઉદ્દગારો કાઢતું હતું: "પુરુષાર્થના રમકડાં જેવા જોયા તમારા એ લખ્યા લેખ!"

સમાપ્ત

# રૂબી જનરલ
# ઈન્સ્યુરન્સ કો. લી.

[ ચેરમેન : બી. એમ. બીરલા ]

★ જીંદગી
★ આગ
★ મોટર
★ અકસ્માત
★ દરીયાઈ
★ કામદારોના બદલા

વિ. ના વિમાનું કામકાજ લખતી હિન્દની
અગ્રગણ્ય પ્રગતિશીલ વીમા સંસ્થા

**બી. કે. સેતલવાડ**

જનરલ મેનેજર ઈન્ચાર્જ બોમ્બે ડીવીઝન

ઈમ્પીરીયલ બેંક એનેક્ષ બીલ્ડીંગ,
બેન્ક સ્ટ્રીટ, ફોર્ટ, મુંબઈ.

ટેલીગ્રામ્સ : **Rubinsure** ટે. નં. ૨૦૫૪૦, ૩૫૯૨૯

જાણીતા શહેરીઓએ
અને ડાક્તરોએ
અપનાવેલી

A
B C
SURGICAL CO.



એક જ વખતની અમારી
મુલાકાત તમને હંમેશના
અમારા ગ્રાહક બનાવશે

# એ. બી. સી. સર્જીકલ કાું.

દેશી તથા વિલાયતી
દવાના તથા સર્જીકલ
ઓજારોના વહેપારી

જુમ્મા મસીદ સામે, ૧૮૯૯, ગાંધીરોડ
અમદાવાદ.

ટે. નં. ૨૭૮૭

★ પ્રમાણિકતા એ અમારો મુદ્રાલેખ છે. ★

# ધી નેશનલ સીક્યુરીટી બેંક લીમીટેડ

[ સ્થાપના : ૧૯૩૯ ]

હેડ ઓફીસ : કલકત્તા

બેન્કીંગને લગતું તમામ
કામકાજ કરનારી
અગ્રગણ્ય સંસ્થા



— ચેરમેન —
એસ. સી. નોન
ઓફ
બી. સી. નોન
એન્ડ બ્રધર્સ લી.

મેનેજીંગ
ડીરેક્ટર
લાલજીભાઇ ઠક્કર

મેનેજર : અમદાવાદ બ્રાંચ
શાંતિલાલ એચ.
ત્રિવેદી
રતનપોળ, ગાંધીરોડ,

: શાખાઓ :

મુંબઈ, ફીરોજશાહ મ્હેતા રોડ, મહમદઅલી રોડ, રાણીગંજ, કોશીપુર, સુરી, સાંથીઆ, ચેટલા, જામ-જોધપુર, રાજકોટ, અમદાવાદ—રીચીરોડ, મસ્કતી મારકીટ પ્રાંતિજ, પાલગઢ, તલોદ.

★ જીંદગી
★ આગ
★ મોટર
★ અકસ્માત
★ દરીઆઇ
★ કામદારોના બદલાના વીમાનું કામકાજ કરનાર

△ સદ્ધર
△ સલામત
△ સ્વદેશી
△ વીમા સંસ્થા

# ધી ઈસ્ટર્ન ફેડરલ યુનીઅન

## ઈન્સ્યુરન્સ કંપની લીમીટેડ

— હેડ ઓફિસ —

૯, કલાઇવ સ્ટ્રીટ, કલકત્તા

— મુંબઈ બ્રાંચ —

રહીમતુલ્લા હાઉસ, હોમજી સ્ટ્રીટ, કોટ, મુંબઈ.

— અમદાવાદ બ્રાંચ —

## નટવરલાલ અંબાલાલ લાખીઆ

બ્રાંચ મેનેજર

લાલ દરવાજા, અમદાવાદ.

ટે. નં. { ઓફીસ : ૨૫૩૩
ટે. નં. { રહેઠાણ : ૭૦૯૪




સુંદર આકારનો

નહાવાનો સાબુ

# બોસ્કો ટીરોઝ





ટીરોઝનો આકાર માતાની હથેલીમાં બરાબર ફીટ થાય છે, જેથી તે હાથમાંથી સરકી જતો નથી, અને શરીર પર ઘસતાંની સાથે જ તેમાંથી ગોટેગોટ મુલાયમ ફીણ બને છે. ટીરોઝનાં ફીણ ચામડીને સંપુર્ણ સ્વચ્છ બનાવીને દૂર રાખે છે.




આજે જ એક ગોટી ખરીદો

— હરેક સ્થળે મળે છે —

## બોમ્બે સોપ ફેકટરી

[ સ્થાપના ૧૯૦૪ ]

: ઓફીસ અને શો રૂમ્સ :

૧૦૫, અબ્દુલ રહેમાન સ્ટ્રીટ, મુંબઈ

તમારો વીમો
હિંદની અગ્રગણ્ય વીમા સંસ્થા

# વલ્કન ઇન્સ્યુરન્સ કાં. લી.

અને

# રૂબી જનરલ ઇન્સ્યુ. કાં. લી.

માં ઉતરાવો

∴ આગ
∴ મોટર
∴ અકસ્માત
∴ દરીઆઇ
∴ કામદારોના બદલાના વીમાનું કામકાજ લખવામાં આવે છે.



અમદાવાદ બ્રાંચ

## જયંતીલાલ ગીરધરલાલ શાહ

બ્રાંચ મેનેજર

ટે. નં.
ઓફિસ : ૨૦૪૦
રહેઠાણ : ૭૦૭૪

ભદ્ર, કારંજ
અમદાવાદ

Telegrams:
"Policy"

# ધી એશીલીયેટેડ જનરલ
## એસ્યુરન્સ કું. લી.
હેડ ઓફીસ : મુંબઈ

**સત્તાવાર થાપણ**
રૂ. ૨૫,૦૦,૦૦૦
કાઢવામાં આવેલી થાપણ—
રૂ. ૧૫,૦૦,૦૦૦
ભરપાઇ થયેલી રકમ—
રૂ. ૯,૧૦,૦૦૦
પ્રીમીયમ આવક—
રૂ. ૨,૪૦,૦૦૦
(૧૯૪૩ ના સપ્ટેમ્બરથી ૧૯૪૪ ના ડીસેમ્બર સુધીનું) ભરપાઈ થયેલું કામકાજ
રૂ. ૫૦,૦૦,૦૦૦ થી વધુ
ડીફેન્સ ઓફ ઇન્ડીઆ
રૂલ ૯૪ અ મુજબ
રૂ. ૧૦,૦૦,૦૦૦
ની મંજુરી મળી છે.

**વીમા** અંગેના કોઈ પણ કામકાજ માટે લખો યા મળો.
**ફાયરનું** કામકાજ ટુંક સમયમાં જ શરૂ કરવામાં આવશે.

બ્રાંચ મેનેજર
**રતીલાલ સી. બુચ**
રીચીરોડ, પોસ્ટ ઓફીસ પાસે,
**અમદાવાદ**

મેનેજીંગ ડાયરેક્ટર
**લાલજીભાઇ ઠક્કર**
હવાબાઈ મેન્શન, કસ્ટમહાઉસ રોડ
**મુંબઈ**

નિષ્ણાત ડોકટરો પણ પોતાના
દર્દીઓ માટે વાપરે છે.

# આર્ય રસ

પેટના લીવર, બરોળના સોજા, પાંડુરોગ,
આંતડાનો સડો, ગેસનો સડો, ગેસનું ચડવું, ચહેરાનું
ફીક્કાપણું વિગેરેને વિજળીક ઝડપે આરામ કરે છે.

— આજે જ અજમાવો —

## રઘુનાથ આયુર્વેદિક ફાર્મસી

ગાંધીરોડ, પાડાપોળ પાસે, **અમદાવાદ.**

બાળકોના તમામ દર્દોની મશહુર દવા

# બાલસાથી [વરાધની ડબી]

[ નડીયાદના વૈદ્ય જગન્નાથ જી. ની બનાવેલી ]



બાળકને વરાધ, રતવા, તાવ, લીલા ઝાડા, ઉંટાંટીયું, સસણી,
ખાંસી, મરડો, પેટનું ચડવું, તાણુ-આંચકી, દાંત આવતી વખતની પીડા, વિ. ખાત્રીબંધ મટાડે છે. કીં. રૂા. ૧ ડબી એકનો.



બધા દવાવાળા વેચે છે. નકલી માલથી ચેતજો.



**વૈદ્ય જગન્નાથ જી. વરાધ ઓફીસ, નડીયાદ.**

# લાખો નિરાશામાં
# અમર આશા છુપાઈ છે

## મશહુર અમૂલ્ય ઔષધો ખરીદી
## જીવનભરની તંદુરસ્તી મેળવો.

**અનેક દર્દોનું મૂળ એકજ હોય છે !**

## લીવર ટોનીક પીલ્સ

[ રજીસ્ટર્ડ ]

પેટનાં તમામ રોગો નાબુદ કરનારૂં અમૂલ્ય ઔષધ.

જીવનને નિરોગી રાખવા માટે પેટની તંદુરસ્તીની ખાસ જરૂરીયાત ગણાય. "લીવર ટોનીક પીલ્સના સેવનથી ઘડી ઘડીમાં થઇ આવતી અવનવી પેટની બીમારીઓમાં દરેકે દરેકને સંપૂર્ણ ફાયદો મળેલો છે.

બા. ૧ ની કિં. રૂ. ૧-૪-૦
વી. પી. ખર્ચ નવ આના જુદા.
સંપુર્ણ ખોરાક ત્રણ બાટલી સાથેની કિં. રૂ. ૩-૧૨-૦ વી. પી. ખર્ચ માફ.

**ગુમાવેલી તંદુરસ્તી મેળવો!**

## સ્ત્રી—સહાય

[ સુવાવડનો કવાથ ]

**સુવાવડમાં થતાં દરેક રોગો નાબુદ કરનારૂં અમૂલ્ય ઔષધ**

સુવાવડ પછી આ કવાથ વાપરવાથી સુવાવડમાં થતી દરેકે દરેક બીમારી નાબુદ કરી ગર્ભાશયના તમામ રોગો મટાડી કોઠો સાફ કરી અસલ મુજબની તંદુરસ્તી બક્ષી સંપુર્ણ શક્તિ લાવનાર તરીકે પ્રસિદ્ધ છે.

એક પેકેટની કીં. રૂ. ૧-૪-૦
વી. પી. ખર્ચ નવ આના જુદા.
સંપૂર્ણ દવા ત્રણ પેકેટ સાથેની કીં. રૂ. ૩-૧૨-૦ વી. પી. ખર્ચ માફ.

## ત્રિભુવન આયુર્વેદિક ફાર્મસી

ગાંધીરોડ : અમદાવાદ

## હિંદુપત પાદશાહીના સ્થાપક



રાષ્ટ્રવીર શિવાજી સમક્ષ કિલ્લેદારની કન્યા રજુ કરી તેના સરદારે ઈનામ મેળવવા ધાર્યું........
પરંતુ તે મરાઠા કુળદિપક ભોળવાયો નહિ અને પોતાના સરદારને ઠપકો આપી કિલ્લેદારની કન્યાને માનસહિત વિદાય કરી.

# પિયુષ

**અપલિફ્ટ બ્રેસિયર વાપરો.**

| સ્ટાઇલ | નંબર | સાઇઝ | કીં. રૂા. |
|---|---|---|---|
| "મોડર્ન" | ૨૩૦૧ | ૨૬" થી ૪૬" | ૨-૦-૦ |
| "લવલી" | ૨૪૦૫ | ૨૮" થી ૩૬" | ૩-૦-૦ |
| "કોટન નીટેડ" | ૧૭૧૫ | ૨૮" થી ૩૬" | ૩-૮-૦ |
| "યંગસ્ટર" | ૨૫૧૭ | ૨૮" થી ૩૬" | ૪-૮-૦ |
| "સીલ્ક નીટેડ" | ૧૦૧૫ | ૨૬" થી ૩૪" | ૫-૪-૦ |

**Note :–Bust Measurement Should be sent.**

# પિયુષ હોઝીયરી વર્કર્સ

રાજામહેતાની પોળ, **અમદાવાદ**

અમદાવાદના સ્ટોકીસ્ટ :

## કે. સી. બ્રધર્સ

૨૬૪૯, જુમ્મા મસજીદ, અમદાવાદ. ૨૬૫૦,




દરાજ (દાદર) માટે અકસીર

# નેરોલનું લંગર છાપ

રીંગવર્મોઇન અકસીર છે. એકજ બાટલીથી
દાદર જડમુળથી જાય છે.



**ખરજવા**ના હજારો કેસોમાં
રીંગવર્મોઇન તથા નેરોલના લંગર માર્કો
ખસ. ખરજવાના મલમથી અજાયબી
પમાડનાર. ફાયદો થયો છે.
દરેક ગામમાં વેચાય છે.

તાવ, બરોળ, કમળો તથા
પેટના તમામ દર્દો માટે
**નેરોલ નં. ૮૦૮**
અકસીર છે, તાવની સરસ
દવા તરીકે **નેરોલ ૮૦૮**
ગુજરાતમાંના ગામે ગામ
મશહુર છે.




**બાટલી ૧ ની કિંમત રૂ. ૧–૮–૦ પોસ્ટેજ અલગ**
દરેક ગામના દવાવાળા સ્ટોર્સ તથા ગાંધીની દુકાને
વેચાય છે, જથાબંધ બાટલી માટે લખો:—

# ધી નેરોલ એજન્સી અત્તરવાલા

**ત્રણ દરવાજા, અમદાવાદ.**

# થાકેલાઓનું...

રસાસ્વાદના
શોખીનોનું
અદ્યતન આધુનિક

## દિલારામ આરામગૃહ

- મ્હેસુરી મદ્રાસી ઢોંસા
- કટલેસ
- કવાલ
- સ્વાદિષ્ટ ભજીયાં
- બટાકાપુરી
- વેફર
- કચોરી
- ઉશળ

તથા બીજી અનેક
સ્પેશીયલ બનાવટો

# ડોના

રેસ્ટોરાં એન્ડ કોલ્ડ્રીંગ હાઉસ
મરંજ સામે ભદ્ર : અમદાવાદ

★ સદ્ધર
★ સર્વોત્તમ
★ સ્વદેશી
★ સંસ્થા

# ધી ઈન્ડીયન ગ્લોબ ઇન્સ્યુરન્સ કંપની લીમીટેડ

(મેનેજીંગ ડીરેક્ટર : શ્રી. વિજયસિંહ ગોવિંદજી)
જનરલ મેનેજર : શ્રી. નવલ જેરાજાણી

વિશિષ્ટતા
દાવાની તાત્કાલિક પતાવટ
પ્રીમીયમના વ્યાજબી દરો

△ જીંદગી
△ દરિઆઇ
△ આગ
△ મોટર
△ અકસ્માત વિગેરેનું કામકાજ લખવામાં આવે છે.

— હેડ ઓફીસ —
પ્રોસ્પેક્ટસ ચેમ્બર્સ, હોર્નબી રોડ,
ફોર્ટ, મુંબઈ

ટે. નં. { ૨૩૬૩૦ / ૨૩૫૬૩
ટેલીગ્રામ્સ : Globins

—: શાખાઓ :—
કલકત્તા, લાહોર, રંગુન, હૈદ્રાબાદ (દક્ષીણ)
મોમ્બાસા (બી. ઇ. આફ્રીકા)

# રામતીર્થ બ્રાહ્મી તેલ

**સ્પેશીયલ નં. ૧**




મગજના જ્ઞાનતંતુઓ બળવાન બને છે. ધોળા વાળ કાળા થાય છે. ખરતા અટકે છે. અને વધે છે. ટાલમાં વાળ ઉગે છે. ખોડો મટે છે. ગ્રાહશક્તિ અને આંખોની દ્રષ્ટી વધે છે. માથાનો દુઃખાવો મટે છે. ગાઢ નિદ્રા આવે છે. હરેક ૠતુમાં બ્હેનો, પુરૂષો અને બાળકો માટે મહાન ફાયદો કરનાર છે.

**બધે મળે છે:—**

## શ્રી રામતીર્થ યોગાશ્રમ
૪૮૮, સેન્ડહર્સ્ટ રોડ, મુંબઈ ૪.

૧ પાઉંડની બાટલીના રૂા. ૩-૮-૦. અર્ધો પાઉંડની બા. ૨-૮-૦.

---

**એકજ ભાવથી**

## હોઝીયારી, હેટ, રેઈનકોટ
## છત્રીઓ, નીટીંગવુલ
અને
## બીજી નોવેલ્ટીઝ

—:ખરીદવાનું વિશ્વાસપાત્ર સ્થળ—:

# કે. સી. બ્રધર્સ

૨૬૪૯–૨૬૫૦, જુમ્મા મસીદ,

**અમદાવાદ.**

તા. ક:—કે. સી. બ્રધર્સના નામ શીવાયની અમારી બીજી દુકાન નથી.



# નેપચ્યુન આગેકદમ!

## સત્તાવાર થાપણ રૂા. ૫૦,૦૦,૦૦૦
## બહાર પડેલી થાપણ રૂા. ૨૦,૦૦,૦૦૦

૧૯૩૦ માં નેપચ્યુન એસ્યુરન્સ કંપનીની સ્થાપના થઈ. ૧૯૩૨ માં કંપનીએ વીમાનું કામ શરૂ કર્યું, અને ઘડીઆળથી વીમાની યોજનાઓ દાખલ કરી, કંપનીએ ટુંક વખતમાં સફળતા મેળવી લીધી.

મુંબઈના જાણીતા શહેરી, અને વેપારી **શ્રી શેઠ વિઠલદાસ દામોદર ગોવિંદજીએ** કંપનીના પ્રમુખ તરીકે, પોતાની જાતી દેખરેખ અને વ્યવસ્થા નીચે કંપનીની સંગીન સ્થિતિ બનાવવામાં અમૂલ્ય ફાળો અને ટાઈમ આપ્યાં.

સદ્‌ગત **સર ગોવિંદરાવ પ્રધાન,** જેઓ મુંબઈ સરકારના નાણા મંત્રી હતા, તેઓએ કંપનીની આઠ વર્ષ અમુલ્ય સેવાઓ બજાવી. તેમના સ્વર્ગવાસ પછી, બોમ્બે સ્ટોક એકસચેન્જના લોકપ્રિય ઉપપ્રમુખ **શ્રી અમૃતલાલ કાલીદાસે** કંપનીના ડીરેકટરોના પ્રમુખ તરીકેનું પદ સંભાળ્યું.

હવે **શ્રી અમૃતલાલ કાલીદાસની** દોરવણી નીચે કંપનીએ પોતાની કેપીટલ વધારી છે, અને ખાનગી સંસ્થામાંથી જાહેર પ્રજાની પબ્લીક સંસ્થા થઈ છે. કંપનીએ આગ, મોટર, અને જનરલ વીમાનું કામ શરૂ કરેલ છે.

### કંપનીની પ્રગતિનો ખ્યાલ આપતા આંકડાઓ

| ભરપાઈ કરેલું | લાઈફ ફંડ | વ્યાજની આવક | ખર્ચનું |
|---|---|---|---|
| કામકાજ | રૂા. | રૂા. | રૂા. |
| ૧૯૩૩ | ૧૭,૦૦,૦૦૦ | ૧૨,૦૦૦ | ૮૦૦૦ |
| ૧૯૩૭ | ૩૪,૦૦,૦૦૦ | ૩,૭૫ ૦૦૦ | ૯,૦૦૦ |
| ૧૯૪૪ | ૬૫,૦૦,૦૦૦ | ૩૩,૪૦,૦૩૬ | ૧,૫૧,૦૯૩ |

# ધી નેપચ્યુન એસ્યુરન્સ કં. લી.

નેપચ્યુન બીલ્ડીંગ, હોર્નબી રોડ, કોટ—**મુંબઈ.** બ્રાંચ—પાંચકુવા—**અમદાવાદ**

પ્રવાસીઓ નોંધી રાખજો કે:—

સુરતમાં રહેવા જમવાની
આદર્શ સગવડો ધરાવતું
એક જ સંસ્કારી મથક છે.

# મોડર્ન હિંદુ કલબ

**બોર્ડીંગ એન્ડ લૉજીંગ હાઉસ**

મ્યુની. શાક મારકીટ સામે : બરાનપુરી ભાગોળ,
સુરત.

**મોડર્ન મહેમાનગીરી માટે મશહુર છે.**

---

કોણે દીઠી કાલ?

માટે આવતી કાલ પર મુલતવી ન રાખતા
આજે અત્યારે ને અબઘડી

## ધી જનરલ એસ્યુરન્સ સોસાયટી લી. અજમેર

હેડ ઓફીસ:—જનરલ એસ્યુરન્સ બીલ્ડીંગ્સ, કચેરી રોડ, અજમેર.
માં તમારો તથા તમારા સ્વજનોનો વીમો
ઉતરાવી ભાવિની ચિંતામાંથી મુક્ત થાઓ.

—: લખો યા મળો :—
**મનુભાઈ બી. શાહ બી. એ.**
સુરત અને ભરૂચ જીલ્લાના ઇન્સપેકટર.
વાડી ફળીયા, કોટ સફીલ રોડ, સુરત.

બ્રાંચ ઓફીસ:
જનરલ એસ્યુરન્સ બીલ્ડીંગ્સ,
હોર્નબી રોડ, ફોર્ટ, મુંબઈ.

બ્રાંચ ઓફીસ:
ભદ્ર,
અમદાવાદ.

બહોળા વપરાશથી વિખ્યાત થએલી અમારી

# પ્રદર વિનાશક દવા

**વનિતા વર્ગનું જીવન છે.**

**કે મ કે**

**તે સ્ત્રીઓના દરેક રોગ દૂર કરે છે.**

**( રજીસ્ટર્ડ નં. ૩૧૦ )**

આ દવા સર્વ પ્રકારના પ્રદરો [નબળાઈનું જવું] અનિયમિત ઋતુ-સ્રાવ, રક્તપ્રદર, કસુવાવડ, છોડ, હીસ્ટીરીઆ, પેડુનો દુખાવો, છાતીમાં દાહ, જીર્ણજ્વર, હાથપગની બળતરા, ગર્ભાશયનો સોજો, સુવારોગ તેમજ ગર્ભાશયના તમામ જુના હઠીલાં દરદો મટાડી ગર્ભાશયને સુધારી શરીરને શક્તિ આપે છે, અને ગર્ભ ધારણ કરવા યોગ્ય બનાવે છે.

**બોકસ ૧ની કીંમત રૂા ૨-૮-૦ પોસ્ટેજ ૦-૧૦-૦**

**મેનેજર—પ્રદરવિનાશક ઑફીસ, ખંભાત-(૧૫) (Cambay)**

---

**કબજીઆત, મરડો, તાકાત તથા ધાતુ રોગો માટે**



**R. .B S. ઊંઝાનું**

**લક્ષ્મી છાપ**

# સત-ઇસબગોલ

**ઉત્તમ સાબીત થયેલ છે.**

**આજે જ પેકેટ વાપરી ખાત્રી કરો**

**—: એજન્ટસ :—**

**અમદાવાદ:—એસ. રમણ એન્ડ કું.,** ગાંધીરોડ,
**મુંબઇ:—બી. અમૃતલાલની કું.** કાલબાદેવી રોડ,
**પુના:—જયંત એન્ડ કું.,** લક્ષ્મીરોડ,
**નાગપુર સીટી:—વૈદ્ય બ્રધર્સ.,** ન્યુ ફવારી રોડ.
**જોધપુર:-વ્યાસ એન્ડ હાથી બ્રધર્સ,** જેલોરી ગેઈટ

કાઠિઆવાડ, સીંધ અને યુ પી. **ઊંઝા ટ્રેડીંગ કું. ઊંઝા.**



જીવન એ સંગીત છે—દેવો માટે

જીવન એ યુદ્ધ છે—પશુઓ માટે.

જીવન એ પરિહાસ છે—વિરાગીઓ માટે.

જીવન એ નાટક છે—સંસારીઓ માટે.

જીવન એ અકસ્માત છે—માનવો માટે.

આનન્દે છે આપ્તજનો જન્મના અકસ્માતે;

અનુભવે છે આઘાતો મૃત્યુના અકસ્માતે.

## વાપરશો દિર્ઘદૃષ્ટિ?

આપ્તજનોને શિરે તોળાતા આગ, જિંદગી

અને અકસ્માતના આઘાતો નિવારવા?!

# ધી સેન્ટીનલ એશ્યોરન્સ કંપની લી.

: બ્રાન્ચ ઓફીસ :

આર ૬૯૫, રી. રોડ,

અમદાવાદ.

: હેડ ઓફિસ :

પ્રોસ્પેક્ટસ ચેમ્બર્સ, હોર્નબી રોડ,

મુંબઈ.

# Amritlal Ojha & Sons, Ltd.

Great Social Building,

60, Sir Pherozshah Mehta Road,

Fort, **BOMBAY.**

Telegrams : **OJHA** Telephones : **30964-65**

Coal, Shipping and Insurance Agents.

✶

*Managing Agents :*

1 The Indian Enamel Works, Ltd.
BOMBAY

2 The Indian Shipping
Industry Ltd., BOMBAY

✶

*Associated Company :*

**The Great Social Life & General Assurance Ltd.**

